












# બૃહદ્ થોક સંગ્રહ





છપાવી પ્રસિદ્ધ કરનાર
**શ્રી. શામજી વેલજી વીરાણી**
અને
**શ્રી. કડવીબાઈ વીરાણી સ્મારક ટ્રસ્ટ**
૬, દિવાનપરા, રાજકોટ

મનહર

| નં. | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | બા બ્ર શ્રી વિનોદમુનિનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર | |
| ૧ | શ્રી નવ તત્ત્વ | ૧ |
| ૨ | પચીશ ક્રિયા | ૧૧ |
| ૨ | છકાયના બોલ | ૧૫ |
| ૪ | પચીશ બોલ | ૩૫ |
| ૫ | સિદ્ધ દ્વાર | ૪૧ |
| ૬ | ચોવીશ દંડક | ૪૫ |
| ૭ | આઠ કર્મની પ્રકૃતિ | ૭૩ |
| ૮ | ગતાગતિ | ૮૩ |
| ૯ | છ આરાના ભાવ | ૯૩ |
| ૧૦ | દશ દ્વારના જીવસ્થાનક | ૧૦૧ |
| ૧૦ અ | શ્રી ગુણસ્થાનદ્વાર | ૧૧૩ |
| ૧૧ | તેત્રીશ બોલ | ૧૨૮ |
| ૧૨ | નંદિસૂત્રમાથી પાચ જ્ઞાનનું વિવેચન | ૧૪૨ |
| ૧૩ | ત્રેવીશ પદવી | ૧૫૯ |
| ૧૪ | પાચ શરીર | ૧૬૬ |
| ૧૫ | પાંચ ઈંદ્રિય | ૧૭૦ |
| ૧૬ | રૂપી અરૂપીના બોલ | ૧૭૩ |
| ૧૭ | મોટો બાસઠીયો | ૧૭૫ |
| ૧૮ | બાવન બોલ | ૧૮૯ |
| ૧૯ | શ્રોતા અધિકાર | ૧૯૯ |
| ૨૦ | અઠાણું બોલનો અલ્પ બહુત્વ | ૨૦૪ |
| ૨૧ | પુદ્ગલ પરાવર્ત | ૨૦૭ |
| ૨૨ | જીવોની માર્ગણાના ૫૬૩ પ્રશ્નો | ૨૧૩ |

## ફોટા

# નિવેદન.

" असंखयं जीविय मा पमायए '

સ્વર્ગસ્થ બા બ્ર શ્રી વિનોદમુનિજી આગમોક્ત જિન-વાણીના પરમ ભક્ત હતા આગમવચનો પર એમની અગાધ શ્રદ્ધા હતી, અને " असंखयं जीविय मा पमायए " ( જીવન તૂટ્યુ સંધાતુ નથી માટે ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કરવો જોઈએ ) આ તેમનુ ધ્યેય હતું

વીતરાગની વાણીનો વિશેષ પ્રચાર કેમ થાય એની એમના હૃદયમા ઘણીજ ધગશ હતી વીતરાગના વચનોનું શ્રદ્ધાન કરીને એમણે ભાગવતી દીક્ષા અંગીકાર કરી એમની દીક્ષા સસ્કાર વિધિમા અમે નિમિત્ત ન થઇ શકયા, એ અમારી કમનસીબી છે. વીતરાગ વાણીના પ્રચારની એમની જે ઉત્કૃષ્ટ ઇચ્છા હતી તે સદ્ભાવનાની પૂર્તિરૂપે વીતરાગવાણીમાંથી જે ઉત્તમ જ્ઞાન કે જે નિત્ય શ્રાવક જીવનમા ઉપયોગી થઈ શકે તેવા સાહિત્યનુ પ્રકાશન કરીને અમુક અંશે એ દુખને હળવુ કરવા અમારા ચિત્તને શાન્ત્વન આપવાનો સ્વલ્પ પ્રયત્ન કરી આ ગ્રંથ સ્વર્ગસ્થ બા બ્ર શ્રી વિનોદમુનિજીને શ્રદ્ધાંજલિરૂપે અર્પણ કરીએ છીએ

સ્વર્ગસ્થ મુનિશ્રી નિર્વાણ પામ્યા પછી તેમના સ્વર્ગારોહણનુ જે નિમિત્ત સરજાયુ તેનુ વર્ણન તથા તેમના આદર્શ જીવનનો વૃત્તાંત સક્ષિપ્તમા આ ગ્રંથમા આપેલ છે તેમજ તેમના અનુપમ

જીવનને આવરી લેતો ગ્રંથ ગુજરાતી તથા હિન્દીભાષામાં જુદા જુદા ગ્રંથ રૂપે પ્રકાશન થએલ છે "શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ" નામનો ગ્રંથ અમો શ્રી જૈન ધર્મ પ્રેમી મુમુક્ષુઓ સમક્ષ મૂકીએ છીએ જેમાં નિત્ય સ્વાધ્યાય કરવા માટે ઘણું ઘણું આપ્યું છે

આવા ગ્રંથો સસ્તી કિંમતે મળી શકે તો તેનો લાભ સૌ કોઇ વધારે પ્રમાણમાં લીએ અને જૈન જ્ઞાનના પ્રચાર વધે એ કારણને અંગે અને અમારા સ્વ. પૂ. પિતાશ્રીની જે ખરા અંતઃકરણની ધગશ અને આકાંક્ષા હતી તેમજ તેઓશ્રીની સૂચના હતી તે પ્રમાણે આજે આ ગ્રંથ "ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ" તેમજ શ્રી જૈન તત્ત્વ પ્રકાશ, શ્રી સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન, મહામંત્ર આરાધના શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ શ્રી જૈન જ્ઞાન સાગર, શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ શ્રી ઉદ્ગાર બોધ અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (ગુજરાતી) તથા (હિંદી) શ્રી સિદ્ધિના સોપાન, શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર શ્રી પ્રતિક્રમણ સૂત્ર ને સામાયિક સૂત્ર જેવા ધાર્મિક ગ્રંથો અને ધાર્મિક ઉપકરણો પડતર કિંમત કરતા ઓછી કિંમતે આપીને તેઓશ્રીની ઇચ્છા અને ભાવનાને માન આપ્યાનો અમોને સંપૂર્ણ આનંદ થાય છે તે સાથે આ ગ્રંથ જૈન ધર્મ પ્રેમી સમાજ સમક્ષ સાદર રજુ કરવાનો અમને પ્રાપ્ત થએલ શુભ અવસર બદલ અમારી આનંદ કૃતકૃત્ય માનીએ છીએ.

લિ. આત્મબંધુ

દુર્લભજી ગામજી વીરાણી

# બા. બ્ર. શ્રી વિનોદમુનિનુ સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

*

આ બૃહદ થોકસંગ્રહ નામનું પુસ્તક બા. બ્ર શ્રી વિનોદમુનિના સ્મણાર્થે પ્રગટ કરવામા આવેલ છે તેથી તેમના જીવન ચરિત્રના પુસ્તકમાંથી અહીં સંક્ષિપ્તમાં તેઓશ્રીનું જીવન વૃતાંત છપાવવામાં આવેલ છે અને તેમને આ પુસ્તક અર્પણ કરવામાં આવે છે

આ પરમ વૈરાગી પુરુષનો જન્મ, વિક્રમ સંવત ૧૯૯૨ મા પોર્ટસુદાન (આફ્રિકા) માં કે જ્યા વીરાણી કુટુંબનો વ્યાપાર આજ દિવસ સુધી ચાલુ છે, ત્યાં થયો હતો

શ્રી વિનોદકુમારના પુણ્યવાન પિતાશ્રીનુ નામ શેઠશ્રી દુર્લભજી શામજી વીરાણી અને મહાભાગ્યવાન માતુશ્રીનુ નામ બેન મણીબેન વીરાણી, બન્નેનુ અસલ વતન રાજકોટ (સૌરાષ્ટ્ર) છે બેન મણીબેન ધાર્મિક ક્રિયામા પહેલેથી જ રુચિવાળા હતા, પરંતુ શ્રી વિનોદકુમાર ગર્ભમા આવ્યા પછી વધારે દૃઢધર્મી અને પ્રિયધર્મી બન્યા હતા

પૂર્વ ભવના સંસ્કારથી શ્રી વિનોદકુમારનુ લક્ષ ધાર્મિક અભ્યાસ અને ત્યાગભાવ તરફ વધારે હોવા છતા તેઓશ્રીએ નોન-મેટ્રીક સુધી અભ્યાસ કરી વ્યાવહારિક કેળવણી લીધેલી અને વ્યાપારી પેઢીમા કુશળતા બતાવેલી

તેઓશ્રીએ યુનાઇટેડ કિંગડમ, ફ્રાન્સ, બેલ્જીયમ, હોલેન્ડ, જર્મની, સ્વિટ્ઝર્લેંડ, તેમજ ઇટાલી, ઇજીપ્ત વગેરે દેશોમા પ્રવાસ કરેલ સં ૨૦૦૯ના વૈશાખ માસ સને ૧૯૫૩ મા લંડનમા રાણી એલીઝાબેથના રાજ્યારોહણ પ્રસંગે તેઓશ્રી લંડન ગયા હતા કાશ્મીરનો પ્રવાસ પણ તેમણે કરેલ પરદેશ ફરવા છતા પણ તેમણે કોઇ વખતે પણ કંદમૂળનો આહાર વાપરેલ નહીં

ઊગતી આવતી યુવાનીમા તેઓશ્રીએ દુનીઆનાં રમણીય સ્થળો જેવાં કે કાશ્મીર, ઇજીપ્ત અને યુરોપનાં સુંદર સ્થળોની

મુલાકાત લીધી હોવા છતાં એ તેઓને રમણીય સ્થળો કે રમણીય યુવતીઓનું આકર્ષણ થયું નહીં, એ એના પૂર્વભવના ધાર્મિક સંસ્કારનો રંગ હતો અને એ રમેજ તેમને તે બધું ન ગમ્યું અને તુરત વતન પાછા ફર્યા અને સાધુ-સાધ્વીજીના દર્શન કરવા ઠેકઠેકાણે ગયા અને તેમના ઉપદેશનો લાભ લીધો અને વૈરાગ્યમા જ મન લાગ્યું હુંડા ચોવીસીના પાંચમા આરાનું વિચિત્ર વાતાવરણ જોઈ તેમને કંઈક ક્ષોભ થતો કે તુરત જ તેનો ખુલાસો મેળવી લેતા અને ત્યાગભાવમાં સ્થિર રહેતા. પરદેશમા પણ સામાયિક, પ્રતિક્રમણ ચઉવિહાર આદિ પચ્ચકખાણ તેઓ ચૂકતા નહીં. ઊંચી કોટીની શૈયાનો ત્યાગ કરી તેઓ સૂવા માટે માત્ર એક શેતરંજી એક ઓસીકું અને ઓઢવામાટે એક ચાદર ફક્ત વાપરતા, અને પલંગ ઉપર નહીં પણ ભૂમિ પર જ શયન કરતા અને પહેરવા માટે એક ખાદીનો લેંઘો અને ઝભ્ભો વાપરતા. કોઈ વખતે કબજો પહેરતા. બહુ ઠંડી હોય તો વખતે સાદો ગરમ કોટ પહેરી લેતા અને મુહપત્તિ પાથરણું રજોહરણ અને બે ચાર ધાર્મિક પુસ્તકની ઝોળી સાથે રાખતા સંડાસમા નહીં પણ જંગલમાં એકાંત જગ્યામા વડી ભાગે શરીરની અશુચિ દૂર કરવા જતા. હાલવા ચાલવામાં સંડાસ અને પેશાબ સંબંધીમાં જીવદયાની બરાબર જતના કરતા.

દેશમાં કે પરદેશમાં જ્યારે તેમને કોઈની સાથે મળવાનું થતુ ત્યારે તેમની સાથે અહિંસામય જૈન ધર્મનું સ્વરૂપ પ્રગટ કર્યા વગર રહેતા નહી

દીક્ષાર્થીઓને જલદી દીક્ષા લેવાની પ્રેરણા કરતા અને એમજ કહેતા કે જીંદગીનો કોઈ ભરોસો નથી. અસંખય જીવિય મા પમાયએ” આયુષ્ય તૂટ્યાં પછી સાંધતી નથી જીવન તૂટ્યું સંધાતુ નથી માટે ધર્મ કરણીમા સમયમાત્રનો પ્રમાદ ન કરવો જોઈએ.

ગોંડલ સંપ્રદાયના [illegible] પૂ. મુનિવરો અને પૂ. મહાસતીજી-ઓનો તથા બોટાદ સંપ્રદાયના પૂ. આચાર્યશ્રી માણેકચંદજી મહારાજ

અને દરિયાપુરી સંપ્રદાયના ભાયચંદજી મહારાજ, શ્રમણ સંઘના મુખ્ય આચાર્યશ્રી આત્મારામજી મહારાજ વગેરે અનેક સાધુ સાધ્વીઓના ઉપદેશનો તેમણે લાભ લીધેલ મુંબઈમાં સાં ૨૦૧૧ની સાલમાં શ્રી ધર્મસિંહજી સંપ્રદાયના શ્રી લાલચંદજી મહારાજનો પરિચય થયો લાલચંદજી મહારાજ પોતે, સંસારપક્ષના ત્રણ પુત્રો અને બે પુત્રીઓ એમ કુલ ૬ બલકે આખા કુટુંબે સંયમ અંગીકાર કરેલ, તે જાણી તેમને અદ્‌ભૂત ત્યાગ ભાવના પ્રગટ થઇ કે કદી ક્ષય પામી નહીં

આ પહેલા તેઓ જયારે માતા-પિતાની સાથે પૂજ્ય આચાર્ય શ્રી માણેકચંદજી મહારાજના દર્શને બોટાદ ગયેલા ત્યારે તેમના ઉપદેશની જે અસર થઇ તે મુખ્ય અસર પહેલી હતી અને બીજી અસર 'પૂજ્ય શ્રી લાલચંદજી મહારાજના સહકુટુંબની દીક્ષા' એ હતી આ બેઉ પ્રસંગોએ પૂર્વભવની બાકી રહેલી આરાધના પૂરી કરવાના નિમિત્તરૂપ હોઈને વખતો વખત તેઓ માતા-પિતા પાસે દીક્ષાની આજ્ઞા માગતા હતા અને તેનો જવાબ તેમના પિતાશ્રી તરફથી એક જ હતો જે 'હજુ વાર છે સમય પાકવા દીઓ જ્ઞાન, અભ્યાસ વધારો'

સા, ૨૦૧૨ ના અષાઢ શુદી ૧૫થી શ્રી વિનોદકુમારે આચાર્યશ્રી પુરુષોત્તમજી મહારાજ સાહેબ પાસે વેરાવળ ચાતુર્માસ દરમ્યાન ખાસ નિયમીત રીતે દીક્ષાની તૈયારી કરવા માટે તેમની પાસે જ્ઞાનાભ્યાસ કર્યો તેની સાથે શ્રી પુરૂષોત્તમજી મહારાજના સંસાર પક્ષના કુટુંબિક, દીક્ષાના ભાવિક શ્રી જસરાજભાઇ પણ જ્ઞાનાભ્યાસ કરતા હતા તેઓએ ત્યા એવો નિર્ણય કરેલો કે શ્રી પુરૂષોત્તમજી મહારાજ પાસે આપણે બંનેએ દીક્ષા લેવી પહેલા વિનોદકુમારે અને પછી શ્રી જસરાજભાઈએ દીક્ષા લેવી શ્રી જસરાજભાઈની દીક્ષા તિથિ પૂ પુરૂષોત્તમજી મહારાજ સાહેબે સા ૨૦૧૩ ના જેઠ શુદ ૫ ને સોમવારે માગરોલ મુકામે નક્કી કરી શ્રી જસરાજભાઈ, વિનોદકુમારને રાજકોટ મળ્યા શ્રી વિનોદકુમારે શ્રી જસરાજભાઇની યથાયોગ્ય સેવા બજાવી, માગરોલ રવાના કર્યા અને પોતે નિશ્ચયપૂર્વક દીક્ષા માટે આજ્ઞા માગી પણ તેઓના પિતાશ્રીની

એકને એક વાણી સાંભળીને તેમને મનમાં આઘાત થયો અને દીક્ષા લેવા માટેનો તેમણે બીજો રસ્તો શોધી કાઢયો.

પૂજ્ય શ્રી લાલચંદજી મહારાજ અને તેમના શિષ્યનો પરિચય મુંબઈમાં થયેલ હતો અને ત્યારબાદ કોઈ કોઈ વખત પત્ર વહેવાર પણ થતો હતો. છેલ્લા પત્રમાં તેમણે લખેલ હતું જે પૂ. શ્રી લાલચંદજી મહારાજ, ખીચન, પૂ. આચાર્ય શ્રી સમર્થમલજી મહારાજ સાહેબ પાસે જ્ઞાનાભ્યાસ અર્થે ગયા છે. પોતાને પિતાશ્રીની આજ્ઞા દીક્ષા માટે મળે તેમ નથી અને દીક્ષા તો લેવી જ છે આજ્ઞા વિના કોઈ સાધુ મુનિરાજ દીક્ષા આપશે નહિ અને સ્વયમેવ દીક્ષા સૌરાષ્ટ્રમાં લઈને આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે જવામાં ઘણાં વિઘ્ન થશે એમ ધારીને તેઓએ દૂર રાજસ્થાનમાં ચાલ્યા જવાનું નક્કી કર્યું

તા. ૨૪-૫-૫૭ સં. ૨૦૧૩ ના વૈશાખ વદ ૧૦ ને શુક્રવારના રોજ સાંજના, માતુશ્રી સાથે છેલ્લું જમણ કર્યું ભોજન કરી માતુશ્રી સામાયિકમાં બેસી ગયા. તે વખતે કોઈને જાણ કર્યા વગર દીક્ષાના વિઘ્નોમાંથી બચવા માટે ઘર, કુટુંબ સૌરાષ્ટ્ર ભૂમિ અને ગોંડલ સંપ્રદાયનો ત્યાગ કરી તેઓ ખીચન તરફ રવાના થયા.

શ્રી વિનોદમુનિના નિવેદન પરથી માલૂમ પડયું કે તા. ૨૪-૫-૫૭ ના રોજ રાત્રે આઠ વાગ્યે મોરબી નીકળી રાજકોટ જંકશને જોધપુરની ટિકિટ લીધી. તા. ૨૫-૫-૫૭ ના સવારે ૮ વાગ્યે મહેસાણા પહોંચ્યા ત્યાં અડધી કલાક ગાડી પડી રહે છે તે દરમ્યાન [illegible] જઈને લોચ કરવા માટેના વાળ રાખીને બાકીના કઢાવી નાખ્યા અને ગાડીમાં બેસી ગયા મારવાડ જંકશન તથા જોધપુર જંકશન થઈને તા. ૨૬-૫-૫૭ ની વહેલી સવારે ૭।। વાગ્યે ફલોદી પહોંચ્યા, ત્યાંથી પગે ચાલીને ખીચન ઉપાશ્રયમાં પહોંચ્યા અને ઉપાશ્રયમાં બિરાજતા મુનિવરોના દર્શન કર્યાં વંદણા નમસ્કાર કરી સુખશાતા પૂછી બહાર નીકળ્યા અને પોતાનાં સામાયિકનાં કપડાં પહેર્યાં અને પછી પૂજ્ય

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



શ્રી શામજી વેલજી વીરાણી

શ્રી સંતોની સન્મુખ સામાયિક કરવા બેઠા તેમાં "જાવ નિયમ પજ્જુવાસામિ દુવિહં તિવિહેણું"ના બદલે "જાવ જીવ પજ્જુવાસામિ તિવિહં તિવિહેણં" બોલ્યા તે શ્રી લાલચંદજી મહારાજે સાંભળ્યુ અને તેઓશ્રીએ પૂછયું કે "વિનોદકુમાર ! તમે આ શુ કરો છો ? તેનો જવાબ આપવાને બદલે "અપ્પાણુ વોસિરામિ" બોલી પાઠ પૂરો કર્યો અને પછી વિનયપૂર્વક બે હાથ જોડીને બોલ્યા કે "સાહેબ ! એ તો બની ચૂકયું અને મેં સ્વયમેવ દીક્ષા લઈ લીધી તે બરાબર જ છે અને તેમાં કાંઇ ફેરફાર થઇ શકે તેમ નથી આ સિવાય આપશ્રીની બીજી કોઇ પણ પ્રકારની આજ્ઞા હોય તો ફરમાવો."

તેજ દિવસે બપોરના મુનિશ્રી સમર્થમલજી મહારાજ સાહેબે શ્રી વિનોદકુમાર મુનિને પોતાની પાસે બોલાવ્યા અને સમજાવ્યા કે "તમે એક સારા ખાનદાન કુટુંબના વ્યકિત છો તમારી આ દીક્ષા અંગીકાર કરવાની રીત બરાબર નથી કારણ કે તમારા માતા-પિતાને આ હકીકતથી દુઃખ થાય અને તેથી મારી સંમતિ છે કે રજોહરણની ડાંડી ઉપરથી કપડુ કાઢી નાખો જેથી તમો શ્રાવક ગણાઓ અને જરૂર પડે તો શ્રાવકોનો સાથ લઇ શકો એમ ત્રણવાર પૂજ્ય "મહારજશ્રીએ સમજાવેલ પરંતુ તેમણે ત્રણેય વખત એકજ ઉત્તર આપેલો કે ' જે થયુ તે થયું હવે મારે આગળ શુ કરવુ તે ફરમાવો "

શ્રી વિનોદમુનિના શ્રી સમર્થમલજી જેવા મહામુનિના પ્રશ્નના જવાબ પછી ખીચનનો ચતુર્વિધ સંઘ વિચારમા પડી ગયો અને મુનિશ્રીઓ પર સંસારીઓનો કોઈપણ પ્રકારનો નિષ્કારણ હુમલો ન આવે તે માટે શ્રી વિનોદમુનિને જણાવવામા આવ્યુ કે "અમારી સલામતી માટે તમારે જાહેર નિવેદન બહાર પાડવાની જરૂર છે" ત્યારે શ્રી વિનોદમુનિએ પોતાના હસ્તાક્ષરે નિવેદન શ્રી સંઘ સમક્ષ પ્રગટ કર્યું તેનો સાર નીચે મુજબ છે :—

મારા માતા-પિતા મોહને વશ થઈને દીક્ષાની આજ્ઞા આપે તેમ ન હતુ અને "અસંખય જીવિય મા પમાયએ" ને આધારે

એક ક્ષણ પણ દીક્ષાથી વંચિત રહી શકું તેમ નથી એમ મને લાગ્યું શ્રી લાલચંદજી મહારાજ સાહેબ-વગેરેએ મારી દીક્ષા માટે વિચારી પછી કરવાનું કહેલ પરંતુ મને સમય માત્રનો પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો તેથી શ્રી અરિહંત ભગવંતો તથા શ્રી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ મારા ગુરુ મહારાજ સમક્ષ પ્રવ્રજ્યાનો પાઠ ભણીને મારા આત્માના કલ્યાણ માટે દીક્ષા અંગીકાર કરી છે સમાજને ખોટો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષણિક ગુસ્સાથી અગર એરસમજથી થઈ છે તેથી તથા સમાજમાં જૈન શાસનની પ્રભાવના થાય તે હેતુથી મારે મારો વૃતાંત પ્રગટ કરવો ઉચિત છે

ઉત્તરાધ્યયનજી સૂત્રના ૧૯ મા અધ્યયન પરથી મને લાગ્યું કે મનુષ્ય-જીવનનું ખરું કર્તવ્ય, મોક્ષફળ આપનારી દીક્ષા જ છે

છેવટ સુધી મેં મારા બાપુજી પાસે દીક્ષા માટે આજ્ઞા માગી અને તે વખતે પણ પહેલાની જેમ વાત ઉડાવી દીધી અને અનંત ઉપકારી એવા મારા બાપુજી સમક્ષ હું તેમને કઠક ભાષામાં પણ કહી શક્તો નહી અને બીજી બાજુથી મને થયું કે આયુષ્ય અશાશ્વત છે અને આવા ઉત્તમ કાર્ય માટે મારે જરાપણ પ્રમાદ કરવો ઉચિત નથી તેથી મેં વિચારીને આ પગલું ભર્યું છે અને મને પૂર્ણ વિશ્વાસ છે કે શ્રી વીરપ્રભુ મહાવીર સ્વામીનો સકળ સંઘ મારા આ કાર્યને અનુમોદશે જ " તથાસ્તુ '

રાજકોટમાં શ્રી વિનોદકુમારના ગયા પછી પાછળથી ખબર પડી કે વિનોદકુમાર કેમ દેખાતા નથી એટલે તપાસ થવા માંડી ગામમાં ક્યાય પત્તો ન લાગ્યો એટલે બહારગામ તારો કર્યા. ક્યાંયથી પણ સંતોષકારક સમાચાર સાંપડ્યા નહી અર્થાત પત્તો મળ્યોજ નહી આમ વિમાસણના પરિણામે પિતાશ્રીને બે મહિના પહેલાની એક વાતની યાદી આવી. તે એ હતી કે તે વખતે શ્રી વિનોદકુમારે આજ્ઞા માગેલી કે બાપુજી ! આપની આજ્ઞા હોય તો આ ચાતુર્માસ ભીનાસર (રાજસ્થાન) જઉં કારણ કે ભીનાસરમાં પૂ. ગુરુમહારાજ શ્રી સમર્થમલજી મુનિ, કે

જેઓ સિદ્ધાંતવિશારદ છે અને અનેકાંતવાદના પૂરા જાણકાર છે, તેઓ ત્યા બિરાજમાન છે કે જેઓશ્રી પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માટે પૂ શ્રી લાલચદજી મહારાજ આદિ ઠાણા ૪ જવાના છે તો મારી ઇચ્છા પણ ત્યા તેમની પાસે જવાની છે

આ વાતચીતનુ સ્મરણ પિતાશ્રીને આવવા સાથે તેઓએ પ પૂર્ણચદ્રજી દકને પોતાની પાસે બોલાવ્યા અને વિનોદકુમાર માટેની પોતાની ચિંતા વ્યકત કરી પડિતજીનુ પણ આ વાતને સમર્થન મળ્યુ. તેઓશ્રીએ જણાવ્યુ કે "થોડા સમય પૂર્વે શ્રી વિનોદકુમારે મારી પાસે જાણવા માગ્યુ હતુ કે, ખીચનમા કેવા પ્રકારની સગવડ છે ?" આમ મારી સાથે પણ વાર્તાલાપ થયો હતો બન્નેનો આ પ્રમાણે એકમત થતા પિતાશ્રીએ ખીચનનો તાર કરવા સૂચના કરી તા ૨૬-૫-૫૭ ના રોજ પૃથ્વીરાજજી માલુ ઉપર, ખીચન (રાજસ્થાન), તાર કર્યો.

તા ૨૮-૫-૫૭ ના રોજ જવાબ આવ્યો કે શ્રી વિનોદભાઈએ ખીચનમા સ્વયમેવ દીક્ષા ગ્રહણ કરી છે એટલે તેમના પિતાશ્રીએ રાવબહાદુર શ્રી એમ પી સાહેબ, શ્રી કેશવલાલભાઇ પારેખ અને પડિતજી પૂર્ણચદ્રજી દક એમ ત્રણેયને શ્રી વિનોદકુમારને પાછા તેડી લાવવા માટે ખીચન મોકલ્યા તા ૨૮ ૫-૫૭ ના રોજ રવાના થઈ તા ૩૦-૫-૫૭ ના રોજ સવારે ફ્લોદી સ્ટેશને પહોચ્યા બેલગાડીમા તેઓ ખીચન ગયા કે જ્યાં સ્થિવર મુનિશ્રી શીરેમલજી મહારાજ તથા પૂજ્ય પડિતરત્ન, શાસ્ત્રવિશારદ શ્રી સમર્થમલજી મહારાજ આદિ ઠાણા ૮ તથા પૂજ્ય તપસ્વીજી મહારાજ શ્રી લાલચદજી મહારાજ આદિ ઠાણા ૪ બિરાજતા હતા કુલ સાધુ-સાધ્વીની સખ્યા અઠ્ઠાવીસથી ત્રીસની હતી

૭

પૂછપરછના જવાબમા શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઇ પારેખને કહ્યુ કે "મે તો દીક્ષા અગીકાર કરી લીધી છે તેમાં કાંઈ ફેરફાર થાય તેમ નથી તમો અમારા વીરાણી કુટુબના હિતૈષી છો અને જો સાચા હિતૈષી હો તો મારા પૂ બા અને બાપુજીને

સમજાવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડીઆની અંદર અપાવી દીઓ, એટલું જ નહીં પણ ' સવિ જીવ કરૂ શાસન રસી " ની ભાવનામાં અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના બદલામાં આગમને અનુલક્ષીને મારી ભાવના એ હોય જ અને છે કે, મારી દીક્ષા તેઓની દીક્ષાનું નિમિત્ત બને અને મારા માતા-પિતા સદ્‌ગતિને સાધે અર્થાત્ મારી સાથે દીક્ષા લીએ

આવા ઉગ્ર જવાબના પરિણામે તે જ સમયે શ્રી વિનોદકુમાર પાછા લઈ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા. ૩૧-૫-૫૭ની રાત્રિના રવાના થઈ તા ૨-૬-૫૭ ના સવારે મહા પરીષહરૂપ ક્ષેત્રનો અનુભવ કરી, શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યા.

થોડા વખત બાદ, ખીચનના સંઘે પૂ. શ્રી લાલચંદજી મહારાજને ખીચનમાં ચોમાસુ કરવાની વિનંતી કરી. તેના અસ્વીકાર થવાથી સંઘ ગમગીન બન્યો એટલે નિર્ણય ફેરવ્યો અને અષાઢ સુદ ૧૩ ના રોજ ખીચનથી વિહાર કરી ફલોદી આવ્યા.

દીક્ષા પછી અઢી મહિનાને આંતરે ફલોદીમાં ચોમાસા દરમ્યાન શ્રી વિનોદમુનિને હાજતે જવાની સંજ્ઞા થઈ અને તે માટે જવા તૈયાર થયા એટલે તેમના ગુરુએ કહ્યું કે બહુ ગરમી છે જરાવાર થોભી જાઓ એટલે શ્રી વિનોદમુનિએ રજોહરણ વગેરેની પ્રતિલેખના કરી. દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતાં જણાવ્યું કે મને હાજત બહુ લાગી છે તેથી જાઉં છું જલદી પાછો ફરીશ. કાળની ગહન ગતિને દુ:ખદ રચના રચવી હતી. આજે જ હાજતે એકલા જવાનો બનાવ હતો. હમેશાં તો બધા સાધુઓ સાથે મળીને દિશાએ જતા.

હાજતથી નિવૃત્ત થઈ પાછા ફરતાં ત્યાં રેલ્વે લાઈન ઉપર ગાયો આવી રહી હતી. બીજી બાજુથી ટ્રેઈન પણ આવી રહી હતી તેની વ્હીસલ વાગતાં છતા પણ ગાયો ખસતી ન હતી. શ્રી વિનોદમુનિનું

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



માતુશ્રી શ્રી કડવીબાઇ વીરાણી

હ્રદય થરથરી ઊઠયુ અને મહા અનુકપાએ મુનિના હ્રદયમાં સ્થાન લીધુ. હાથમાં રજોહરણ લઇ જાનના જોખમની પરવા કર્યા વગર ગાયોને બચાવવા ગયા ગાયોને તો બચાવી જ લીધી, પરંતુ આ ક્રિયામા છકાય જીવની દયાના સાધનભૂત રજોહરણ કે જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો તે રેલ્વે લાઇન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ તે પાછો સપાદન કરવામાં જડવાદને સિધ્ધ કરતા રાક્ષસી એન્જીનને ઝપાટે આવ્યા અને પોતાનુ બલિદાન આપ્યું અરિહત - અરિહંત એવા શબ્દો મુખથી નીકળ્યા અને શરીર તૂટી પડયું રકત પ્રવાહ છૂટી પડયો અને થોડાજ વખતમાં પ્રાણાંત થઇ ગયો બધા લોકો કહેવા લાગ્યા કે ગૌરક્ષામા મુનિશ્રીએ પ્રાણ આપ્યા. અતિમ સમયે મુનિશ્રીના ચહેરાપર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી

હમેશાં તેઓ જે તરફ હાજતે જતા હતા તે તરફ ફલોદીથી પોકરણ તરફ જવાની રેલ્વે લાઇન હતી આ લાઇન ઉપર . રેલ્વે સત્તાવાળાઓએ ફાટક મૂકેલ નથી અને ત્યાં રસ્તો પણ છે એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતો વખત ત્યાં ઢોરો, રેલ્વેની હડફેટે ચડી જવાના પ્રસંગ બને છે

ફલોદી સઘે આ દુર્ઘટનાના ખબર રાજકોટ ટેલીફોનથી આપ્યા જે વખતે ટેલિફોન આવ્યો તે વખતે પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબેન સામાયિક-પ્રતિક્રમણમાં બેઠાં હતા માત્ર એક નોકર ઘરમાં હતો કે જેણે ટેલિફોન ઉઠાવ્યો પણ તે કાંઇ ટેલિફોનમા હકીકત સમજી શકયો નહી અને સાચા સમાચાર મોડા મળ્યા સ્પેશિઅલ પ્લેઇનથી ફલોદી પહોચે તે પહેલા અગ્નિસસ્કાર થઇ ગયો સૂચનાનો ટેલિફોન અર્ધો કલાક મોડો પહોચ્યો જો સદેશો સમયસર પહોચ્યો હોત તો માતા-પિતાને શ્રી વિનોદમુનિના શબરૂપે પણ ચહેરો જોવાનો અને અતિમ દર્શનનો પ્રસગ મળત, પરંતુ અતરાય કર્મે તેમ બન્યું નહી

આથી પ્લેઇનનો પ્રોગ્રામ પડતો મૂકવામા આવ્યો અને

માતા-પિતા તા. ૧૪-૮-૫૭ ના રોજ ટ્રેઇન મારફત ફલોદી પહોંચ્યા શ્રી ફુલચંદભાઈ અને મણિબેને પૂજ્ય તપસ્વી શ્રી લાલચંદજી મહારાજ સાહેબનાં દર્શન કર્યાં ।

આ પ્રસંગે શ્રી લાલચંદજી મહારાજ સાહેબે અવસરને પિછાણીને અને ધૈર્યનું એકાએક ઐક્ય કરીને શ્રી વિનોદમુનિના માતા-પિતાના સાંત્વન અર્થે ઉપદેશ શરૂ કર્યો, જેનો ટૂંકમાં સાર આ પ્રમાણે છે

"હવે તો એ રત્ન ચાલ્યું ગયું! સમાજનો આશા દીપક ઓલવાઈ ગયો! ઘર છોડીને આપણી ગયો! હવે એ દીપ ફરીથી આવી શકે તેમ નથી" શ્રી વિનોદમુનિના સંસાર પક્ષનાં માતુશ્રી મણિબેનને મુનિશ્રીએ કહ્યું કે – બેન! ભાવિ પ્રબળ છે આ બાબતમાં મહાપુરુષોએ પણ હાથ ધોઈ નાખ્યા છે અને સૌને મરણને શરણ થવું પડે છે તો પછી આપણા જેવા પામર પ્રાણીનું શું ગજું છે? હવે તો શોક દૂર કરીને આપણે એમના મૃત્યુનો આદર્શ લઈને માત્ર ધીરજ ધરવાની રહી."

૫. શ્રી સમર્થમલજી મહારાજ સાહેબનો અભિપ્રાય –

પ્રાથમિક તેમ જ અલ્પકાળના પરિચયથી મને શ્રી વિનોદમુનિના વિષે અનુભવ થયો કે તેમની ધર્મપ્રિયતા અને ધર્માભિલાષા 'અટ્ઠિમિંજ પેમાણુરાગરત્તે' નો પરિચય કરાવતી હતી. પ્રાયઃ સાંસારિક મધુર વૈભવ તરફ તેમની રુચિ દૃષ્ટિગોચર થતી ન હતી, પરંતુ તેઓ વીતરાગવાણીના સંસર્ગથી વિષયવિમુખ ધર્મકાર્યમાં સદા તત્પર અને તલ્લીન દેખાતા હતા. ખાસ પરિચયના અભાવે પણ તેમની વૈરાગ્ય ધારાથી તેમની ધર્માનુરાગીતા તથા જીવનચર્યાથી કઠિન કાર્ય કરવામાં પણ ગભરાટના સ્થાને સુખાનુભવની વૃત્તિ લક્ષમાં આવતી હતી.

હવે,

શ્રી વિનોદમુનિના જીવનના બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો

"असंखयं जीविय मा पमायए"

શ્રી વિનોદકુમાર વીરાણી.



(દીક્ષા લીધા પહેલાં શાસ્ત્રાભ્યાસ કરતા)

જન્મ. પોર્ટસુદાન સા ૧૯૯૨

| દીક્ષા | નિર્વાણ |
| --- | --- |
| ખીચન – (રાજસ્થાન) | ફલોદી – (રાજસ્થાન) |
| સા ૨૦૧૩ વૈશાખ વદ ૧૨ | સા ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨ |
| તા ૨૬–૫–૫૭ રવિવાર | તા ૧૦–૮–૫૭ [illegible] |

ખુલાસો કરવામાં આવે છે

પ્ર ૧ તેમણે આજ્ઞા વગર સ્વયમેવ દીક્ષા કેમ લીધી ?

ઉત્તર – પાચમા આરાના ભદ્રા શેઠાણીના પુત્ર એવતા (અતિ સુકત) કુમારને તેની માતુશ્રીએ દીક્ષાની આજ્ઞા આપવાની તદ્દન ના પાડી એટલે તેણે સ્વયમેવ દીક્ષા લીધી ત્યારબાદ ભદ્રા શેઠાણીએ પોતાના કુમારને ગુરુને સોપી દીધા તેજ રાત્રે તેણે બારમી ભિખ્ખુની પડિમા અગીકાર કરી અને શિયાળણીના પરિષહથી કાળ કરી નલીન–ગુલ્મ વિમાનમાં ગયા તેવીજ રીતે શ્રી વિનોદકુમાર સ્વયં દીક્ષિત થયા

પ્ર ૨ આવા વૈરાગી જીવને આવો ભયંકર પરિષહ કેમ આવે ?

ઉત્તર :- કેટલાક ચરમ શરીરી જીવને મારણાંતિક ઉપસર્ગ આવેલ છે જુઓ ગજસુકુમાર મુનિ, મેતારજ મુનિ, કોશલ મુનિ, કારણ કે તેમની સત્તામા હજારો ભવનાં કર્મ હોવા જોઈએ ત્યારે તેમને એકદમ મોક્ષ જવુ હતુ તો મારણાતિક ઉપસર્ગ આવ્યા વગર એટલાં બધા કર્મ કેવી રીતે ખપે ? બા બ્ર. શ્રી વિનોદમુનિને આવો પરિષહ આવ્યો, જે ઉપરથી એમ અનુમાન થાય છે કે તે એકાવતારી જીવ હોય,

શ્રી વિનોદમુનિનુ વિસ્તૃત જીવનચરિત્ર જુદા પુસ્તકથી છપાએલ છે તેમાંથી અહી સાર રૂપે સક્ષેપ કરેલ છે

મહાનુભાવો,

નીચેના ધર્મકરણી કરવામા ઉપયોગી ધાર્મિક પુસ્તકો અને ઉપકરણો પડતર કિંમત કરતા ઓછી કિંમતે આપવામાં આવે છે તો જેઓને જરૂરત હોય તેમણે નીચે બતાવેલ સ્થળેથી મંગાવી લેવા અગર પોસ્ટથી મગાવી લેવા (પોસ્ટેજ ખર્ચ અલગ થશે.)

| વિગત | પડતર કિંમત | ઓછી કિંમત |
|---|---|---|
| શ્રી જૈન તત્ત્વપ્રકાશ | ૬-૦-૦ | ૩-૦-૦ |
| શ્રી જૈન જ્ઞાનસાગર | ૩-૦-૦ | ૧-૮-૦ |
| સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન | ૪-૦-૦ | ૨-૦-૦ |
| મહામંત્ર આરાધના, શ્રુતજ્ઞાન-પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ | ૪-૦-૦ | ૨-૦-૦ |
| શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા | ૩-૮-૦ | ૧-૧૨-૦ |
| બૃહદ્ પાઠ સંગ્રહ | ૩-૦-૦ | ૧-૮-૦ |
| અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (બીજી આવૃત્તિ) ગુજરાતી | ૨-૮-૦ | ૧-૪-૦ |
| અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર - હિન્દી | ૨-૮-૦ | ૧-૪-૦ |
| શ્રી દશવૈ બોધ ગ્રંથ | ૩-૦-૦ | ૧-૮-૦ |
| શ્રી સિદ્ધિના સોપાન | ૧-૮-૦ | ૦-૧૨-૦ |
| શ્રી નવતત્ત્વ અને જીવવિચાર | ૦-૮-૦ | ૦-૪-૦ |
| શ્રી પ્રતિક્રમણ સૂત્ર | ૦-૬-૦ | ૦-૩-૦ |
| ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ | ૦-૮-૦ | ૦-૪-૦ |
| શ્રી સામાયિક સૂત્ર | ૦-૧-૬ | ૦-૦-૯ |
| ગુચ્છા ઊનના | ૩-૪-૦ | ૧-૧૦-૦ |
| કટાસણા ઊનનું | ૨-૮-૦ | ૧-૪-૦ |
| માળા (નવકારવાળી) સુખાની | ૧-૦-૦ | ૦-૮-૦ |
| પુસ્તકો મૂકવા માટે સાંકળના સાપડા | ૧-૦-૦ | ૦-૮-૦ |

સ્થળ:
દિવાનપરા શેરી નં. ૧
રાજકોટ

શ્રી શામજી વેલજી વીરાણી અને
શ્રી કડવીબાઈ વીરાણી સ્મારક ટ્રસ્ટ

પંડિત રત્ન બા. બ્ર. સ્વ. મુનિશ્રી પ્રાણલાલજી

મહારાજ સાહેબ

વ્યાખ્યાનના પ્રારંભમાં પ્રકાશતા હતા તે કાવ્ય

— સ્રગ્ધરા વૃત્ત. —

જે શ્રી તીર્થંકરોના, અનુપ અતિશયે, નીકળી કંઠદ્વારા,
સૌમ્યા સંપૂર્ણસત્યા, વદન વિવરની, પુષ્કરાવર્તધારા:
શોભે સ્યાદ્વાદરૂપે, મધુર મૃદુ અતિ, ભવ્યને તારનારી.
એવી વાણી જિનોની. પરમહિતકારી, વિશ્વ આહલાદકારી. ૧

આજે દુઃખાર્ત આરે, વિષમ સમયમાં એક આધાર તારો,
બાકી કલ્પિત ભાખે, નિજમતિ વચને, એજ રસ્તો નઠારો;
તારી સુશાંત વાણી, સકલ ભય હરે, એજ સૂખી ઉત્થાપે.
તારી આજ્ઞા અમોને, અતુલ સુખ કરે સર્વ સંસાર કાપે. ૨

---

મારા પરમ ઉપકારી, ધર્મહેતુભૂત પરમ પૂજ્ય શાસન ભૂષણ મહારાજશ્રી ૧૦૦૮ બાલબ્રહ્મચારી પંડિત રત્ન, મહા પ્રભાવશાળી પ્રખર તત્ત્વજ્ઞાની ઓજસ્વી મહાન આત્મા

## મુનિશ્રી પ્રાણલાલજી સ્વામીને

મારા અંતઃકરણના શુદ્ધ ભાવથી કોટી કોટી વંદન હોજો

ૐ શન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

ગુણાનુરાગી,
દુર્લભજી શામજી વીરાણી.

સ્વર્ગસ્થોની તિથિઓ,

પૂ. પિતાશ્રી,

**શ્રી શામજી વેલજી વીરાણી**

[ સં. ૨૦૦૨ મહા વદ ૧૩ તા. ૨૮-૨-૪૬ ]

卐

પૂ. માતુશ્રી

**શ્રી કડવીબાઈ વીરાણી**

[ સં. ૨૦૧૦ ભાદરવા શુદ ૧૪ તા. ૧૧-૯-૫૪ ]

卐

બા. બ્ર. વિનોદમુનિજી,

[ સં. ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨ તા. ૭-૮-૫૭ ]

卐

ઉપરોક્ત તિથિઓએ
કુટુંબીજનો તથા સ્નેહીઓ
પોતાના આત્માની ઉન્નતિને માટે બન્ને આત્માઓના
જીવનમાંથી અનુકરણીય વ્રત-નિયમ જેવા કે સામાયિક
પ્રતિક્રમણ સંવર, ચોવિહાર, ઉપવાસ, એકાસણું આયંબિલ,
ચોવીહારી આદિ તપ પોતાના ભાવ પ્રમાણે કરી તેઓની
વાસ્તવિક જીવન સ્મૃતિ પોતાના જીવનમાં ઉતારે
એવી નમ્ર વિનંતી.

"આપણી જાગૃતિ એજ એમની સ્મૃતિ બને"

આ. બન્ધુ










# સ્મરણાંજલિ

"असंखयं जीविय मा पमायए"





પોતાના હૃદયની ચિરંતન પ્રકાશતી
ધર્મ જ્ઞાન-જ્યોતે
અમારા જીવનમાં પણ ધર્મના તેજ પાથરનાર
સ્વ. પૂ. પિતાશ્રી
**શામજી વેલજી વીરાણી**
તેમજ
સ્વ. પૂ. માતુશ્રી
**કડવીબાઈ વીરાણી**
અને
જન્મથીજ ધર્મના રંગે રંગાએલા
સ્વ. બા. બ્ર. **વિનોદમુનિશ્રીને**







**જૈન થોક સંગ્રહ ગ્રંથ**
**સમર્પણ**





લિ. દુલભજી શામજી વીરાણી
ના વંદન

શ્રી વીતરાગાય નમઃ

# (૧) શ્રી નવ તત્ત્વ.

વિવેકી સમકિતિ જીવોએ નવ તત્ત્વ જાણવા જોઈએ તે **નવતત્ત્વનાં નામ.**

૧ જીવ તત્ત્વ, ૨ અજીવ તત્ત્વ, ૩ પુણ્ય તત્ત્વ, ૪ પાપ તત્ત્વ, ૫ આશ્રવ તત્ત્વ, ૬ સંવર તત્ત્વ ૭ નિર્જરા તત્ત્વ, ૮ બંધ તત્ત્વ, ૯ મોક્ષ તત્ત્વ

## પહેલે જીવ તત્ત્વનાં લક્ષણ તથા ભેદ

**જીવ તત્ત્વ તે,** ચૈતન્ય લક્ષણ, સદા, સઉપયોગી, અસંખ્યાત પ્રદેશી, સુખ દુઃખનો જાણ સુખ, દુઃખનો વેદક, અરૂપી હોય, તેને જીવ તત્ત્વ કહીએ જીવનો એક ભેદ છે, કારણ કે સકલ જીવોનું ચૈતન્ય લક્ષણ એકજ પ્રકારે છે તે માટે સંગ્રહનયે કરીને, એક ભેદે જીવ કહીએ **૧. બે પ્રકારે જીવ.** ૧ ત્રસ, ૨, સ્થાવર, અથવા ૧ સિદ્ધ, ૨ સંસારી. **૨. ત્રણ પ્રકારે જીવ.** ૧ સ્ત્રી વેદ, ૨ પુરૂષ વેદ, ૩ નપુંસક વેદ અથવા ૧ ભવ્ય સિદ્ધિયા, ૨ અભવ્ય સિદ્ધિયા, ૩ નોભવ્ય સિદ્ધિયા, નોઅભવ્ય સિદ્ધિયા, **૩. ચાર પ્રકારે જીવ.** ૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય ૪ દેવ, અથવા ૧ ચક્ષુ દર્શની ૨ અચક્ષુ દર્શની ૩ અવધિ દર્શની, ૪ કેવલ દર્શની **૪. પાંચ પ્રકારે જીવ.** ૧ એકેંદ્રિય, ૨ બેઇંદ્રિય, ૩ ત્રીઇંદ્રિય, ૪ ચોઇંદ્રિય, ૫ પંચેંદ્રિય, અથવા ૧ સજોગી, ૨ મન જોગી, ૩ વચન જોગી, ૪ કાય જોગી, ૫ અજોગી, **૫. છ પ્રકારે જીવ.** ૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેજસ્કાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય, અથવા ૧ સકષાયી, ૨ ક્રોધકષાયી, ૩ માનકષાયી, ૪ માયાકષાયી, ૫ લોભકષાયી ૬ અકષાયી **૬. સાત પ્રકારે જીવ.** ૧ નારકી, ૨ તિર્યંચ તિર્યંચાણી, ૪ મનુષ્ય, ૫ મનુષ્યાણી, ૬ દેવ, ૭ દેવાંગના

**૭. આઠ પ્રકારે જીવ.** ૧ સલેશ્યી, ૨ કૃષ્ણલેશ્યી, ૩ નીલેશ્યી, ૪ કાપોતલેશ્યી, તેજોલેશ્યી, ૬ પદ્મલેશ્યી, શુકલલેશ્યી, ૮ અલેશ્યી **૮. નવ પ્રકારે જીવ.** ૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેજસ્કાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ બેઇંદ્રિય, ૭ ત્રીઇંદ્રિય, ૮ ચૌરેંદ્રિય, ૯ પંચેંદ્રિય **૯. દસ પ્રકારે જીવ.** ૧ એકેન્દ્રિય, ૨ બેઇંદ્રિય, ૩ ત્રીઇંદ્રિય, ૪ ચોઇંદ્રિય, ૫ પંચેંદ્રિય, એ પાંચના અપર્યાપ્ત અને પર્યાપ્ત એ **૧૦. અગીઆર પ્રકારે જીવ.** ૧ એકેંદ્રિય, ૨ બેઇંદ્રિય, ૩ ત્રીઇંદ્રિય,

એ દશ મળીને ૬૧ ત્રણ કિલ્વિષી, ૬૪. બાર દેવલોક, ૭૬ નવ લોકાંતિક, ૮૫ નવ ગ્રૈવેયક, ૯૪ પાંચ અનુત્તર વિમાન, ૯૯ એ નવાણું જાતિના દેવના અપર્યાપ્ત ને પર્યાપ્ત એ ૧૯૮ ભેદ દેવના જાણવા. ૪ ( વિસ્તાર છકાયના બોલમાંથી જાણવો )

એ સર્વ થઇને ૫૬૩ ભેદ જીવના જાણવા એ જીવ જાણીને, તેની દયા પાળીએ, તો આ ભવ અને પરભવ નિરાબાધ (પીડારહિત) પરમ સુખ પામીએ **ઇતિ શ્રી જીવતત્વ ૧.**

## બીજે અજીવ તત્વનાં લક્ષણ તથા ભેદ

અજીવ તત્ત્વ તે જડ લક્ષણ ચૈતન્ય રહિત, વર્ણઆદિક રૂપ સહિત અને રહિત સુખ દુઃખને ન વેદે તેને અજીવ કહિયે **અજીવના ભેદ ચૌદ.** ૧ ધર્માસ્તિકાયનો સ્કંધ, ૨ તેનો દેશ, ૩ તેનો પ્રદેશ, ૪ અધર્માસ્તિકાયનો સ્કંધ, ૫ તેનો દેશ, ૬ તેનો પ્રદેશ ૭ આકાશાસ્તિકાયનો સ્કંધ, ૮ તેનો દેશ ૯ તેનો પ્રદેશ, ૧૦ અધ્ધા કાળ, **એ દશ ભેદ અરૂપી અજીવના જાણવા.** ૧૧ પુદ્‌ગલાસ્તિકાયનો સ્કંધ, ૧૨ તેનો દેશ, ૧૩ તેનો પ્રદેશ, ૧૪ પરમાણુ પુદગલ, **એ ચાર ભેદ રૂપી અજીવના જાણવા.**

**વિસ્તાર નયે કરીને અજીવના ૫૬૦ ભેદ છે. પ્રથમ ૩૦ ભેદ અરૂપી અજીવના.** ૧ ધર્માસ્તિકાય દ્રવ્યથી એક, ૨ ક્ષેત્રથી લોક પ્રમાણે, ૩ કાળ થકી આદિ-અંતરહિત, ૪ ભાવ થકી અરૂપી, ૫ ગુણ થકી, ચલણ સહાય, ૬ અધર્માસ્તિકાય દ્રવ્યથી એક, ૭ ક્ષેત્રથી લોક પ્રમાણે, ૮ કાળ થકી આદિ-અંતરહિત, ૯ ભાવ થકી અરૂપી, ૧૦ ગુણ થકી સ્થિર સહાય, ૧૧ આકાશાસ્તિકાય દ્રવ્યથી એક, ૧૨ ક્ષેત્રથી લોકાલોક પ્રમાણે ૧૩ કાળ થકી આદિઅંતરહિત ૧૪ ભાવ થકી અરૂપી, ૧૫ ગુણ થકી અવગાહનાદાન તથા વિકાસ લક્ષણ, ૧૬ કાળ દ્રવ્યથી અનેક, ૧૭ ક્ષેત્રથી અઢી દ્વીપ પ્રમાણે, ૧૮ કાલ થકી આદિ-અંતરહિત ૧૯ ભાવથી અરૂપી, ૨૦ ગુણ થકી વર્તના લક્ષણ, એ વીશ, ને દશ ભેદ ઉપર કહ્યા તે મળીને કુલ **અરૂપી અજીવના ત્રીશ ભેદ.**

**રૂપીઅજીવના ૫૩૦ ભેદ.** પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, પાંચ સંસ્થાન, આઠ સ્પર્શ, એ પચીશ બોલમાં જેટલા જેટલા બોલ લાભે તે ગણતાં સર્વ થઇને ૫૩૦ ભેદ થાય છે

**તેનો વિસ્તાર.- પાંચ વર્ણ.** ૧ કાળો, ૨ નીલો, ૩ રાતો, ૪ પીળો,

**તે પુણ્યના નવ ભેદ.** ૧ અન્ન પુન્ય, ૨ પાણી પુન્ય, ૩ લયન પુન્ય, ૪ શયન પુન્ય, ૫ વસ્ત્ર પુન્ય, ૬ મન પુન્ય, ૭ વચન પુન્ય, ૮ કાય પુન્ય, ૯ નમસ્કાર પુન્ય, એ નવ પ્રકારે પુન્ય ઉપરાજે તેના શુભ ફળ ૪૨ પ્રકારે ભોગવે તે

૧ શાતા વેદનીય, ૨ તીર્યંચનુ આયુષ્ય જુગલમા, ૩ મનુષ્યનુ આયુષ્ય, ૪ દેવનું આયુષ્ય, ૫ મનુષ્યની ગતિ ૬ દેવની ગતિ, ૭ પચેંદ્રિય જાતિ, ૮ ઔદારિક શરીર, ૯ વૈક્રિય શરીર, ૧૦ આહારક શરીર, ૧૧ તૈજસ શરીર, ૧૨ કાર્મણ શરીર, ૧૩ ઔદારિક અગઉપાગ, ૧૪ વૈક્રિય અગઉપાગ, ૧૫ આહારિક અગઉપાગ, ૧૬ વજ્રઋષભનારાચ સઘયણ, ૧૭ સમચઉરસ્ત્ર સંસ્થાન ૧૮ શુભ વર્ણ, ૧૯ શુભ ગધ ૨૦ શુભ રસ, ૨૧ શુભ સ્પર્શ, ૨૨ મનુષ્યની અનુપૂર્વિ, ૨૩ દેવની અનુપૂર્વિ, ૨૪ અગુરૂ લઘુ નામ, ૨૫ પરાઘાત નામ, ૨૬ ઉશ્વાસ નામ, ૨૭ આતાપ નામ, ૨૮ ઉદ્યોત નામ ૨૯ શુભ ચાલવાની ગાત, ૩૦ નિર્માણ નામ, ૩૧ તીર્થંકર નામ, ૩૨ ત્રસનામ, ૩૩ બાદર નામ, ૩૪ પર્યાપ્ત નામ, ૩૫ પ્રત્યેક નામ, ૩૬ સ્થિર નામ, ૩૭ શુભ નામ, ૩૮ સૌભાગ્ય નામ, ૩૯ સુસ્વર નામ, ૪૦ આદેય નામ ૪૧ યશો કિર્તિનામ, ૪૨ ઉચ ગૌત્ર, **એ ૪૨ ભેદે પુન્યના ફળ ભોગવે** એ પુન્ય જાણીને, પુન્ય આદરીયે તો આ ભવ ને પરભવ, નિરાબાધ, પરમ સુખ પામીએ **ઇતિ પુન્ય તત્વ.**

## ચોથે પાપ તત્વનાં લક્ષણ તથા ભેદ.

પાપ તત્વ તે અશુભ કમાણીએ કરી, અશુભ કર્મના ઉદય કરી અશુભ મેલા પુદ્ગલનો બધ પડે જેના ફળ આત્માને ભોગવતા કડવા લાગે, તેને પાપતત્વ કહિયે

**પાપના ૧૮ ભેદ.** ૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન, ૫ પરિગ્રહ ૬ ક્રોધ, ૭ માન, ૮ માયા, ૯ લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ કલેશ, ૧૩ અભ્યાખાન, ૧૪ પિશુન, ૧૫ પરપરિવાદ, ૧૬ રતિ અરતિ, ૧૭ માયામૃષા ૧૮ મિથ્યાદર્શનશલ્ય, એ ૧૮ ભેદે પાપ ઉપરાજે તેના અશુભ ફળ, ૮૨ પ્રકારે ભોગવે ૧ મતિ જ્ઞાનાવરણીય, ૨ શ્રુત જ્ઞાનાવરણીય, ૩ અવધિ જ્ઞાનાવરણીય, ૪ મનપર્યવ જ્ઞાનાવરણીય, ૫ કેવળજ્ઞાનાવરણીય, ૬ નિદ્રા, ૭ નિદ્રનિદ્રા, ૮ પ્રચલા ૯ પ્રચલા પ્રચલા, ૧૦ થીણદ્ધિ, ૧૧ ચક્ષુ દર્શનાવરણીય, ૧૨ અચક્ષુ દર્શનાવરણીય, ૧૩ અવધિ દર્શનાવરણીય, ૧૪ કેવલ દર્શનાવરણીય, ૧૫ અશાતા વેદનીય, ૧૬ મિથ્યાત્વમોહનીય, ૧૭ અનતાનુબધી ક્રોધ, ૧૮ માન, ૧૯ માયા, ૨૦ લોભ, ૨૧ અપ્રત્યાખ્યાની ક્રોધ, ૨૨ માન, ૨૩ માયા, ૨૪ લોભ, ૨૫ પ્રત્યાખ્યાની ક્રોધ ૨૬ માન, ૨૭ માયા, ૨૮ લોભ, ૨૯ સજ્વલની ક્રોધ, ૩૦ માન, ૩૧ માયા ૩૨ લોભ, ૩૩ હાસ્ય, ૩૪ રતિ, ૩૫ અરતિ, ૩૬ ભય, ૩૭ શોક ૩૮

દુગછા ૩૯ સ્ત્રીવેદ ૪ પુરૂષવેદ ૪૧ નપુંસકવેદ ૪૨ નરકનું આઉખું ૪૩ નરકની ગતિ ૪૪ તિર્યંચની ગતિ, ૪૫ એકેંદ્રિયપણું ૪૬ બેઇંદ્રિયપણું ૪૭ ત્રીંઇદ્રિયપણું ૪૮ ચોરેંદ્રિયપણું ૪૯ રૂષભનારાચ સંઘયણ ૫ નારાચ સંઘયણ ૫૧ અર્ધનારચ સંઘયણ, ૫૨ કીલિકા સંઘયણ ૫૩ સેવાર્ત સંઘયણ ૫૪ ન્યગ્રોધ પરિમંડલ સંસ્થાન ૫૫ સાદિ સંસ્થાન ૫૬ વામન સંસ્થાન ૫૭ કુબ્જ સંસ્થાન, ૫૮ હુંડ સંસ્થાન,૫૯ અશુભ વર્ણ ૬ અશુભ ગંધ, ૬૧ અશુભ રસ, ૬૨ અશુભ સ્પર્શ ૬૩ નરકની અનુપૂર્વિ ૬૪ તિર્યંચની અનુપૂર્વિ ૬૫ અશુભ ચાલવાની ગતિ, ૬૬ ઉપઘાત નામ ૬૭ સ્થાવર નામ, ૬૮ સૂક્ષ્મ નામ ૬૯ અપર્યાપ્તિપણું ૭ સાધારણપણું ૭૧ અસ્થિર નામ, ૭૨ અશુભ નામ, ૭૩ દુર્ભાગ્ય નામ, ૭૪ દુસ્વર નામ, ૭૫ અનાદેય નામ ૭૬ અપયશોકીર્તિ નામ, ૭૭ નીચ ગોત્ર, ૭૮ દાનાંતરાય ૭૯ લાભાંતરાય, ૮ ભોગાંતરાય ૮૧ ઉપભોગાંતરાય, ૮૨ વીર્યાંતરાય એ ૮૨ પ્રકારે પાપનાં અશુભ ફળ ભોગવે એ પાપ જાણીને પાપનાં કારણ છાંડીએ તો આ ભવ ને પરભવ નિરાબાધ, પરમ સુખને પામીએ. ઇતિ પાપ તત્ત્વ સંપૂર્ણ

---

## પાંચમે આસ્રવ તત્ત્વના લક્ષણ તથા ભેદ.

આસ્રવ, તે છદ્રરૂપી તળાવને વિષે અવ્રત, ને અપચ્ચખાણે કરી. વિષય કષાયને સેવવે કરી, ઇંદ્રિયાદિક પરનાળે છિદ્રે કરી, કર્મરૂપી જળનો પ્રવાહ આવે તેને આસ્રવ કહીયે.

તે આસ્રવના સામાન્ય પ્રકારે ૨૦ ભેદ. ૧ શ્રોતેંદ્રિય મોકળી મૂકે તે આસ્રવ, ૨ ચક્ષુ ઇંદ્રિય મોકળી મૂકે તે આસ્રવ, ૩ ઘ્રાણેંદ્રિય મોકળી મૂકે તે આસ્રવ, ૪ રસેંદ્રિય મોકળી મૂકે તે આસ્રવ, ૫ સ્પર્શેંદ્રિય મોકળી મૂકે તે આસ્રવ, ૬ મન મોકળું મૂકે તે આસ્રવ, ૭ વચન મોકળું મૂકે તે આસ્રવ ૮ કાય મોકળી મૂકે તે આસ્રવ ૯ ભંડ ઉપકરણ અજયણાથી લે મુકે તે આસ્રવ ૧ સુચ કુસગ્ગ (સોય પ્રમુખ) અજયણાથી લે મૂકે તે આસ્રવ, ૧૧ પ્રાણાતિપાત (જીવની ઘાત) કરે તે આસ્રવ ૧૨ મૃષા (જૂઠું) બોલે તે આસ્રવ ૧૩ અદત્તાદાન (ચોરી કરે) તે આસ્રવ, ૧૪ મૈથુન સેવે તે આસ્રવ, ૧૫ પરિગ્રહ રાખે તે આસ્રવ, ૧૬ મિથ્યાત્વ તે આસ્રવ, ૧૭ અવ્રત તે આસ્રવ, ૧૮ પ્રમાદ તે આસ્રવ ૧૯ કષાય તે આસ્રવ, ૨ અશુભ જોગ તે આસ્રવ.

એ વીશ ભેદ સામાન્ય પ્રકારે છે. વળી આસ્રવના ૪૨ ભેદ છે તે પાંચ આસ્રવ, પાંચ ઇંદ્રિય વિષય, ચાર કષાય, ત્રણ અશુભ જોગ, પચીશ ક્રિયા એ

૪૨ ભેદ આશ્રવના જાણીને તેને છાંડીએ તો આ ભવ ને પરભવ નિરાબાધ પરમસુખ પામીએ **ઇતિ આશ્રવ તત્વ.**

## છઠે સંવર તત્વનાં લક્ષણ તથા ભેદ.

સવર તત્ત્વ તે જીવરૂપી તળાવનેવિષે, ઇંદ્રિયાદિક ઘડનાળે છીદ્રે કરી કર્મ રૂપી જળ આવે તેને વ્રત પ્રત્યાખ્યાનાદિક દ્વારા દઈ રોકિયે તેને સવર કહિયે તે સવરના સામાન્ય પ્રકારે **વીશ ભેદ છે**

૧ શ્રોતેંદ્રિય સવરે, સવર, ૨ ચક્ષુ ઇંદ્રિય સવરે, સવર, ૩ ઘ્રાણેંદ્રિય સવરે સવરે, ૪ રસેંદ્રિય સંવરે, સવર, ૫ સ્પર્શેંદ્રિય સવરે, સવર, ૬ મન સવરે, સવર, ૭ વચન સવરે સવર, ૮ કાયા સંવરે, સવર, ૯ ભંડ ઉપકરણ યત્નાથી લે મુકે તે સવર, ૧૦ સુઇ કુશાગ્ર (સોય પ્રમુખ) સંવરે તે સંવર, ૧૧ જીવદયા પાળે તે સવર, ૧૨ સત્ય બોલે તે સવર, ૧૩ અદત્ત (ચોરી) ન લે તે સંવર, ૧૪ બ્રહ્મચર્ય પાળે તે સવર, ૧૫ પરિગ્રહ ત્યાગે તે સંવર, ૧૬ સમકિત તે સવર, ૧૭ વ્રત તે સવર, ૧૮ અપ્રમાદ તે સવર ૧૯ અકષાય તે સવર, ૨૦ શુભ યોગ તે સવર **એ વીસ ભેદ સામાન્ય પ્રકારે છે.**

**વળી સવરના સત્તાવન ભેદ છે. પાંચ સમિતિ.** ૧ ઇર્યા સમિત, ૨ ભાષા સમિતિ ૩ એષણા સમિતિ, ૪ આદાન ભંડમાત્ર નિક્ષેપના સમિતિ, ૫ ઉચાર પાસવણ ખેળ જલ સંઘાણ પરિઠાવણિયા સમિતિ, એ પાચ સમિતિ **ત્રણ ગુપ્તિ.** ૧ મન ગુપ્તિ, ૨ વચન ગુપ્તિ, ૩ કાય ગુપ્તિ, **એ આઠ. બાવિશ પરિષહ સહવા તે.** ૧ ભૂખનો પરિષહ, ૨ તૃષાનો પરિષહ, ૩ શીતનો પરિષહ, ૪ તાપનો પરિષહ, ૫ ડસ-મત્સરનો પરિષહ, ૬ અચેલનો પરિષહ, ૭ અરતિનો, ૮ સ્ત્રીનો, ૯ ચાલવાનો, ૧૦ એક આસને બેસી રહેવાનો, ૧૧ શય્યાનો ૧૨ આક્રોશ વચનનો, ૧૩ વધનો, ૧૪ યાચવાનો, ૧૫ અલાભનો, ૧૬ રોગનો ૧૭ તૃણ સ્પર્શનો, ૧૮ મેલનો, ૧૯ સત્કાર પુરસ્કારનો, ૨૦ પ્રજ્ઞાનો, ૨૧ અજ્ઞાનનો, ૨૨ દર્શનનો. **એ ૩૦ ત્રીશ દશ વિધિએ યતિધર્મ પાળવો.** ૧ ક્ષાંતિ, ૨ નિર્લોભતા, ૩ સરલતા, ૪ કોમલતા, ૫ અલ્પોપધિ, ૬ સત્ય, ૭ સયમ, ૮ તપ, ૯ જ્ઞાનદાન, ૧૦ બ્રહ્મચર્ય એ ૪૦ **બાર ભાવના ભાવવી.** ૧ **અનિત્ય ભાવના,** તે સસારના સર્વ પદાર્થ ધન, યૌવન, શરીર, કુટુંબાદિક અનિત્ય અસ્થિર છે વિણસી જાય એમ ચિતવે. ૨ **અશરણ ભાવના,** તે જીવને રોગ પીડાદિક આવે, ત્યારે શરણ ધી લક્ષ્મી, કુટુંબ પરિવાર કોઈ સાથે આવે નહિ,

એમ ચિંતવે. ૩ સંસાર ભાવના, તે જીવ કર્મ કરીને સંસારમાં, ચોરાશી લાખ જીવયોનિ મધ્યે નવનવી પેરે ભમે, બાપ ફરી બેટો થાય, બેટો ફરી બાપ થાય મિત્ર ફરી શત્રુ થાય શત્રુ ફરી મિત્ર થાય, ઇત્યાદિક અનેક પ્રકારે જીવ નવનવી અવસ્થા વહે એમ ચિંતવે. ૪ એકત્વ ભાવના, તે જીવ પરલોકથી એકલો જ આવ્યો અને પરલોક એકલો જ જશે રૂડાં નઠારાં કર્મ એકલો જ ભોગવશે, જેને કારણે પાપ કર્મ કીધાં તે કર્મ ભોગવતાં કોઈ સહાય ન હોય એમ ચિંતવે. ૫ અન્યત્વ ભાવના, તે એ જીવથી શરીર પુત્રકલત્રાદિક ધન ધાન્ય દ્વિપદ ચતુષ્પદ, આદિ સર્વ પરિગ્રહ અન્ય છે એ મારૂં નથી હું એનો નથી એમ ચિંતવે. ૬ અશુચિ ભાવના, તે આ દેહ સાત ધાતુમય છે જેમાંથી મળમૂત્ર શ્લેષ્માદિક સર્વ વહે છે નાવાથી ધોવાથી પવિત્ર ન થાય એમ ચિંતવે ૭ આશ્રવ ભાવના, તે સંસારી જીવ મિથ્યાત્વ અવ્રત કષાય પ્રમાદાદિક આશ્રવ દ્વારે કરી નિરંતર નવનવાં કર્મ બાંધે છે એમ ચિંતવે. ૮ સંવર ભાવના, તે મન સંવર સાધુના પંચ મહાવ્રત શ્રાવકનાં અણુવ્રત સામાયિક પોષધોપવાસ કરવાથી જીવ નવાં કર્મ બાંધતો નથી અને પૂર્વ કર્મ ખાલી પડે છે તે કરવાનું ચિંતવે. ૯ નિર્જરા ભાવના, તે બાર ભેદે તપસ્યા કરવાથી નિબિડ કર્મ ત્રુટી કર્મ સત્તાને પલીત કરે છે અને અનેક લબ્ધી ઉપજે છે તે માટે તપસ્યા કરવાનું ચિંતવે. ૧૦ લોકભાવના તે ચૌદ રાજ પ્રમાણે લોક છે તે લોકની ચિંતવના કરે. ૧૧ બોધભાવના, તે રાજ દેવ મંત્રી, ઋદ્ધિ કનકુ માદિક એ સર્વ સુલભ છે તે અનંતી વાર પામ્યો પણ બોધ બીજ સમકિતનું પામવું પરમ દુર્લભ છે, એમ ચિંતવે ૧૨ ધર્મ ભાવના તે સર્વજ્ઞે જે ધર્મ પ્રરૂપ્યો તે સંસાર સમુદ્ર થકી જીવને તારણહાર છે પૃથ્વી નિરાલંબન નિરાધારે છે ચંદ્રમા અને સૂર્ય તેજથી ઉગે છે, મેઘ કાળે વરસે છે એમ જગતમાં શુભ થાય છે તે શ્રી જૈન ધર્મનો પ્રભાવ એમ ચિંતવે એ બાર ભાવના એ ૫ પાંચ પ્રકારના ચારિત્ર ૧ સામાયિક ચારિત્ર, ૨ છેદોપસ્થાપનીય ચારિત્ર, ૩ પરિહાર વિશુદ્ધિ ચારિત્ર ૪ સૂક્ષ્મ સંપરાય ચારિત્ર ૫ યથાખ્યાત ચારિત્ર. ૫૭ એ સંવર જાણીને સંવર આદરીએ તો નિરાબાધ (પીડારહિત) પરમ સુખ પામીએ. ઇતિ સંવર તત્ત્વ

## સાતમે નિર્જરા તત્ત્વના લક્ષણ તથા ભેદ

નિર્જરા તત્ત્વ તે બારે ભેદે તપસ્યાએ કરી કર્મનું દેશ થકી નિર્જરવું હોય તેને નિર્જરા તત્ત્વ કહીએ. નિર્જરાના બાર ભેદ ૧ અનસન ૨ ઉણોદરિકા ૩ વૃત્તિસંક્ષેપ (ભિક્ષાચારી), ૪ રસપરિત્યાગ ૫ કાયક્લેશ ૬ પ્રતિસંલીનતા એ ૬ ભેદ બાહ્યના, ૬ ભેદ અભ્યંતરના, ૧ પ્રાયશ્ચિત ૨

૨ વિનય ૩ વયાવૃત્ય, ૪ સ્વાધ્યાય, ૫ ધ્યાન, ૬ કાયોત્સર્ગ **એ બાર ભેદ નિર્જરાના.** એ નિર્જરા જાણીને નિર્જરાનો માર્ગ આદરીએ તો આ ભવ અને પરભવ, નિરાબાધ પરમ સુખ પામીએ **ઇતિ નિર્જરા તત્વ.**

---

## આઠમે બંધ તત્વનાં લક્ષણ તથા ભેદ.

બંધ તત્વ તે આત્માના પ્રદેશ અને કર્મના પુદ્ગલ ભેગાં મળે, ખીર નીરની પેરે, લોહ પિંડ અગ્નિની પેરે લોલિભુત થઇ બંધાય, તેને બંધ તત્વ કહીએ

**બંધના ચાર ભેદ.** ૧ પ્રકૃતિ બંધ, તે આઠ કર્મનો સ્વભાવ ૨ સ્થિતિ બંધ તે આઠ કર્મની સ્થિતિના કાળનુ માન ૩ અનુભાગ બંધ, તે કર્મનો તિવ્ર મંદાદિક રસ ૪ પ્રદેશ બંધ તે કર્મ, પુદગલના દળ આત્માના પ્રદેશ સાથે બંધાણા છે તે. એ ચાર બંધનુ સ્વરૂપ મોદકના દ્રષ્ટાંતે છે જેમ કોઇ મોદક ઘણા પ્રકારના દ્રવ્યને સંયોગે નિપજ્યો, વાયુ, પિત્ત કફને, જેણે સ્વરૂપે કરી હણે, તેને સ્વભાવ કહીએ, ૧ તેજ મોદક પક્ષ, માસ, બે માસ સુધી સ્વ સ્વરૂપે રહે, તે સ્થિતિ બંધ કહીએ, ૨ તેજ મોદક તીખો, કડવો કસાયેલો, ખાટો, મીઠો હોય, તે રસબંધ કહીએ, ૩ તેજ મોદક અલ્પ દળનો નિપજ્યો તે નાનો હોય, ઘણા દળનો નિપજ્યો તે મોટો હોય તેને પ્રદેશ બંધ કહીએ, ૪ એ બંધ જાણીને બંધ તોડીએ, તો આ ભવ પરભવ નિરાબાધ પરમ સુખ પામીએ **ઇતિ બંધ તત્વ. ૮**

---

## નવમે મોક્ષ તત્વનાં લક્ષણ તથા ભેદ.

મોક્ષ તત્વ તે સકળ આત્માના પ્રદેશથી સકળ કર્મનુ છુટવુ સકળ બંધનથી મુકાવવુ, સકળ કાર્યની સિદ્ધિ થાય, મોક્ષ ગતિ પામે, તે મોક્ષ કહિયે તે મોક્ષ ૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર, ૪ તપ એ ચાર બોલ કરીને પામે

પન્નર ભેદે સિદ્ધ થાય છે, ૧ તીર્થ સિદ્ધા, ૨ અતીર્થ સિદ્ધા, ૩ તીર્થંકર સિદ્ધા, ૪ અતીર્થંકર સિદ્ધા, ૫ સ્વયંબોધ સિદ્ધા ૬ પ્રત્યેક બોધ સિદ્ધા, ૭ બુદ્ધ બોહ્યસિદ્ધા, ૮ સ્ત્રીલિંગ સિદ્ધા, ૯ પુરૂષલિંગ સિદ્ધા, ૧૦ નપુંસકલિંગ, સિદ્ધા, ૧૧ સ્વલિંગ સિધ્ધા, ૧૨ અન્યલિંગ સિધ્ધા, ૧૩ ગૃહસ્થલિંગ સિધ્ધા, ૧૪ એક સિધ્ધા, ૧૫ અનેક સિધ્ધા

જીવ મોક્ષે જાય જઘન્ય બે હાથની, ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ્યની અવગાહનાવાળો જીવ મોક્ષે જાય, જઘન્ય નવ વર્ષનો, ઉત્કૃષ્ટ ક્રોડ પૂર્વના આયુષ્યવાળા કર્મભૂમિનો હોય તે મોક્ષે જાય મોક્ષ તે સર્વ કર્મ થકી આત્મા મૂકાણો એટલે આત્મા અરૂપી ભાવને પામ્યો, કર્મથી ન્યારો થયો, એક સમયે લોકાગ્રે પહોચ્યો, ત્યા અલોકને અડીને રહ્યો, અલોકમા જાય નહી, કારણકે ત્યાં ધર્માસ્તિકાય નથી તેથી ત્યા સ્થિર રહ્યો બીજા સમયે અચળ ગતિને પામ્યો, કોઇ વખત ત્યાથી ચવવુ નથી તેમ હાલવુ ચાલવુ નથી, અજર, અમર, અવિનાશી પદને પામ્યો, અનત સુખની લહેરમા સદાકાળ નિમગ્નપણે રહ્યો છે. **ઇતિ શ્રી મોક્ષ તત્વ.**

ઇતિ નવ તત્ત્વ સપૂર્ણ

# (૨) પચીશ ક્રિયા.

૧. **કાઇયા ક્રિયા** તેના બે ભેદ, ૧ આણુવરયકાઇયા, ૨ દુપઉત્તકાઇયા

૧ **આણુવરયકાઇયા** તે આશરીર પાપ થકી નિવર્તે નહિ, તેની ક્રિયા લાગે. ૧

૨ **દુપઉત્તકાઇયા** તે દુષ્ટ પ્રયોગે શરીર પ્રવર્તે તેની ક્રિયા લાગે ૨

**આહિગરણિયા ક્રિયા** તેના, બે ભેદ, ૧ સજોજનાહિગરણિયા, ૨ નિવ્વત્તણાહિગરણિયા

૧ **સંજોજનાહિગરણિયા,** તે ખડ્ગ મુશલ શસ્ત્રાદિક પ્રવર્તાવે તેની ક્રિયા

૨ **નિવ્વત્તણાહિગરણિયા,** તે નવા અધિકરણ શસ્ત્રાદિક મેળવે તેની ક્રિયા લાગે

૩ **પાઉસિયા ક્રિયા.** તેના બે ભેદ ૧ જીવ પાઉસિયા, ૨ અજીવ પાઉસિયા

૧ **જીવ પાઉસિયા,** તે જીવ ઉપર દ્વેષ કરે તેની ક્રિયા લાગે.

૨ **અજીવ પાઉસિયા,** તે અજીવ ઉપર દ્વેષ કરે તેની ક્રિયા લાગે

૪. **પારિતાવણિયા ક્રિયા.** તેના બે ભેદ, ૧ સહથ્થ પારિતાવણિયા, ૨ પરહથ્થ પારિતાવણિયા

૧ સહસ્ત પારિતાવણિયા, તે પોતાને હાથે, પોતાને તથા પરને પરિતાપના ઉપજાવે તેની ક્રિયા લાગે.

૨ પરહસ્ત પારિતાવણિયા, તે પરના હાથે પોતાને તથા પરને પરિતાપના ઉપજાવે તેની ક્રિયા લાગે.

૫ પાણાઇવાયા ક્રિયા, તેના બે ભેદ, ૧ સહસ્ત પાણાઇવાયા ૨ પરહસ્ત પાણાઇવાયા.

૧ સહસ્ત પાણાઇવાઇયા તે પોતાના હાથે પોતાના તથા પરના પ્રાણ હરે તેની ક્રિયા લાગે.

૨ પરહસ્ત પાણાઇવાઇયા તે, પરના હાથે પોતાના તથા પરના પ્રાણ હરે તેની ક્રિયા લાગે.

૬ અપચ્ચખાણ ક્રિયા, તેના બે ભેદ. ૧ જીવ અપચ્ચખાણ ક્રિયા ૨ અજીવ અપચ્ચખાણ ક્રિયા.

૧ જીવ અપચ્ચખાણ ક્રિયા તે, જીવના પ્રત્યાખ્યાન ન કરે તેની ક્રિયા લાગે.

૨ અજીવ અપચ્ચખાણ ક્રિયા તે, અજીવ (મદિરાદિ)ના પ્રત્યાખ્યાન ન કરે તેની ક્રિયા લાગે.

૭ આરંભિયા ક્રિયા, તેના ભેદ. ૧ જીવ આરંભિયા ૨ અજીવ આરંભિયા

૧ જીવ આરંભિયા તે જીવનો આરંભ કરે તેની ક્રિયા લાગે.

૨ અજીવ આરંભિયા તે, અજીવનો આરંભ કરે તેની ક્રિયા લાગે.

૮ પારિગ્રહિયા ક્રિયા, તેના બે ભેદ. ૧ જીવ પારિગ્રહિયા ૨ અજીવ પારિગ્રહિયા.

૧ જીવ પારિગ્રહિયા તે, જીવનો પરિગ્રહ મેળવે તેની ક્રિયા લાગે.

૨ અજીવ પારિગ્રહિયા તે, અજીવનો પરિગ્રહ મેળવે તેની ક્રિયા લાગે.

૯ માયાવત્તિયા ક્રિયા, તેના બે ભેદ. ૧ આત્મભાવ વંકણયા, ૨ પરભાવ વંકણયા

૧ આત્મભાવ વંકણયા તે, પોતે અંતર વાંકા આચરણ આચરે તેની ક્રિયા લાગે.

૨ પરભાવ વંકણયા તે, પરને ઠગવા વાંકા આચરણ આચરે તેની ક્રિયા લાગે.

૧૦ **મિચ્છાદંસણ વત્તિયા ક્રિયા,** તેના બે ભેદ ૧ ઉણાઇરિત મિચ્છાદંસણ વત્તિયા ૨ તવાઇરિત મિચ્છાદંસણ વત્તિયા

૧ **ઉણાઇરિત મિચ્છાદંસણ વત્તિયા** તે ઓછું અધિક સર્દહે તથા પ્રરૂપે તેની ક્રિયા લાગે.

૨ **તવાઇરિત મિચ્છાદંસણ વત્તિયા** તે, વિપરીત સર્દહે તથા પ્રરૂપે તેની ક્રિયા લાગે

૧૧ **દિઠ્ઠિયા ક્રિયા** તેના બે ભેદ ૧ જીવ દિઠ્ઠિયા, ૨ અજીવ દિઠ્ઠિયા।

૧ **જીવ દિઠ્ઠિયા,** તે અશ્વ ગજાદિકને જોવા જવુ તેની ક્રિયા લાગે

૨ **અજીવ દિઠ્ઠિયા,** તે ચિંતામણાદિને જોવા જવુ તેની ક્રિયા લાગે

૧૨ **પુઠ્ઠિયા ક્રિયા** તેના બે ભેદ ૧ જીવ પુઠ્ઠિયા, ૨ અજીવ પુઠ્ઠિયા

૧ **જીવ પુઠ્ઠિયા** તે જીવને સ્પર્શે તેની ક્રિયા લાગે

૨ **અજીવ પુઠ્ઠિયા** તે અજીવને સ્પર્શે તેની ક્રિયા લાગે

૧૩ **પાડુચ્ચિયા ક્રિયા,** તેના બે ભેદ, ૧ જીવ પાડુચ્ચિયા, ૨ અજીવ પાડુચ્ચિયા

૧ **જીવ પાડુચ્ચિયા** તે, જીવનુ માઠુ વછે તે ઉપર ઇર્ષા કરે તેની ક્રિયા લાગે

૨ **અજીવ પાડુચ્ચિયા** તે અજીવનું (પાડુ) માઠુ વછે, તે ઉપર ઇર્ષા કરે તેની ક્રિયા લાગે

૧૩ **સામંતો વણિવાઇયા ક્રિયા,** તેના બે ભેદ. ૧ જીવ સામંતો વણિવાઇયા, ૨ અજીવ સામંતો વણિવાઇયા

૧ **જીવ સામંતો વણિવાઇયા** તે, જીવનો સમુદાય મેળવે, તેની ક્રિયા લાગે

૨ **અજીવ સામંતો વણિવાઇયા** તે, અજીવનો સમુદાય મેળવે, તેની ક્રિયા લાગે

૧૫ **સાહત્થિયા** ક્રિયા, તેના બે ભેદ ૧ **જીવ** સાહત્થિયા, ૨ અજીવ સાહત્થિયા

૧ **જીવ સહત્થિયા** તે, જીવને પોતાને હાથે ઝાલી હણે તેની ક્રિયા લાગે

૨ **અજીવ સાહત્થિયા** તે ખડ્ગાદિક ઝાલી હણે તેની ક્રિયા લાગે

૧૬ **નેસત્થિયા ક્રિયા,** તેના બે ભેદ ૧ જીવ નેસત્થિયા, ૨ અજીવ નેસત્થિયા

૧ જીવ નેસત્થિયા તે જીવને નાખી દે તેની ક્રિયા લાગે.

૨ અજીવ નેસત્થિયા તે અજીવને નાખી દે તેની ક્રિયા લાગે.

૧૭ આણવણિયા ક્રિયા તેના બે ભેદ ૧ જીવ આણવણિયા, ૨ અજીવ આણવણિયા,

૧ જીવ આણવણિયા તે, જીવને મગાવે તેની ક્રિયા લાગે.

૨ અજીવ આણવણિયા તે, અજીવને મગાવે તેની ક્રિયા લાગે

૧૮ વેદારણિયા ક્રિયા, તેના બે ભેદ ૧ જીવ વેદારણિયા, ૨ અજીવ વેદારણિયા

૧ જીવ વેદારણિયા તે, જીવને વેદારે તેની ક્રિયા લાગે

૨ અજીવ વેદારણિયા તે અજીવને વેદારે તેની ક્રિયા લાગે

૧૯ અણાભોગ વત્તિયા ક્રિયા, તેના બે ભેદ ૧ અણાઉત્તઆયણતા ૧ અણાઉત્તપમ્મજણતા

૧ અણાઉત્તઆયણતા તે અસાવધાનપણે વસ્ત્રાદિકનું લેવું તેની ક્રિયા લાગે

૨ અણાઉત્તપમ્મજણતા તે ઉપયોગ વિના પાત્રાદિકનું પુંજવું તેની ક્રિયા લાગે.

૨૦ અણવકંખ વત્તિયા ક્રિયા, તેના બે ભેદ ૧ આયસરીર અણવકંખ વત્તિયા ૨ પરસરીર અણવકંખ વત્તિયા.

૧ આયસરીર અણવકંખ વત્તિયા તે પોતાના શરીરથી પાપ લાગે તેવાં કર્મ કરે તેની ક્રિયા લાગે.

૨ પરસરીર અણવકંખ વત્તિયા તે, પરના શરીરથી પાપ લાગે તેવાં કર્મ કરે તેની ક્રિયા લાગે.

૨૧ પેજ્જ વત્તિયા ક્રિયા, તેના બે ભેદ ૧ માયા વત્તિયા ૨ લોભ વત્તિયા

૧ માયા વત્તિયા તે માયાથી રાગ ધરે તેની ક્રિયા લાગે. —

૨ લોભ વત્તિયા તે લોભથી રાગ ધરે તેની ક્રિયા લાગે.

૨૨ દોષ વત્તિયા ક્રિયા, તેના બે ભેદ ૧ ક્રોધે ૨ માને

૧ ક્રોધે તે, ક્રોધથી ક્રિયા લાગે.

૨ માણે તે, માનથી ક્રિયા લાગે

૨૩ પ્પઉગ ક્રિયા તેના ત્રણ ભેદ, ૧ મણપ્પઉગ ક્રિયા, ૨ વયપ્પઉગ ક્રિયા, ૩ કાયપ્પઉગ ક્રિયા

૧ મણપ્પઉગ ક્રિયા તે, મનના યોગ માઠા પ્રવર્તે તેની ક્રિયા લાગે

૨ વયપ્પઉગ ક્રિયા તે વચનના યોગ માઠા પ્રવર્તે તેની ક્રિયા લાગે

૩ કાયપ્પઉગ ક્રિયા તે, કાયાના યોગ માઠા પ્રવર્તે તેની ક્રિયા લાગે

૨૪ સામુદાણિયા ક્રિયા, તેના ત્રણ ભેદ ૧ અણંતર સામુદાણિયા, ૨ પરંપર સામુદાણિયા, ૩ તદુભય સામુદાણિયા,

૧ અણંતર સામુદાણિયા તે, અંતર સહિત ક્રિયા લાગે

૨ પરંપર સામુદાણિયા તે અંતર સહિત ક્રિયા લાગે

૩ તદુભય સામુદાણિયા તે અંતર સહિત ને રહિત ક્રિયા લાગે

૨૫ ઇરિયા વહિયા ક્રિયા તે, માર્ગમા ચાલતા ક્રિયા લાગે

ઇતિ પચીશ ક્રિયા સપૂર્ણ.

---

# (૨) છ કાયના બોલ.

---

**છકાયનાં નામ.** ૧ ઇંદ્ર સ્થાવર કાય, ૨ બ્રહ્મ સ્થાવર કાય, ૩ શિલ્પ સ્થાવર કાય, ૪ સુમતિ સ્થાવર કાય, ૪ સુમતિ સ્થાવર કાર્ય ૫ પ્રજાપતિ સ્થાવર કાર્ય ૬ જગમ કાય

**છકાયનાં ગોત્ર.** ૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેજસ્કાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય

## પ્રથમ પૃથ્વીકાયનો વિસ્તાર.

પૃથ્વીકાયના બે ભેદ ૧ સૂક્ષ્મ ૨ બાદર **સૂક્ષ્મ તે** આખા લોકમા ભર્યા છે, હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, અગ્નિમા બળે નહિ, પાણીમા ડૂબે નહિ, નજરે દેખાય નહિ, બે ભાગ થાય નહિ, તેને સૂક્ષ્મ કહિયે

બાદર પૃથ્વીકાય એકના દેહમાનમાં ભળ્યો છે હળવા હલાય, માય મરે અગ્નિમાં બળે પાણીમાં ડુબે નજરે દેખાય, એ આમ થાય તેને બાદર કહિયે તે બાદર પૃથ્વીના બે ભેદ ૧ સુંવાળી ૨ ખરખરી.

**સુંવાળીના સાત ભેદ** ૧ કાળી માટી, ૨ નીલી માટી, ૩ રાતી માટી, ૪ પીળી માટી ૫ ધોળી માટી ૬ ગોપીચંદનની માટી ૭ પપડી માટી.

**ખરખરીના બાવીસ ભેદ** ૧ ખાણની માટી ૨ મરડીયા પાષાણની માટી ૩ મોટી વેળુની માટી, ૪ પથ્થરના કટકાની માટી ૫ મોટી શિલાઓની માટી ૬ ખારાની માટી, ૭ લુણની માટી, ૮ તમ્બાની માટી, ૯ લોઢાની માટી ૧ સીસાની માટી, ૧૧ ત્રાંબાની માટી ૧૨ રૂપાની માટી, ૧૩ સોનાની માટી, ૪ વજ્ર હીરાની માટી ૧૫ હરીતાલની માટી, ૧૬ હીંગળોકની માટી, ૧૭ મણસીલની માટી ૧૮ પારાની માટી, ૧૯ સુરમાની માટી, ૨ પ્રવાલાની માટી, ૨૧ અભ્રખની માટી, ૨૨ અભરખના રજની માટી.

અઢાર જાતિના રત્ન ૧ ગોમીચ રત્ન, ૨ રૂચક રત્ન ૩ અંક રત્ન ૪ સ્ફાટીક રત્ન, ૫ લોહિતાક્ષ રત્ન, ૬ મરકત રત્ન, ૭ મસારગલ રત્ન, ૮ ભુજમોચક રત્ન ૯ ઇન્દ્રનીલ રત્ન, ૧ ચંદ્રનીલ રત્ન ૧૧ ગેરૂડી રત્ન ૧૨ હંસગર્ભ રત્ન ૧૩ પોલાક રત્ન, ૧૪ સોગંધિક રત્ન ૧૫ ચંદ્રપ્રભ રત્ન, ૧૬ વેરૂલી રત્ન ૧૭ જળકાન્ત રત્ન ૧૮ સુરકાન્ત રત્ન. **એ ૪૭ જાતની પૃથ્વીકાય**

એ ઉપરાંત પૃથ્વીકાયના ઘણા ભેદ છે સાત જાતની સુંવાળી પૃથ્વી, વીસ જાતની કાંકરા આદિ જાતની અને સોળ જાતની રત્ન ઇત્યાદિ ૪૩ જાતની પૃથ્વી સિદ્ધાંતમાં કહી છે તે પૃથ્વીકાયના એક કટકામાંથી અસંખ્યાતા જીવ ભગવંતે કહ્યા છે એક પર્યાપ્તની નેશ્રાએ અસંખ્યાત અપર્યાપ્ત છે તેની દયા પાળીએ તો આ ભવ, ને પરભવ નિરાબાધ પરમ સુખ પામીએ પૃથ્વીકાયનું આયુષ્ય જઘન્ય અંતર્મુહૂર્તનું ઉત્કૃષ્ટ જુદું જુદું છે તેની વિગત.

સુંવાળી માટીનું આયુષ્ય એક હજાર વર્ષનું
શુધ્ધ માટીનું આયુષ્ય બાર હજાર વર્ષનું
વેળુ રેતીનું આયુષ્ય ચૌદ હજાર વર્ષનું
મણસીલનું આયુષ્ય સોળ હજાર વર્ષનું
કાંકરાનું આયુષ્ય અઢાર હજાર વર્ષનું

વજ્ર હીરા તથા ધાતનું આયુષ્ય બાવીસ હજાર વર્ષનું એ રીતે છે

પૃથ્વીકાયનું સંસ્થાન મસુરની દાળના આકારે છે. પૃથ્વીકાયનું કુળ બાર લાખ ક્રોડ જાણવું **ઇતિ પૃથ્વીકાયના ભેદ.**

---

## બીજે અપકાયના ભેદ.

અપૂકાયના બે ભેદ, ૧ સૂક્ષ્મ ૨ બાદર

સૂક્ષ્મ તે આખા લોકમા ભર્યા છે, હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, બે ભગ થાય નહિ, અગ્નિમા બળે નહિ, પાણીમા ડુબે નહિ, નજરે દેખાય નહિ તેને સૂક્ષ્મ કહિયે

બાદર તે લોકના દેશ ભાગમા ભર્યા છે, હણ્યા હણાય, માર્યા મરે, અગ્નિમા બળે, નજરે દેખાય, પાણીમા ડુબે તેને બાદર કહિયે તે બાદરના ૧૭ ભેદ ૧ ઠારનું પાણી, ૨ હિમનુ પાણી, ૩ ધૂંઅરનુ પાણી, ૪ મેઘરવાનુ પાણી. ૫ તૃણ ઉપર જામે તે પાણી, ૬ કરાનુ પાણી, ૭ આકાશનુ પાણી, ૮ ટાઢુ પાણી, ૯ ઉનુ પાણી, ૧૦ ખારૂં પાણી, ૧૧ ખાટું પાણી, ૧૨ લવણ સમુદ્રનુ પાણી, ૧૩ મધુર રસ સરખુ પાણી, ૧૪ દુધ સરખુ પાણી, ૧૫ ઘી સરખુ પાણી, ૧૬ શેલડીના રસ સરખુ પાણી, ૧૭ સર્વ રસદ સરખુ પાણી.

એ ઉપરાત અપકાયના ઘણા ભેદ છે. તે એક પાણીના બિંદુમાહી અસંખ્યાતા જીવ શ્રી ભગવંતે કહ્યા છે એક પર્યાપ્તની નેશ્રાએ અસંખ્ય અપર્યાપ્ત છે તેની દયા પાળીએ તો આ ભવ ને પરભવ નિરાબાધ પરમ સુખ પામીએ, અપૂકાયનું આયુષ્ય જઘન્ય અંતર્મુહૂર્તનું ઉત્કૃષ્ટ સાત હજાર વર્ષનુ, સંસ્થાન પાણીના પરપોટા જેવુ છે **કુળ સાત લાખ ક્રોડ જાણવું. ઇતિ અપૂકાયના ભેદ.**

---

## ત્રીજે તેજસ્કાયના ભેદ.

તેજસ્કાયના બે ભેદ ૧ સૂક્ષ્મ, ૨ બાદર. સૂક્ષ્મ તે આખા લોકમા ભર્યા છે હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, અગ્નિમા બળે નહિ, પાણીમા ડુબે નહિ, નજર દેખાય નહિ બે ભાગ થાય નહિ તેને સૂક્ષ્મ તેજસ્કાય કહિએ.

બાદર તેજસ્કાય તે અઢી દ્વીપમા છે હણ્યા હણાય, માર્યા મરે, અગ્નિમા બળે, પાણીમાં ડૂબે, નજરે દેખાય, બે ભાગ થાય, તેને બાદર કહીએ તે બાદર અગ્નિકાયના ૧૪ ભેદ ૧ અંગારાની અગ્નિ, ૨ ભરહાડની અગ્નિ, ૩ તુટતી

૪૫ નંદન વનમાં એક સમયે, જઘન્ય, એક સિદ્ધ થાય, ઉત્કૃષ્ટ ચાર સિદ્ધ થાય.

૪૬ સોમનસ વનમાં, એક સમયે જઘન્ય, એક સિદ્ધ થાય, ઉત્કૃષ્ટ ચાર સિદ્ધ થાય

૪૭ પંડગ વનમાં એક સમયે જઘન્ય, એક સિદ્ધ થાય ઉત્કૃષ્ટ ચાર સિદ્ધ થાય.

૪૮ અકર્મભૂમિમાં એક સમયે, જઘન્ય એક સિદ્ધ થાય ઉત્કૃષ્ટ ૧૦ સિદ્ધ થાય.

૪૯ કર્મભૂમિમાં એક સમયે, જઘન્ય એક સિદ્ધ થાય ઉત્કૃષ્ટ, ૧૦૮ સિદ્ધ થાય

૫૦ પહેલે આરે એક સમયે, જઘન્ય, એક સિદ્ધ થાય, ઉત્કૃષ્ટ ૨૦ સિદ્ધ થાય.

૫૧ બીજે આરે એક સમયે, જઘન્ય, એક સિદ્ધ થાય ઉત્કૃષ્ટ ૨૦ સિદ્ધ થાય.

૫૨ ત્રીજે આરે, એક સમયે જઘન્ય, એક સિદ્ધ થાય, ઉત્કૃષ્ટ ૧૦૮ સિદ્ધ થાય

૫૩ ચોથે આરે એક સમયે, જઘન્ય, એક સિદ્ધ થાય ઉત્કૃષ્ટ, ૧૦૮ સિદ્ધ થાય

૫૪ પાંચમે આરે, એક સમયે, જઘન્ય, એક સિદ્ધ થાય ઉત્કૃષ્ટ ૧૦ સિદ્ધ થાય.

૫૫ છઠ્ઠે આરે, એક સમયે, જઘન્ય, એક સિદ્ધ થાય. ઉત્કૃષ્ટ ૨૦ સિદ્ધ થાય.

૫૬ અવસર્પિણીમાં, એક સમયે, જઘન્ય, એક સિદ્ધ થાય ઉત્કૃષ્ટ, ૧૦૮ સિદ્ધ થાય.

૫૭ ઉત્સર્પિણીમાં, એક સમયે, જઘન્ય, એક સિદ્ધ થાય, ઉત્કૃષ્ટ ૧૦૮ સિદ્ધ થાય,

૫૮ નોઉત્સર્પિણીમાં, નોઅવસર્પિણીમાં એક સમયે જઘન્ય એક સિદ્ધ થાય ઉત્કૃષ્ટ ૧૦૮ સિદ્ધ થાય.

એ ૫૮ બોલ અંતર સહિત, એક સમયે, જઘન્ય, ઉત્કૃષ્ટ સિદ્ધ થાય તે કહ્યા.

હવે અંતર રહિત, આઠ સમય સુધી, સિદ્ધ થાય તો કેટલા સિધ્ધ થાય તે.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | પહેલા | સમયે જઘન્ય, | એક સિધ્ધ | થાય, | ઉત્કૃષ્ટ | ૧૦૮ | સિધ્ધ | થાય |
| ૨ | બીજા | સમયે જઘન્ય, | એક સિધ્ધ | થાય, | ઉત્કૃષ્ટ | ૧૦૨ | સિધ્ધ | થાય |
| ૩ | ત્રીજા | સમયે જઘન્ય, | એક સિધ્ધ | થાય, | ઉત્કૃષ્ટ | ૯૬ | સિધ્ધ | થાય |
| ૪ | ચોથા | સમયે જઘન્ય, | એક સિધ્ધ | થાય, | ઉત્કૃષ્ટ | ૮૪ | સિધ્ધ | થાય |
| ૫ | પાંચમા | સમયે જઘન્ય, | એક સિધ્ધ | થાય, | ઉત્કૃષ્ટ | ૭૨ | સિધ્ધ | થાય |
| ૬ | છઠ્ઠા | સમયે જઘન્ય, | એક સિધ્ધ | થાય, | ઉત્કૃષ્ટ | ૬૦ | સિધ્ધ | થાય |
| ૭ | સાતમા | સમયે જઘન્ય, | એક સિધ્ધ | થાય, | ઉત્કૃષ્ટ | ૪૮ | સિધ્ધ | થાય |
| ૮ | આઠમા | સમયે જઘન્ય, | એક સિધ્ધ | થાય, | ઉત્કૃષ્ટ | ૩૨ | સિધ્ધ | થાય |

આઠ સમય પછી અંતર પડયા વિના સિદ્ધ થાય નહિ.

ઇતિ સિદ્ધ દ્વાર સંપૂર્ણ

---

# (૬) ચોવીશ દંડક.

---

ચોવીશ દંડક શ્રી જીવાભિગમ સૂત્ર મધ્યે છે તેની ગાંથા.

(૧) સરીરો (૨) ગાહણું (૩) સંઘયણું, (૪) સંઠાણું (૫) કસાય (૬) તહહૂતિ સન્નાય;
(૭) લેસિ(૮)દિઅ (૯) સમુગ્ધાએ, (૧૦) સન્ની (૧૧) વેદેઅ (૧૨) પજજત્તિ. ૧.
(૧૩) દિઠિ (૧૪) દંસણ (૧૫) નાણુ(૧૬)નાણે, (૧૭) જોગા વઉગ તહ (૧૮) આહારે;
(૧૯) ઉવવાય (૨૦) ઠિઇ (૨૧) સમુહાયે, (૨૨) ચવણ (૨૩) ગઇ (૨૪) આગઇ ચેવ. ૨.

સમુચ્ચય ચોવીશ દ્વાર.

૧ શરીર દ્વાર. શરીર પાચ ૧ ઔદારિક શરીર, ૨ વૈક્રિય શરીર, ૩ આહારક શરીર, ૪ તેજસ શરીર, ૫ કાર્મણ શરીર; તેનાં લક્ષણ કહે છે.

૧ ઔદારિક શરીર : તે સડી જાય, પડી જાય, વિણસી જાય, રોગી જાય, બળી જાય, મુવા પછી કલેવર પડી રહે, તેને ઔદારિક શરીર કહિયે. ૧

૨ વૈક્રિય શરીર તે સડે નહિ, પડે નહિ, વિણસે નહિ, બળે નહિ, મુવા પછી કલેવર વિખરાઈ જાય, તેને વૈક્રિય શરીર કહિયે. ૨

૩ આહારક શરીર તે ચૌદ પૂર્વના ભણનાર સાધુ હોય તેમને શંકા પડે ત્યારે એક હાથની કાયા કરીને મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી સીમંધર સ્વામીને પ્રશ્ન પૂછીને આવ્યા આલોચ્યા હોય તો આરાધક ને આલોચ્યા ન હોય તો વિરાધક કહેવાય તેને આહારક શરીર કહિયે

૪, તેજસ્ શરીર ,, તે આહાર કરીને આહાર પચાવે તેને તૈજસ શરીર કહિયે

૫ કાર્મણ શરીર તે જીવના પ્રદેશને કર્મના પુદ્ગલ ભેગા છે તેને કાર્મણ શરીર કહિયે એ શરીર દ્વાર સંપૂર્ણ

૨ અવગાહના દ્વાર સમુચ્ચય જીવમા અવગાહના, જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ હજાર જોજન ઝાઝેરી ઔદારિક શરીરની અવગાહના જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગની, ઉત્કૃષ્ટ હજાર જોજન ઝાઝેરી–વનસ્પતિ આશ્રી.

વૈક્રિય શરીરની અવગાહનાની વિગત. ભવધારણિક વૈક્રિયની જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગની, ઉત્કૃષ્ટ ૫ ધનુષ્યની

ઉત્તર વૈક્રિયની જઘન્ય આંગુલના સંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ લાખ જોજનની

આહારક શરીરની અવગાહના જઘન્ય મુઠા હાથની ઉત્કૃષ્ટ એક હાથની

તૈજસ, કાર્મણની અવગાહના જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ ચૌદ ૧૪ લોક પ્રમાણે તથા પોતપોતાના શરીર પ્રમાણે એ અવગાહના દ્વાર સંપૂર્ણ

૩ સંઘયણ દ્વાર (સંઘયણ દ્વાર) સંઘયણ ૬ ૧ વજ્રઋષભનારાચ સંઘયણ, ૨ ઋષભ નારાચ સંઘયણ ૩ નારાચ સંઘયણ ૪ અર્ધનારાચ સંઘયણ ૫ કીલિકા સંઘયણ ૬ સેવાર્ત સંઘયણ

**૧ વજ્રઋષભનારાચ સંઘયણ** તે વજ્ર કહેતા ખીલી, રૂષભ કહેતા પાટો વીટવાનો, નારચ કહેતા બે પડખે મર્કટ બંધ સહનન (સંઘયણ) કહેતાં હાડકાંનો સચય. (જેને વિષે બે હાડકાઓને બે પડખેથી મર્કટબધે કરીને બાધ્યા અને પાટા જેવા હાડકાએ કરી વીંટયા, તે ત્રણે હાડકાને ભેદનારૂ વજ્ર કીલક નામનુ હાડકુ છે, તેણે કરીને સજ્જડ કર્યું) તે વજ્રૠષભનારાચ સઘયણ

**૨ ઋષભનારાચ સંઘયણ** તે ઉપર પ્રમાણે પણ ફકત વજ્ર કહેતા ખીલી નહિ

**૩ નારાચ સંઘયણ.** તે બે પડખે મર્કટબધ હોય તે.

**૪ અર્ધનારાચ સંઘયણ** તે એક પડખે મર્કટબધ ને બીજે પડખે ખીલી હોય તે

**૫ કીલિકા સંઘયણ** તે બે હાડકાની સાધી ઉપર ખીલી માગેલી હોય તે.

**૬ સેવાર્ત્ત** (છેવટ્ટ) સંઘયણ તે હાડકે હાડકા અડીને રહેલ હોય તે

**ઇતિ સંઘયણદ્વાર સંપૂર્ણ**

**૪ સંસ્થાનદ્વાર** સસ્થાન ૭ ૧ સમચતુરસ્ત્ર સસ્થાન, ૨ ન્યગ્રોધ (નિગોહ) પરિમંડલ સસ્થાન, ૩ સાદિ સસ્થાન, ૪ વામન સંસ્થાન, ૫ કુબ્જ સસ્થાન, ૬ હૂડ સસ્થાન

**૧ સમચતુરસ્ત્ર સંસ્થાન.** તે પગથી તે માથાસુધી શોભાયમાન હોય તેને સમચતુરંસ્ત્ર સસ્થાન કહિયે ૧

**૨ ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન.** તે કેડથી તે માથાસુધી શોભાયમાન હોય તેને ન્યગ્રોધપરિમંડલ સસ્થાન કહિયે. ૨.

**૩ સાદિ સસ્થાન.** તે પગથી તે કેડ સુધી શોભાયમાન હોય તેને સાદિ સંસ્થાન કહિયે. ૩

**૪ વામન સસ્થાન.** તે ઠીગણુ સસ્થાન હોય તેને વામન સસ્થાન કહિયે ૩

**૫ કુબ્જ સસ્થાન.** તે પગ, હાથ, મસ્તક ગ્રીવા ઓછા અધિક હોય, બીજા શેષ અવયવ સુદર હોય તેને કુબ્જ સંસ્થાન કહિએ ૫

**૬ હૂંડ સસ્થાન.** તે રૂઢ, મૂઢ, મૃગાપુત્ર શેઢવાની પેરે હોય તેને હૂડ સસ્થાન કહિયે, ૬ **ઇતિ સંસ્થાન દ્વાર સંપૂર્ણ.**

**૫ કષાય દ્વાર.** કષાય ચાર તે ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ **ઇતિ કષાય દ્વાર સંપૂર્ણ.**

૬ સજ્ઞા દ્વાર સજ્ઞા ચાર તે ૧ આહાર સજ્ઞા ૨ ભય સજ્ઞા ૩ મૈથુન સજ્ઞા ૪ પરિગ્રહ સજ્ઞા. ઇતિ સજ્ઞા દ્વાર સંપૂર્ણ

૭ લેશ્યા દ્વાર લેશ્યા ૬ ૧ કૃષ્ણ ૨ નીલ લેશ્યા, ૩ કાપોત લેશ્યા, ૪ તેજો લેશ્યા ૫ પદ્મ લેશ્યા ૬ શુક્લ લેશ્યા એ લેશ્યા દ્વાર સંપૂર્ણ

૮ ઇંદ્રિ દ્વાર ઇંદ્રિય પાંચ ૧ શ્રોતેન્દ્રિય ૨ ચક્ષુઇંદ્રિય, ૩ ઘ્રાણેંદ્રિય ૪ રસેંદ્રિય, ૫ સ્પર્શેંદ્રિય ઇંદ્રિય દ્વાર સંપૂર્ણ

૯ સમુદ્‌ઘાત દ્વાર સમુદ્‌ઘાત સાત ૧ વેદનીય સમુદ્‌ઘાત, ૨ કષાય સમુદ્‌ઘાત, ૩ મારણાંતિક સમુદ્‌ઘાત, ૪ વૈક્રિય સમુદ્‌ઘાત ૫ તેજસ સમુદ્‌ઘાત, ૬ આહારક સમુદ્‌ઘાત, ૭ કેવળ સમુદ્‌ઘાત.

૧૦ સંજ્ઞી અસંજ્ઞી દ્વાર સંજ્ઞી તે જેનામાં વિચાર કરવાની શક્તિ (મન) છે તે અસંજ્ઞી તે જેનામા મન (વિચાર કરવાની શક્તિ) નથી તે.

૧૧ વેદ દ્વાર વેદ ત્રણ ૧ સ્ત્રી વેદ, ૨ પુરુષ વેદ ૩ નપુંસક વેદ.

૧૨ પર્યાપ્તિ દ્વાર પર્યાપ્તિ ૬ ૧ આહાર પર્યાપ્તિ, ૨ શરીર પર્યાપ્તિ, ૩ ઇંદ્રિય પર્યાપ્તિ ૪ શ્વાસોશ્વાસ પર્યાપ્તિ, ૫ ભાષા પર્યાપ્તિ, ૬ મનપર્યાપ્તિ.

૧૩ દૃષ્ટિ દ્વાર દૃષ્ટિ ત્રણ ૧ સમકિત દૃષ્ટિ ૨ મિથ્યા દૃષ્ટિ ૩ સમ મિથ્યાત્વ દૃષ્ટિ.

૧૪ દર્શન દ્વાર દર્શન ચાર ૧ ચક્ષુ દર્શન, ૨ અચક્ષુ દર્શન ૩ અવધિ દર્શન, ૪ કેવળ દર્શન,

૧૫ જ્ઞાન દ્વાર જ્ઞાન પાંચ ૧ મતિ જ્ઞાન, ૨ શ્રુત જ્ઞાન, ૩ અવધિ જ્ઞાન, ૪ મનપર્યવ જ્ઞાન ૫ કેવળ જ્ઞાન. અજ્ઞાન ત્રણ ૧ મતિ અજ્ઞાન ૨ શ્રુત અજ્ઞાન, ૩ વિભંગ જ્ઞાન.

૧૬ યોગ દ્વાર યોગ પંદર ૧ સત્ય મન યોગ, ૨ અસત્ય મન યોગ ૩ મિશ્ર મન યોગ ૪ વ્યવહાર મન યોગ, ૫ સત્ય વચન યોગ, ૬ અસત્ય વચન યોગ, ૭ મિશ્ર વચન યોગ ૮ વ્યવહાર વચન યોગ. ૯ ઔદારિક શરીર કાય યોગ ૧૦ ઔદારિક મિશ્ર શરીર કાય યોગ, ૧૧ વૈક્રિય શરીર કાય યોગ, ૧૨ વૈક્રિ મિશ્ર શરીર કાય યોગ, ૧૩ આહારક શરીર કાય યોગ, ૧૪ આહારક મિશ્ર શરીર કાય યોગ, ૧૫ કાર્મણ શરીર કાય યોગ.

૧૭ ઉપયોગ દ્વાર ઉપયોગ ૧૨. ૧ મતિજ્ઞાન ઉપયોગ ૨ શ્રુતજ્ઞાન ઉપયોગ, ૩ અવધિજ્ઞાન ઉપયોગ, ૪ મન પર્યવજ્ઞાન ઉપયોગ ૫ કેવળજ્ઞાન ઉપયોગ, ૬ મતિઅજ્ઞાન ઉપયોગ, ૭ શ્રુત અજ્ઞાન ઉપયોગ ૮ વિભંગ જ્ઞાન ઉપયોગ

૯ ચક્ષુ દર્શન ઉપયોગ, ૧૦ અચક્ષુ દર્શન ઉપયોગ, ૧૧ અવાધ દર્શન - ઉપયોગ, ૧૨ કેવળ દર્શન ઉપયોગ.

**૧૮ આહાર દ્વાર** આહાર ત્રણ પ્રકારનો. ૧ ઓજસ આહાર, ૨ રોમ આહાર, ૩ કવલ આહાર, તે સચિત્ત આહાર, અચિત્ત આહાર, મિશ્ર આહાર

**૧૯ ઉપજવાનો દ્વાર** તે ચોવીશ દંડકનો આવે તે સાત નરકનો એક દંડક, ૧, દશ ભવનપતિના દશ દંડક, ૧૧, પૃથ્વીકાયનો એક દંડક, ૧૨, અપકાયનો એક દંડક, ૧૩, તેજસ્કાયનો એક, ૧૪; વાયુકાનો એક, ૧૫ વનસ્પતિકાયનો એક ૧૬ બે ઈંદ્રિયનો એક, ૧૭ ત્રિઈંદ્રિયનો એક, ૧૮ ચોઇંદ્રિયનો એક, ૧૯ તિર્યંચ પંચેંદ્રિયનો એક ૨૦ મનુષ્યનો એક, ૨૧ વાણવ્યન્તરનો એક, ૨૨ જ્યોતિષીનો એક, ૨૩ વૈમાનિકનો એક, ૨૪

**૨૦ સ્થિતિ દ્વાર** સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ ત્રેત્રીશ સાગરોપમની

**૨૧ મરણ દ્વાર** સમોહિયા મરણ ને અસમોહિયા મરણ, સમોહિયા મરણ તે એળની પેઠે ચાલે, અસમોહિયા મરણ તે દડીની પેઠે ચાલે

**૨૨ ચવણ દ્વાર** તે ચોવીશ દંડકમા જાય. પૂર્વે કહ્યા તે

**૨૩ અગતિ દ્વાર** તે ચાર ગતિમાથી આવે ૧ નારકીની ગતિમાથી, ૨ તિર્યંચની ગતિમાથી, ૩ મનુષ્યની ગતિમાથી, ૪ દેવની ગતિમાથી.

**૨૪ ગતિ દ્વાર** પાચ ગતિમાં જાય તે ૧ નારકીની ગતિમા, ૨ તિર્યંચની ગતિમા, ૩ મનુષ્યની ગતિમા, ૪ દેવની ગતિમા, ૫ સિદ્ધિની ગતિમાં

**ઇતિ સમુચ્ચય ચોવીશ દ્વાર સંપૂર્ણ.**

## નારકોનો ૧ તથા દેવના ૧૩ દંડક-૧૪ દંડક સાથે

**૧ શરીર દ્વાર,**

**નારકીમાં** શરીર ત્રણ ૧ વૈક્રિય, ૨ તેજસ, ૩ કાર્મણ,

**દેવમાં** શરીર ત્રણ ૧ વૈક્રિય, ૨ તેજસ, ૩ કાર્મણ.

**૨ અવગાહના દ્વાર.**

### નારકીની અવગાહના.

**૧ પહેલે નરકે,** અવગાહના, જઘન્ય, આંગુલના અસંખ્યાતમા ભાગની, ઉત્કૃષ્ટ પોણા આઠ ધનુષ્ય ને ૭ આંગુલની છે, ૧,

**૨ બીજી નરકે.** અવગાહના જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગની, ઉત્કૃષ્ટ સાડા પંદર ધનુષ્યની છે; ૨

૩ ત્રીજી નરકે અવગાહના જઘન્ય, આંગુલના અસંખ્યાતમા ભાગની, ઉત્કૃષ્ટ સવાએકત્રીશ ધનુષ્યની છે ૩

૪ ચોથી નરકે અવગાહના જઘન્ય, આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ સાડાબાસઠ ધનુષ્યની છે ૪

૫ પાંચમી નરકે, અવગાહના જઘન્ય, આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ સવાસો ધનુષ્યની છે ૫

૬ છઠ્ઠી નરકે, અવગાહના, જઘન્ય, આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ અઢીસે ધનુષ્યની છે ૬

૭ સાતમી નરકે અવગાહના, જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગની, ઉત્કૃષ્ટ પાંચસે ધનુષ્યની છે ઉત્તર વૈક્રિય કરે તો જઘન્ય આંગુલના સંખ્યાતમા ભાગની, ઉત્કૃષ્ટ સમ બમણી (જે જે નરકે ઉત્કૃષ્ટ કહી છે તેથી બમણી જાણવી,) યાવત્ સાતમી નરકે એક હજાર ધનુષ્યની જાણવી. ૭

## દેવની અવગાહના.

૧ ભવનપતિના દેવ-દેવીની અવગાહના, જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગના ઉત્કૃષ્ટ સાત હાથની છે

૨ વાણવ્યંતર દેવ-દેવીની અવગાહના જઘન્ય, આંગુલના અસંખ્યાતમા ભાગની, ઉત્કૃષ્ટ સાત હાથની છે ૨

૩ જ્યોતિષીના દેવ-દેવીની અવગાહના, જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ સાત હાથની છે ૩

૪ વૈમાનિકની અવગાહના જુદી જુદી નીચે મુજબ.

પહેલા-બીજા દેવલોકના દેવની તથા તેની દેવીની અવગાહના જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગની, ઉત્કૃષ્ટ સાત હાથની છે ૨

ત્રીજા-ચોથા દેવલોકના દેવની અવગાહના, જઘન્ય, આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ છ હાથની છે ૪

પાંચમા-છઠ્ઠા દેવલોકના દેવની અવગાહના, જઘન્ય, આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ પાંચ હાથની છે. ૬

સાતમા-આઠમા દેવલોકના દેવની અવગાહના જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ ચાર હાથની છે ૮

નવમા-દશમા-અગિયારમા-બારમા દેવલોકના દેવની અવગાહના જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ ત્રણ હાથની છે ૧૨

**નવ ગ્રૈવેયકના દેવની** અવગાહના, જઘન્ય આગુલના અસખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ બે હાથની છે.

**ચાર અનુત્તર વિમાનના દેવની** અવગાહના જઘન્ય આગુલના અસખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ એક હાથની છે

**પાંચમા અનુત્તર વિમાનના દેવની** અવગાહના, જઘન્ય, આગુલના અસખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ મૂઢા હાથની છે

ભવનપતિથી બાર દેવલોક સુધી દેવ ઉત્તર વૈક્રિય કરે તો, જઘન્ય, આગુલના સખ્યાતમા ભાગની, ઉત્કૃષ્ટ લાખ જોજનની અવગાહના.

નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાનના દેવોને ઉત્તર વૈક્રિય કરવાપણું નથી

## ૩ સંહનન દ્વાર.

નારકી, અસંહનની
દેવ, અસહનની

## ૪ સંસ્થાન દ્વાર.

નારકીમા હૂડ સસ્થાન,
દેવમા, સમચતુરસ્ર સસ્થાન

## ૫ કષાય. દ્વાર.

નારકીમા કષાય ચાર
દેવમાં, કષાય ચાર

## ૬ સંજ્ઞા દ્વાર.

નારકીમાં, સજ્ઞા ચાર
દેવમા સંજ્ઞા ચાર

## ૭ લેશ્યા દ્વાર.

**નારકીમાં લેશ્યા ત્રણ.**

પહેલી બીજી નરકે, કાપોત લેશ્યા
ત્રીજી નરકે કાપોત ને નીલ લેશ્યા.
ચોથી નરકે, નીલ લેશ્યા,
પાચમી નરકે કૃષ્ણ ને નીલ લેશ્યા
છઠ્ઠી નરકે, કૃષ્ણ લેશ્યા
સાતમી નરકે, મહાકૃષ્ણ લેશ્યા

## દેવતામા લેશ્યા.

ભવનપતિ ને વાણવ્યંતરમા ચાર લેશ્યા ૧ કૃષ્ણ ૨ નીલ, ૩ કાપોત ૪ તેજો.
જ્યોતિષી ને પહેલા બીજા દેવલોકમા એક તેજો લેશ્યા.
ત્રીજા ચોથા ને પાચમા દેવલોકમા એક પદ્મ લેશ્યા.
છઠ્ઠા દેવલોકથી નવ ગ્રૈવેયક સુધીમા એક શુક્લ લેશ્યા
પાચ અનુત્તર વિમાનમા એક પરમશુક્લ લેશ્યા

## ૮ ઇંદ્રિય દ્વાર

નારકીમા ઇંદ્રિય પાંચ.
દેવમા ઇંદ્રિય પાંચ

## ૯ સમુદ્ઘાત દ્વાર

નરકીમાં ચાર સમુદ્ઘાત. ૧ વેદનીય, ૨ કષાય, ૩ મારણાંતિક ૪ વૈક્રિય
દેવમાં પાંચ સમુદ્ઘાત. ૧ વેદનીય, ૨ કષાય ૩ મારણાંતિક ૪ વૈક્રિય, ૫ તૈજસ.
ભવનપતિથી બારમા દેવલોક સુધી પાંચ સમુદ્ઘાત
નવ ગ્રૈવેયકથી પાંચ અનુત્તર વિમાન સુધી ત્રણ સમુદ્ઘાત ૧ વેદનીય ૨ કષાય, ૩ મારણાંતિક

## ૧૦ સંજ્ઞી દ્વાર

\+ નરકમાં,
પહેલી નરકે સંજ્ઞી, અસંજ્ઞી,
બીજી નરકથી સાતમી નરક સુધી, સંજ્ઞી.
* દેવમાં
ભવનપતિ ને વાણવ્યંતરમાં સંજ્ઞી ને અસંજ્ઞી,
જ્યોતિષીથી પાંચ અનુત્તર વિમાન સુધી, સંજ્ઞી,

## ૧૧ વેદ દ્વાર

નારકીમાં નપુંસક વેદ.
દેવમાં ભવનપતિ વાણવ્યંતર જ્યોતિષી પહેલા બીજા દેવલોક સુધી વેદ તે ૧ સ્ત્રી વેદ ૨ પુરુષ વેદ
ત્રીજા દેવલોકથી અનુત્તર વિમાન સુધી એક વેદ તે ૧ પુરુષ વેદ.

---

* અસંજ્ઞી તિર્યંચ મરીને આ ગતિમાં ઉપજે છે તે અપર્યાપ્તા ક્યાં અસંજ્ઞી (વોય છે પર્યાપ્ત થયા બાદ અવધિ કે વિભંગજ્ઞાન ઉપજે છે એ અપેક્ષા એ

## ૧૨ પર્યાપ્તિ દ્વાર.

(ભાષા, મન બે સાથે બાંધે).

નારકીમા પર્યાપ્તિ પાંચ, ને અપર્યાપ્તિ પાચ,

દેવમાં પર્યાપ્તિ પાચ, ને અપર્યાપ્તિ પાંચ.

## ૧૩ દૃષ્ટિ દ્વાર.

નારકીમા દૃષ્ટિ ત્રણ

દેવમા,

ભવનપતિથી બારમા દેવલોક સુધી દૃષ્ટિ ત્રણ

નવ ગ્રૈવેયકમા દૃષ્ટિ બે સમકિત અને મિથ્યાત્વ

પાંચ અનુત્તર વિમાનમા દૃષ્ટિ એક તે સમકિત દૃષ્ટિ

## ૧૪ દર્શન દ્વાર

નારકીમા દર્શન ત્રણ ૧ ચક્ષુ દર્શન, ૨ અચક્ષુ દર્શન, ૩ અવધિ દર્શન.

દેવમા દર્શન ત્રણ. ૧ ચક્ષુ દર્શન, ૨ અચક્ષુ દર્શન ૩ અવધિ દર્શન.

## ૧૫ જ્ઞાન દ્વાર

નારકીમા ત્રણ જ્ઞાન ને ત્રણ અજ્ઞાન

દેવમા,

ભવનપતિથી નવગ્રૈવેયક સુધી ત્રણ જ્ઞાન, ને ત્રણ અજ્ઞાન

પાચ અનુત્તર વિમાનમાં ત્રણ જ્ઞાન.

## ૧૬ યોગદ્વાર.

નારકીમાં યોગ અગિયાર.

દેવમાં યોગ અગિયાર.

તે યોગનાં નામ ૧ સત્ય મનયોગ, ૨ અસત્ય મનયોગ, ૩ મિશ્ર મનયોગ, ૪ વ્યવહાર મનયોગ, ૫ સત્ય વચનયોગ, ૬ અસત્ય વચનયોગ, ૭ મિશ્ર વચનયોગ, ૮ વ્યવહાર વચનયોગ ૯ વૈક્રિય શરીર કાયયોગ, ૧૦ વૈક્રિય મિશ્ર શરીર કાયયોગ, ૧૧ કાર્મણ શરીર કાયયોગ

## ૧૭ ઉપયોગ દ્વાર.

નારકીથી નવ ગ્રૈવેયક સુધી ઉપયોગ નવ, ૧ મતિજ્ઞાન ઉપયોગ, ૨ શ્રુતજ્ઞાન ઉપયોગ, ૩ અવધિ જ્ઞાન ઉપયોગ. ૪ મતિ અજ્ઞાન ઉપયોગ, ૫ શ્રુત અજ્ઞાન

ઉપયોગ, ૬ વિભંગ જ્ઞાન ઉપયોગ ૭ ચક્ષુ દર્શન ઉપયોગ, ૮ અચક્ષુદર્શન ઉપયોગ, ૯ અવધિ દર્શન ઉપયોગ.

પાંચ અનુત્તર વિમાનમાં ૭ ઉપયોગ, તે ત્રણ જ્ઞાન, ત્રણ દર્શન.

### ૧૮ આહાર દ્વાર

નારકી દેવમાં બે પ્રકારનો આહાર ૧ ઓજસ, ૨ રોમ ૭ ત્રિકનો આહાર છે. કરે એક પ્રકારનો નારકી અચિત્ત કરે પણ અશુભ કરે. દેવ અચિત્ત કરે પણ શુભ કરે.

### ૧૯ ઉપજવાના દ્વાર ૨૨ ચવવાના દ્વાર

પહેલી નરકથી માંડીને છઠ્ઠી નરક સુધીમાં મનુષ્ય તિર્યંચ પંચેંદ્રિ એ બે દંડકનો આવે, જાય બે દંડકમાં તે મનુષ્ય ને તિર્યંચ પંચેંદ્રિમાં.

સાતમી નરકમાં બે દંડકનો આવે, તે મનુષ્ય ને તિર્યંચ પંચેંદ્રિનો. જાય એક દંડકમાં તે તિર્યંચ પંચેંદ્રિમાં.

ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી, ને પહેલા બીજા દેવલોક સુધી, બે દંડકનો આવે, ને મનુષ્ય ને તિર્યંચનો જાય પાંચ દંડકમાં ૧ પૃથ્વી, ૨ પાણી ૩ વનસ્પતિ, ૪ મનુષ્ય નેતિર્યંચમાં.

ત્રીજા દેવલોકથી આઠમા દેવલોક સુધી બે દંડકનો આવે, મનુષ્ય ને તિર્યંચ એ બેનો આવે, જાય બે દંડકમાં તે મનુષ્ય ને તિર્યંચમાં.

નવમા દેવલોકથી અનુત્તર વિમાન સુધી એક દંડકનો આવે તે ૧ મનુષ્યનો. જાય એક મનુષ્યમાં.

### ૨૦ સ્થિતિ દ્વાર

નારકીની સ્થિતિ નીચે મુજબ છે

પહેલી નરકના નારકીની સ્થિતિ, જઘન્ય દશ હજાર વર્ષની ઉત્કૃષ્ટ એક સાગરની.

બીજી નરકની જ એક સાગરની ઉ ત્રણ સાગરની

ત્રીજી નરકની જ ત્રણ સાગરની ઉ સાત સાગરની

ચોથી નરકની જ સાત સાગરની ઉ દશ સાગરની

પાંચમી નરકની જ દશ સાગરની ઉ સત્તર સાગરની.

છઠ્ઠી નરકની જ સત્તર સાગરની ઉ બાવીસ સાગરોપમની

સાતમી નરકની જ બાવીસ સાગરોપમની ઉ તેત્રીસ સાગરોપમની

**દેવની સ્થિતિ** નીચે મુજબ

**દક્ષિણ દિશાના અસુરકુમારના દેવની સ્થિતિ,** જઘન્ય, દશ હજાર વર્ષની, ઉત્કૃષ્ટ, એક સાગરોપમની **તેની દેવીની સ્થિતિ,** જઘન્ય દશ હજાર વર્ષની, ઉત્કૃષ્ટ, સાડાત્રણ પલ્યની **તેના નવ નિકાયના દેવની સ્થિતિ,** જઘન્ય, દશ હજાર વર્ષની, ઉત્કૃષ્ટ, દોઢ પલ્યની, **તેની દેવની સ્થિતિ,** જઘન્ય, દશ હજાર વર્ષની, ઉત્કૃષ્ટ પોણા પલ્યની,

**ઉત્તર દિશાના અસુર કુમારના દેવની સ્થિતિ,** જઘન્ય, દશ હજાર વર્ષની, ઉત્કૃષ્ટ, એક સાગર ઝાઝેરી, **તેની દેવીની સ્થિતિ,** જઘન્ય દશ હજાર વર્ષની, ઉત્કૃષ્ટ, સાડાચાર પલ્યની **તેના નવ નિકાયના દેવની સ્થિતિ,** જઘન્ય, દશ હજાર વર્ષની ઉત્કૃષ્ટ, બે પલ્યમા દેશ ઓછી, **તેની દેવીની સ્થિતિ** જઘન્ય, દશ હજાર વર્ષની, ઉત્કૃષ્ટ, એક પલ્યમા દેશ ઓછી

**વાણવ્યતરના દેવની સ્થિતિ,** જઘન્ય, દશ હજાર વર્ષની, ઉત્કૃષ્ટ, એક પલ્યની **વાણવ્યતરની દેવીની સ્થિતિ,** જગન્ય, દશ હજાર વર્ષની, ઉત્કૃષ્ટ અર્ધ પલ્યની

**ચંદ્રમાના દેવની સ્થિત,** જઘન્ય, પા પલ્યની, ઉત્કૃષ્ટ એક પલ્ય, ને એક લાખ વર્ષના **તેની દેવીની સ્થિતિ,** જઘન્ય પા પલ્યની, ને ઉત્કૃષ્ટ અર્ધ પલ્ય ને પચાસ હજાર વર્ષના

**સૂર્યના દેવની સ્થિતિ,** જઘન્ય, પા પલ્યની, ઉત્કૃષ્ટ એક પલ્ય ને એક હજાર વર્ષના **તેની દેવીની સ્થિતિ,** જઘન્ય, પા પલ્યની, ઉત્કૃષ્ટ, અર્ધ પલ્ય ને પાચસે વર્ષની

**ગ્રહના દેવની સ્તિતિ,** જઘન્ય, પા પલ્યની, ઉત્કૃષ્ટ, એક પલ્યની, **તેની દેવની સ્થિતિ,** જઘન્ય, પા, પલ્યની ઉત્કૃષ્ટ, અર્ધ પલ્યની.

**નક્ષત્રના દેવની સ્થિતિ,** જઘન્ય, પા પલ્યની, ઉત્કૃષ્ટ, અર્ધ પલ્યની **તેની દેવીની સ્થિતિ,** જઘન્ય, પા પલ્યની, ઉત્કૃષ્ટ, પા પલ્ય ઝાઝેરી

**તારાના દેવીની સ્થિતિ,** જઘન્ય, પલ્યનો આઠમો ભાગ, ઉત્કૃષ્ટ પા પલ્યની **તેની દેવીની સ્થિતિ.** જઘન્ય, પલ્યના આઠમા ભાગની, ઉત્કૃષ્ટ, પલ્યના આઠમા ભાગ ઝાઝેરી

**પહેલા દેવલોકના દેવની સ્થિતિ,** જઘન્ય, એક પલ્યની, ઉત્કૃષ્ટ, બે સાગરની **તેની દેવીની** જઘન્ય, એક પલ્યની, ઉત્કૃષ્ટ સાત પલ્યની, **તેની અપરિગ્રહિતા દેવીની સ્થિતિ,** જઘન્ય, એક પલ્યની, ઉત્કૃષ્ટ, પલ્યની

**બીજા દેવલોકના દેવની સ્થિતિ,** જઘન્ય, એક પલ્ય ઝાઝેરી, ઉત્કૃષ્ટ, બે સાગર ઝાઝેરી **તેની દેવીની સ્થિતિ** જઘન્ય, એક પલ્ય ઝાઝેરી, ઉત્કૃષ્ટ,

નવ પલ્યની તેની અપરિગૃહિતા દેવીની સ્થિતિ જઘન્ય, એક પલ્યની ઝાઝેરી ઉત્કૃષ્ટ પંચાવન પલ્યની.

ત્રીજા દેવલોકના દેવની સ્થિતિ, જઘન્ય, બે સાગરની, ઉત્કૃષ્ટ, સાત સાગરની.

ચોથા દેવલોકના દેવની સ્થિતિ જઘન્ય, બે સાગર ઝાઝેરી, ઉત્કૃષ્ટ, સાત સાગરોપમ ઝાઝેરી

પાંચમા દેવલોકના દેવની સ્થિતિ, જઘન્ય, સાત સાગરની ઉત્કૃષ્ટ, દશ સાગરની

છઠ્ઠા દેવલોકના દેવની સ્થિતિ, જઘન્ય દશ સાગરની ઉત્કૃષ્ટ, ચૌદ સાગરની.

સાતમા દેવલોકના દેવની સ્થિતિ, જઘન્ય ચૌદ સાગરની, ઉત્કૃષ્ટ સત્તર સાગરની

આઠમા દેવલોકના દેવની સ્થિતિ. જઘન્ય, સત્તર સાગરની ઉત્કૃષ્ટ, અઢાર સાગરની.

નવમા દેવલોકના દેવની સ્થિતિ, જઘન્ય, અઢાર સાગરની ઉત્કૃષ્ટ ઓગણીશ સાગરની

દશમા દેવલોકના દેવની સ્થિતિ, જઘન્ય, ઓગણીશ સાગરની ઉત્કૃષ્ટ વીશ સાગરોપમની.

અગિયારમા દેવલોકના દેવની સ્થિતિ, જઘન્ય, વીશ સાગરની ઉત્કૃષ્ટ, એકવીશ સાગરોપમની.

બારમા દેવલોકના દેવની સ્થિતિ, જઘન્ય, એકવીશ સાગરોપમની ઉત્કૃષ્ટ, બાવીશ સાગરોપમની

પહેલી ગ્રૈવેયકે સ્થિતિ, જઘન્ય બાવીશ સાગરોપમની ઉત્કૃષ્ટ ત્રેવીશ સાગરોપમની.

બીજી ગ્રૈવેયકે સ્થિતિ, જઘન્ય ત્રેવીશ સાગરોપમની ઉત્કૃષ્ટ ચોવીશ સાગરોપમની.

ત્રીજી ગ્રૈવેયકે સ્થિતિ, જઘન્ય. ચોવીશ સાગરોપમની ઉત્કૃષ્ટ પચીશ સાગરોપમની

ચોથી ગ્રૈવેયકે સ્થિતિ જઘન્ય પચીશ સાગરોપમની ઉત્કૃષ્ટ છવીશ સાગરોપમની

**પાંચમી ગ્રૈવેયકે સ્થિતિ,** જઘન્ય, છવીશ સાગરોપમની ઉત્કૃષ્ટ સત્તાવીશ સાગરોપમની

**છઠ્ઠી ગ્રૈવેયકે સ્થિતિ,** જઘન્ય, સત્તાવીશ સાગરોપમની, ઉત્કૃષ્ટ અઠ્ઠાવીશ સાગરોપમના.

**સાતમી ગ્રૈવેયકે સ્થિતિ,** જઘન્ય અઠ્ઠાવીશ સાગરોપમની, ઉત્કૃષ્ટ, ઓગણત્રીશ સાગરોપમની,

**આઠમી ગ્રૈવેયકે સ્થિતિ,** જઘન્ય ઓગણત્રીશ સાગરોપમની, ઉત્કૃષ્ટ, ત્રીશ સાગરોપમની

**નવમી ગ્રૈવેયકે સ્થિતિ,** જઘન્ય, ત્રીશ સાગરોપમની, ઉત્કૃષ્ટ, એકત્રીશ સાગરોપની

**ચાર અનુત્તર વિમાનના દેવની સ્થિતિ,** જઘન્ય એકત્રીશ સાગરોપમની, ઉત્કૃષ્ટ, તેત્રીશ સાગરોપમની

**પાંચમા અનુત્તર વિમાનના દેવની સ્થિતિ,** જ૦ ઉ૦ તેત્રીશ સાગરોપમની.

**૨૧ મરણ દ્વાર,** તે સમોહયા મરણ ને અસમોહિયા મરણ

**સમોહિયા** તે એળની પેઠે ચાલે

**અસમોહિયા** તે દડીની પેઠે ચાલે

**૨૩-૨૪ આગતિ,-ગતિ દ્વાર,** બે સાથે

**પહેલી નરકથી છઠ્ઠી નરક સુધી,** બે ગતીનો આવે, તે મનુષ્ય ને તિર્યંચનો **જાય** બે ગતિમા, તે મનુષ્ય ને તિર્યંચમા

**સાતમી નરકમાં,** બે ગતિનો **આવે,** તે મનુષ્ય ને તિર્યંચનો **જાય** એક ગતિમાં, તે તિર્યંચમા.

**ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી, વૈમાનિક, આઠમા દેવલોક સુધી,** બે ગતિનો **આવે** તે મનુષ્ય ને તિર્યંચનો **જાય** બે ગતિમા, તે મનુષ્ય ને તિર્યંચમા

**નવમા દેવલોકથી સર્વાર્થસિદ્ધ વિમાન સુધી,** એક ગતિનો **આવે** તે મનુષ્યનો **જાય** એક ગતિમા તે મનુષ્યમા

**ઇતિ નારકી તથા દેવના થઇને ચૌદે દંડક સંપૂર્ણ.**

**એ વૈક્રિય શરીરવાળા ચૌદ દંડક કહ્યા.**

## પાંચ એકેંદ્રિયના પાંચ દંડક

### ૧ શરીર

પાંચ એકેંદ્રિયમાં વાયુકાય વિના બાકીના ચાર એકેંદ્રિયમાં શરીર ત્રણ છે, ૧ ઔદારિક, ૨ તેજસ ૩ કાર્મણ.

વાયુકાયમાં શરીર ચાર, ૧ ઔદારિક ૨ વૈક્રિય, ૩ તેજસ, ૪ કાર્મણ.

### ૨ અવગાહના દ્વાર

પૃથ્વ્યાદિ ચાર એકેંદ્રિયની અવગાહના, જઘન્ય, અંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ પણ અંગુલના અસંખ્યાતમા ભાગની

વનસ્પતિની અવગાહના, જઘન્ય અંગુલના અસંખ્યાતમાં ભાગની ઉત્કૃષ્ટ હજાર જોજન ઝાઝેરી કમળ પ્રમુખ આશ્રી જાણવી.

૩ સંહનન દ્વાર પાંચ એકેંદ્રિયમાં સેવાર્ત સંહનન.

૪ સંસ્થાન દ્વાર પાંચ એકેંદ્રિયમાં હુંડ સંસ્થાન

૫ કષાય દ્વાર પાંચ એકેંદ્રિયમાં કષાય ચાર

૬ સંજ્ઞા દ્વાર પાંચ એકેંદ્રિયમાં સંજ્ઞા ચાર

### ૭ લેશ્યા દ્વાર

પૃથ્વી, પાણી, વનસ્પતિ એ ત્રણ એકેંદ્રિયના અપર્યાપ્તમાં લેશ્યા ચાર, તે ૧ કૃષ્ણ ૨ નીલ, ૩ કાપોત, ૪ તેજો પર્યાપ્તમાં ત્રણ. તેજસ વાયુ એ બેમાં ત્રણ લેશ્યા, ૧ કૃષ્ણ, ૨ નીલ, ૩ કાપોત

### ૮ ઇંદ્રિય દ્વાર

પાંચ એકેંદ્રિયમાં એક ઇંદ્રિય તે એક સ્પર્શેંદ્રિય.

### ૯ સમુદ્ઘાત દ્વાર

પાંચ એકેંદ્રિયમાં વાયુકાય વિના બાકીના ચાર એકેંદ્રિયમાં ત્રણ સમુદ્ઘાત તે ૧ વેદનીય, કષાય ૩ મારણાંતિક

વાયુકાયમાં ચાર સમુદ્ઘાત. ૧ વેદનીય ૨ કષાય ૩ મારણાંતિક ૪ વૈક્રિય

૧૦ સંજ્ઞી દ્વાર પાંચે એકેંદ્રિય અસંજ્ઞી.

૧૧ વેદ દ્વાર પાંચ એકેંદ્રિયમાં નપુંસક વેદ.

૧૨ પર્યાપ્તિ દ્વાર પાંચ એકેંદ્રિયમાં પર્યાપ્તિ ચાર, અપર્યાપ્તિ પહેલી ચાર

૧૩ દૃષ્ટિ દ્વાર પાંચ એકેંદ્રિયમાં દૃષ્ટિ એક તે ૧ મિથ્યાત્વ દૃષ્ટિ

**૧૪ દર્શન દ્વાર.** પાચ એકદ્રિયમા એક અચક્ષુ દર્શન.

**૧૫ જ્ઞાન દ્વાર.** પાચ એકેદ્રિયમા બે અજ્ઞાન, તે ૧ મતિ અજ્ઞાન, ૨ શ્રુત અજ્ઞાન

## ૧૬ યોગ દ્વાર.

પાચ એકેદ્રિયમા વાયુકાય વિના બાકીની **ચાર એકેંદ્રિયમાં** યોગ ત્રણ, તે ૧ ઔદારિક શરીર કાયયોગ, ૨ ઔદારિક મિશ્ર શરીર કાયયોગ, ૩ કાર્મણ શરીર કાયયોગ **વાયુકાયમાં** યોગ પાચ ૧ ઔદારિક શરીર કાયયોગ, ૨ ઔદારિક મિશ્ર શરીર કાયયોગ, ૩ વૈક્રિય શરીર કાયયોગ, ૪ વૈક્રિય મિશ્ર શરીર કાયયોગ, ૫ કાર્મણ શરીર કાયયોગ

## ૧૭ ઉપયોગ દ્વાર.

પાચ એકેંદ્રિયમા ઉપયોગ ત્રણ ૧ મતિ અજ્ઞાન, ૨ શ્રુત અજ્ઞાન, ૩ અચક્ષુદર્શન.

## ૧૮ આહાર દ્વાર.

પાચ એકેંદ્રિયમા ત્રણ દિશિનો, ચાર દિશિનો, પાચ દિશિનો આહાર લે, ને વ્યાઘાત ન પડે તો ૭ દિશિનો આહાર લે. બે પ્રકારનો આહાર, તે ૧ ઓજસ્ ૨ રોમ, તે ૧ સચિત્ત, ૨ અચિત્ત, ૩ મિશ્ર

## ૧૯ ઉપજવાનાં, ૨૨ ચવવાનાં દ્વાર.

**પૃથ્વી, પાણી, વનસ્પતિકાય એ ત્રણ એકેંદ્રિયમાં** ત્રેવીશ દંડકનો આવે, તે એક નારકી વર્જીને; જાય દશ દડકમા તે પાચ એકેદ્રિય, ત્રણ વિકલેદ્રિય, એ આઠ ને મનુષ્ય ને તિર્યચ એ બે મળી દશ દંડકમા જાય

**તેજસ્કાય ને વાયુકાય** એ બે એકેંદ્રિયમા દશ દંડકનો આવે તે પાચ એકેંદ્રિય ત્રણ વિકલેદ્રિય, એક મનુષ્ય ને એક તિર્યંચ એ દશ દડકનો આવે ને નવ દંડકમા જાય, તે પાચ એકેદ્રિય ત્રણ વિકલેદ્રિય ને તિર્યંચ પંચેદ્રિય એ નવમા જાય

## ૨૦ સ્થિતિ દ્વાર.

**પૃથ્વીકાયની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ, બાવીશ હજાર વર્ષની

**અપ્કાયની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ, સાત હજાર વર્ષની

**તેજસ્કાયની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ, ત્રણ અહોરાત્રિની

કોઈ થયું નથી તો આવી સ્થિતિમાં તમે શ્રીમતીજીને કહેશો કે તને ઘરની કાંઈ ચિંતા છે કે નહીં!

ઘરની ચિંતા રાખવી જરૂરી છે ગૃહિણીને જો ઘરની કાળજી (ચિંતા) નહીં હોય તો તમારું દરેક કામ અવ્યવસ્થિત બની જશે. તમને તમારી ઓફિસની ચિંતા રહ્યા કરતી હોય છે પોણાદસ ઉપર ઘડિયાળનો કાંટો આવ્યો કે તમારા મનમાં ખળભળી મચી જાય છે. પુરુષવર્ગ દુકાનના કામમાં જો આળસ કરે અગિયાર વાગ્યે દુકાને જવાનો સમય હોય ત્યારે જમીને બેચાર કલાકની નિંદર ખેંચે અને સાંજ ચારે ઊઠીને દુકાને જાય તો તેવા વખતે દેવીજી (શ્રીમતીજી) જ કાન ભંભેરશે કે તમને દુકાનની ચિંતા છે કે નહીં! હવે તો તમે જ વિચારો કે તમારે ચિંતા-કાળજી રાખવી છે કે નહીં!

પ્રવચનનો સમય સાડા આઠ વાગ્યાનો છે શ્રોતાઓ આવી પહોંચ્યા છે અને હું જો નવ વાગ્યા સુધી ઉપર જ બેઠો રહું તો તમે જ બોલી ઊઠશો કે મહારાજશ્રીને અમારા સમયની કિંમત જ નથી. આ મારી વાત છે તમારી નથી તમે સાડા આઠને બદલે નવ વાગ્યે આવો તો શું ગેરવાજબી નથી? તો મુનિજી પોતાના સમયે પાટ ઉપર આવી જતા નથી તો કહેવાય છે કે મહારાજશ્રીને ચિંતા જ નથી. અમારો સમય બગડે છે તો મારે પણ તમારી ચિંતા રાખવી રહી.

તમારો દીકરો બીમાર છે ડૉક્ટરને તમે દેખાડ્યું એણે યોગ્ય દવાઓ પણ આપી. એ ઠીક સમયસર દવા જ લેતો ન હોય ચરી પાળતો ન હોય તો તમે જ કહેશો કે તને તારા શરીરની કાંઈ કાળજી જ નથી તો બીજો એમાં શું કરે! હવે જો ડૉક્ટર જ ઠીક સમય ઉપર ઇન્જેક્શન દેવા આવતો નથી તો તમે ડૉક્ટરને કહેશો કે સાહેબ તમને મારા પુત્રની દરકાર છે કે નહીં! અને જો ટ્યુશન-શિક્ષક સમય પર આવે નહીં અને બાળક અભ્યાસમાં નબળો હોય તો તમે એ માસ્તરને કહેશો કે તમને પૈસાથી જ મતલબ છે અમારા બાળકની કાંઈ ચિંતા જ નથી.

ડૉક્ટરે ચિંતા જ ન રાખી તો રોગીના પ્રાણ ઊડી ગયા, માસ્તરે કાળજી ન રાખી તો બાળક નાપાસ થઈ ગયો. કોઈ કલાર્ક જો સમયસર ઓફિસે પહોંચતો નથી તો તમે એને નોકરી પરથી કાઢી મૂકશો. આરોપ મૂકશો કે તમને તો સમયની કાંઈ પડી જ નથી.

મહારાણી વિક્ટોરીયાનો સેક્રેટરી એકવાર એના સચિવાલયમા ત્રણ મિનિટ મોડો પહોચ્યો મહારાણી બહુ વ્યગ્ર હતી સેક્રેટરી આવ્યો તો બોલી 'તમારી ઘડિયાળ જુઓ' એણે કહ્યુ 'ક્ષમા કરજો, મારુ ઘડિયાળ જરા સુસ્ત છે' વિક્ટોરીયાએ કહ્યુ 'કા તો તમે તમારુ ઘડિયાળ બદલો અથવા તો મારે મારા સેક્રેટરીને બદલવા પડશે કારણ કે તમને સમય પર આવવાની ચિંતા નથી' મત્રી જો પોતાના કામની ચિંતા ન સેવે તો સારાયે દેશની સુરક્ષા ભયમા મૂકાઈ જાય મત્રી જ શા માટે, પચોતેર રૂપિયા મેળવતો સિગ્નલમેન જો પોતાના સમયની ચિંતા ન રાખે તો કેટલુ નુકસાન થાય ? એ ટ્રેનો અથડાઈ જાય, સેકડોના પ્રાણ જાય, હજારોનુ શરીર અને સૌદર્ય નષ્ટભ્રષ્ટ થઈ જાય

હા, તો જીવનના દરેક ક્ષેત્રમા ચિંતા સેવવી જરૂરી છે ધોબી તમારા કપડા આપી ગયો તમે એની કાળજી રાખી નહી આડા–અવળા મૂકી દીધા રાત્રે ઉદરોને લાગ મળ્યો અને બધા કપડા રાત્રે કાતરો ખાધા એમા શ્રીમતીજીની રેશમી સાડી પણ હતી સવારે તમે જોયુ તો તમો ઉદરો પર બળી ઊઠ્યા શ્રીમતીજી પોતાની દોઢસો રૂપિયાની રેશમી સાડીની દુર્દશા જોશે તો એમનુ મગજ પણ ગરમ થયા વિના રહેશે નહી લગભગ સારાયે ઘરનું વાતાવરણ ગરમ થઈ જશે પછી ભલેને એ ગરમ વાતાવરણમાં ચૂલો પણ ઠરી જાય એટલે કપડાની ચિંતા ન કરી, તેથી સારુયે ઘર ગરમી અનુભવી શકે છે અને ઘરનુ મોટેરુ ઘરની સુરક્ષાની ખેવના જ ન રાખે તો કહેવાશે મોટા તો થઈ ગયા પણ ઘરની ચિંતા જ નથી હા, તો તમે હવે સમજી ગયા હશો કે ચિંતા એકદમ છોડવાની વસ્તુ નથી તેમ ચિંતાને વળગી રહેવુ પણ ઠીક નથી, કામની ચિંતા તો જરૂરી છે પણ વગર કામની ચિંતા બિનજરૂરી છે, કારણ કે એ માણસનુ લોહી બાળવાનુ કામ કરે છે

## ચિંતાનું બિનજરૂરી રૂપ :

કીડા બે પ્રકારના હોય છે એક તો પદાર્થને ઉપરથી કોરી ખાય છે તો બીજુ અદરથી ચિંતા એ બીજા પ્રકારનો કીડો છે ઉધઈ જે વૃક્ષને લાગી જાય છે તે વૃક્ષને તે ખાઈ જાય છે ઉપરથી તો વૃક્ષની સ્થૂળ કાયા બરાબર દેખાશે પણ અદરથી તે પોલુ બની જાય છે ચિંતા પણ એક પ્રકારની ઉધઈ છે જે છૂપી રીતે માણસની શક્તિને ફોલી ખાય છે એ

કોઈ ભય નથી તો આવી સ્થિતિમાં તમે શ્રીમતીજીને કહેશો કે તને ઘરની કોઈ ચિંતા છે કે નહીં !

ઘરની ચિંતા રાખવી જરૂરી છે ગૃહિણીને જો ઘરની કાળજી (ચિંતા) નહીં હોય તો તમારું દરેક કામ અવ્યવસ્થિત બની જશે. તમને તમારી ઓફિસની ચિંતા રહ્યા કરતી હોય છે પોણાદસ ઉપર ઘડિયાળનો કાંટો આવ્યો કે તમારા મનમાં ખળભળાટ મચી જાય છે પુત્રવર્ગ દુકાનના કામમાં જો આળસ કરે અગિયાર વાગ્યે દુકાને જવાનો સમય હોય ત્યારે જમીને ઘેર કલાકની નિંદર ખેંચે અને સાડા બારે ઊઠીને દુકાને જાય તો તેવા વખતે શેઠાણીજી (શ્રીમતીજી) જ કાન ભંભેરશે કે તમને દુકાનની ચિંતા છે કે નહીં ! હા તો તમે જ વિચારો કે તમારે ચિંતા-કાળજી રાખવી છે કે નહીં !

પ્રવચનનો સમય સાડા આઠ વાગ્યાનો છે શ્રોતાઓ આવી પહોંચ્યા છે અને હું જો નવ વાગ્યા સુધી ઉપર જ બેસી રહું તો તમે જ બોલી ઊઠો કે મહારાજશ્રીને અમારા સમયની કિંમત જ નથી. આ મારી વાત છે તમારી નથી તમે સાડા આઠને બદલે નવ વાગ્યે આવો તો શું ગેરવાજબ નથી ! હા મુનિજી પોતાના સમયે પાટ ઉપર આવી જતા નથી તો કહેવાય છે કે મહારાજશ્રીને ચિંતા જ નથી અમારો સમય બગડે છે તો મારે પણ તમારી ચિંતા રાખવી રહી.

તમારો દીકરો બીમાર છે ડૉક્ટરને તમે દેખાડ્યું એણે યોગ્ય દવાઓ પણ આપી. એ ઠીક સમયસર દવા જ લેતો ન હોય ચરી પાળતો ન હોય તો તમે જ કહેશો કે તને તારા શરીરની કોઈ કાળજી જ નથી તો બીજો એનું શું કરે ! હવે જો ડૉક્ટર જ ઠીક સમય ઉપર ઇન્જેક્શન દેવા આવતો નથી તો તમે ડૉક્ટરને કહેશો કે સાહેબ તમને મારા પુત્રની દરકાર છે કે નહીં ! અને જો ટ્યુશન-શિક્ષક સમય પર આવે નહીં અને બાળક અભ્યાસમાં નબળો હોય તો તમે એ માસ્તરને કહેશો કે તમને પૈસાથી જ મતલબ છે અમારા બાળકની કોઈ ચિંતા જ નથી

ડૉક્ટરે ચિંતા જ ન રાખી તો રોગીના પ્રાણ ઊડી જશે. માસ્તરે કાળજી ન રાખી તો બાળક નાપાસ થઈ જશે. કોઈ કલાર્ક જો સમયસર ઓફિસે પહોંચતો નથી તો તમે એને નોકરી પરથી કાઢી મૂકશો. આરોપ મૂકશો કે તમને તો સમયની કોઈ પડી જ નથી.

વખતે અભયકુમાર ત્યા આવી લાગ્યો નાની વયમા જ પોતાની માતા સાથે એ ત્યા આવ્યો હતો એણે ગ્રામ-પચાયતને વિચારમગ્ન જોઈને પૂછ્યુ પણ સરપચે કહ્યુ "ભાઈ, તુ તો હજુ બાળક છે હજુ તો તારે રમવાના દા'ડા છે આ બધી સમસ્યાઓ તો અમારે જ ઉકેલવી રહી" તેમ છતા અભયકુમારે આગ્રહ ચાલુ રાખ્યો આખરે સરપચે એને બધી વાત સમજાવી એણે (અભયકુમારે) કહ્યુ "બસ, આ જ સમસ્યા છે ને?" સરપચે કહ્યુ "હા આ સમસ્યાએ જ સારીયે પચાયતને હેરાન કરી મૂકી છે"

અભયકુમાર બુદ્ધિશાળી હતા કહેવાય છે કે એમની પાસે ઔત્પાતિની બુદ્ધિ હતી અને તમે પણ તમારા ચોપડાઓમા લખો જ છો ને? એ તો તમને યાદ હશે મને યાદ અપાવવાની જરૂર નહી રહે

દિવાળી નજીક છે તમે ચોપડાઓમા લખો છો ગૌતમ સ્વામીની લબ્ધિ હોજો, અભયકુમારની બુદ્ધિ હોજો, ધન્ના શાલિભદ્રની ઋદ્ધિ હોજો, અને કેવન્નાજીનુ સુખ સૌભાગ્ય હોજો" બસ, આમા બાકી જ શુ રાખ્યુ? આમા તો તમે બહુ કુશળ છો વિશ્વની પસદગી કરાયેલી વસ્તુઓ માગી લીધી. ગૌતમ સ્વામીની લબ્ધિ એટલા માટે માગી લીધી કે પાત્રમા અગૂઠો મૂકતાની સાથે જ જેમ ખીર અક્ષય બની ગઈ તેમ તમારી તિજોરીમા અગૂઠો મૂકતાની સાથે જ લક્ષ્મી પણ અક્ષય બની જાય અભયકુમારની બુદ્ધિ તમે માગી છે. કોઈ વાધો નથી તમે બુદ્ધિશાળી બનો તમારામા જ્ઞાનનો પ્રકાશ ઝગમગે પણ એક પ્રશ્ન એ છે કે અભયકુમારની બુદ્ધિ જો મળી જાય તો એનો ઉપયોગ ફસાયેલાઓને ઉન્મુક્ત કરવામા કરશો કે મુક્તને ફસાવવામા? કારણ કે બુદ્ધિ બને કામ કરે છે એના વડે તમે કોઈની પરિસ્થિતિને સુધારી શકો છો તો કદી એના વડે જ વધુ બગાડી પણ શકો છો

શાલિભદ્રની ઋદ્ધિ તમે માગી છે એમા કાઈ જ ખોટુ નથી કે પોતાની પ્રામાણિકતા જાળવી, બીજાનુ શોષણ ન કરતા કોઈ મર્યાદામા કઈક સપત્તિ મેળવે પણ શાલિભદ્રની ઋદ્ધિ તમારે ઘેર આવી ગઈ તમારુ ઘર લક્ષ્મીના ઝકારોથી રણકી ઊઠે તો એનો ઉપયોગ સમાજના આર્થિક રીતે પછાત એવી દુર્બળ વ્યક્તિઓના હિતાર્થે કરશો કે પોતાના અહકારને પોષવામા કરશો? સપત્તિ મેળવી તમારી દૃષ્ટિ સમાજવિકાસ તરફ જશે અથવા તો સ્વ-વિલાસ તરફ? એનો ન્યાય તો તમારે જ કરવો પડશે

હા, તો અભયકુમાર પાસે ઔત્પાતિ બુદ્ધિ હતી એમની બુદ્ધિએ

શારીરિક જ નહીં પરંતુ માનસિક શક્તિને પણ રૂંધે છે તમે ચાહે તેટલું ટોનિક પદાર્થ લ્યો ચાહે તેટલા પૌષ્ટિક પદાર્થ ખાઓ પણ સારી શક્તિને ચિંતા કોરી ખાશે. તમે જમવા બેઠા. તમારી સામે મિઠાઈઓનો થાળ આવ્યો. તમે હજુ એક ગ્રાસ પણ લીધો નહીં કે પાછળથી ભિખારી ઝપટે ને બધી મિઠાઈ સાફ કરી ગઈ. આવા અવસરે તમે હેરાન થઈ જશો. તમે નથી ઈચ્છતા કે તમારું જમણ એક ભિખારી આરોગી જાય. હા, ઠ તે ભિખારી છે ચિંતા જે તમારામાંના બધા જ વિટામિનોને ખાઈ જાય છે. ખાઓ છો તમે પણ ખાધેલું જાય છે એના પેટમાં.

એક વખતની વાત છે. સમ્રાટ મેલિકે એક બકરું નદીગામને સોંપ્યું. એની જોડે એક સંદેશો પણ હતો. આ સમ્રાટનું પાળેલું બકરું છે એને દરરોજ લીલું ઘાસ ખવડાવવામાં આવે અને સારી વ્યવસ્થા કરાય. પરંતુ એની સાથે એક બીજી પણ આજ્ઞા છે. એનું વજન વધવું જોઈએ નહીં. નદીગામની ગ્રામ પંચાયત ભેગી થઈ. ગ્રામ પંચાયત એ તો ભારતની જૂની પરંપરા છે. આ ઘણી સુંદર પરંપરા કહેવાય. ગામના નાના મોટા બધા પ્રશ્નો ગ્રામપંચાયત દ્વારા જ ઉકેલવામાં આવે છે. જ્યારથી ગ્રામપંચાયતનો અધિકાર અને વિશ્વાસ ઓછા થયા ત્યારથી ગામડાના ઝઘડા શહેરોની કોર્ટમાં જવા લાગ્યા છે. ત્યાં બન્નેનો સમય અને ધનનો પણ દુરુપયોગ થાય છે. વકીલોનું ચાલવા લાગે છે. બિચારા ભોળા ખેડૂત વકીલની મીઠી વાતોમાં ફસાઈ પોતાની શ્રમોપાર્જિત કમાણી નકામી વેડફી નાખે છે.

જૈન દર્શન કહે છે પહેલાં તો કષાયની પ્રવૃત્તિથી દૂર રહો. શ્રમણ ભગવાન મહાવીર ફરમાવે છે "संकिलेसकरं ठाणं दूरमो परिवज्जए" કામના વાતાવરણથી બચો. કષાય પ્રગટ થઈ ગઈ હોય તો એ આગને તરત ઠારી નાખો. ગામના કોઈ પંચની સામે તમારી સમસ્યા રજૂ કરી દો તે બુદ્ધિમત્તાપૂર્વક ન્યાયનું રક્ષણ કરતાં જે ફેંસલો આપે એનો પ્રેમ સાથે સ્વીકાર કરી લો. તેથી સમય અને સંપત્તિ બન્નેનો બચાવ થશે.

પેલા નદીગામમાં ગ્રામ-પંચાયત બેઠી છે. વિકટ સમસ્યા તેની સામે આવી હતી. બકરાને ખવડાવવા-પીવડાવવાની જવાબદારી તો સૌ કોઈ લેવા તૈયાર હતું પરંતુ ખવડાવ્યા પછી વજન વધે જ નહીં એની જવાબદારી કોણ લે? આ સમસ્યાનો ઉકેલ જો આવશે નહીં તો સમ્રાટ મેલિકના કોપના ભોગ બનવું પડે. સમસ્ત પંચાયત વિચારમાં ડૂબેલી હતી. તે જ

વખતે અભયકુમાર ત્યા આવી લાગ્યો નાની વયમા જ પોતાની માતા સાથે એ ત્યા આવ્યો હતો એણે ગ્રામ-પચાયતને વિચારમગ્ન જોઈને પૂછ્યુ. પણ સરપચે કહ્યુ "ભાઈ, તુ તો હજુ બાળક છે હજુ તો તારે રમવાના દા'ડા છે આ બધી સમસ્યાઓ તો અમારે જ ઉકેલવી રહી" તેમ છતા અભયકુમારે આગ્રહ ચાલુ રાખ્યો આખરે સરપચે એને બધી વાત સમજાવી એણે (અભયકુમારે) કહ્યુ "બસ, આ જ સમસ્યા છે ને?" સરપચે કહ્યુ "હા આ સમસ્યાએ જ સારીયે પચાયતને હેરાન કરી મૂકી છે"

અભયકુમાર બુદ્ધિશાળી હતા કહેવાય છે કે એમની પાસે ઔત્પાતિની બુદ્ધિ હતી અને તમે પણ તમારા ચોપડાઓમા લખો જ છો ને? એ તો તમને યાદ હશે મને યાદ અપાવવાની જરૂર નહી રહે

દિવાળી નજીક છે તમે ચોપડાઓમા લખો છો ગૌતમ સ્વામીની લબ્ધિ હોજો, અભયકુમારની બુદ્ધિ હોજો, ધન્ના શાલિભદ્રની ઋદ્ધિ હોજો, અને કેવન્નાજીનુ સુખ સૌભાગ્ય હોજો" બસ, આમા બાકી જ શુ રાખ્યુ? આમા તો તમે બહુ કુશળ છો વિશ્વની પસદગી કરાયેલી વસ્તુઓ માગી લીધી. ગૌતમ સ્વામીની લબ્ધિ એટલા માટે માગી લીધી કે પાત્રમા અગૂઠો મૂકતાની સાથે જ જેમ ખીર અક્ષય બની ગઈ તેમ તમારી તિજોરીમા અગૂઠો મૂકતાની સાથે જ લક્ષ્મી પણ અક્ષય બની જાય અભયકુમારની બુદ્ધિ તમે માગી છે. કોઈ વાધો નથી તમે બુદ્ધિશાળી બનો તમારામા જ્ઞાનનો પ્રકાશ ઝગમગે પણ એક પ્રશ્ન એ છે કે અભયકુમારની બુદ્ધિ જો મળી જાય તો એનો ઉપયોગ ફસાયેલાઓને ઉન્મુક્ત કરવામા કરશો કે મુક્તને ફસાવવામા? કારણ કે બુદ્ધિ બને કામ કરે છે એના વડે તમે કોઈની પરિસ્થિતિને સુધારી શકો છો તો કદી એના વડે જ વધુ બગાડી પણ શકો છો

શાલિભદ્રની ઋદ્ધિ તમે માગી છે એમા કાઈ જ ખોટુ નથી કે પોતાની પ્રામાણિકતા જાળવી, બીજાનુ શોષણ ન કરતા કોઈ મર્યાદામા કઈક સપત્તિ મેળવે પણ શાલિભદ્રની ઋદ્ધિ તમારે ઘેર આવી ગઈ તમારુ ઘર લક્ષ્મીના ઝકારેથી રણકી ઊઠે તો એનો ઉપયોગ સમાજના આર્થિક રીતે પછાત એવી દુર્બળ વ્યક્તિઓના હિતાર્થે કરશો કે પોતાના અહકારને પોષવામા કરશો? સપત્તિ મેળવી તમારી દૃષ્ટિ સમાજવિકાસ તરફ જશે અથવા તો સ્વ-વિલાસ તરફ? એનો ન્યાય તો તમારે જ કરવો પડશે

હા, તો અભયકુમાર પાસે ઔત્પાતિ બુદ્ધિ હતી એમની બુદ્ધિએ

એને જરૂર નથી અને એ મડદાને નહી પણ જીવતાને જ બાળે છે. એની આ શક્તિને કારણે જ એના માથે તિલક બિંદુ લગાડાય છે

એક વિચારકના શબ્દોમા કહુ તો ચિંતા ફરતી ખુરશી છે, જે તમને ઉપર-નીચે ફેરવશે પણ ક્યાય પહોચાડશે નહી એનુ કામ ફેરવવાનુ છે, કોઈ લક્ષ્ય તરફ પહોચાડવાનુ નહી એટલા માટે જ એ વિપત્તિઓનુ વ્યાજ છે મૂળ અદા કરતી વખતે તો તે પોતે જ અદા થઈ જાય છે, અથવા તો માણસને જ સમાપ્ત કરી દે છે

ભારતીય વિચારકોએ તો ચિંતાને અમર વેલ કહી છે કહેવાય છે કે જે વૃક્ષ ઉપર અમર વેલ ચઢે છે, એનુ અસ્તિત્વ સમાપ્ત થઈ જાય છે. એ વૃક્ષનો બધો જ રસ ચૂસી લે છે તેવી જ રીતે જે માણસના મન ઉપર ચિંતાની અમર વેલ છવાઈ જાય છે એનુ જીવન-માધુર્ય સુકાઈ જાય છે. કામ કરવાથી શરીર થાકે છે આ સિદ્ધાન્ત ખોટો છે શ્રમ તો શરીરને સ્વસ્થ રાખે છે શરીર કામથી નહી પણ કામના ભારથી થાકે છે, કામથી તો એ હલકુ રહે છે પરંતુ કામનો ભાર જ્યારે મન ઉપર લાગે છે તે જ વસ્તુ શરીરને થકવી નાખે છે મશીનને ચલાવવાથી જેમ મશીન ખરાબ થતુ નથી પણ સ્ક્રુ અટકી જવાથી જ મશીન કામ દેતુ બંધ થઈ જાય છે તેવી રીતે મનમા જ્યારે ચિંતાનો સ્ક્રુ અટકી જાય છે, ત્યારે જ એ માણસનુ મશીન બગડે છે

કેટલાક માણસોને એવી આદત હોય છે કે તેઓ નકામી ચિંતાઓનો પોટલો બાધી ફર્યા કરે છે એક ભાઈ જરા લોભી હતા એક પૈસો ખર્ચ કરતા દસ વાર વિચારતા

ખુશનસીબી કહો કે એમના ઘેર પુત્રજન્મ થયો, પરંતુ શેઠે પુત્ર જન્મને ખુશનસીબી માની નહી એમના મન ઉપર ચિંતાનો ભાર વધ્યો. ચિંતાએ એમના મો પરની લાલાશ ભૂસી નાખી, પ્રતિદિન ચિંતામા જ ચકરાવા લાગ્યા એમનો ફીકો પડતો ચહેરો જોઈ શ્રીમતીજીએ પૂછ્યુ; "તમારા મો પરની રોનક ક્યા ચાલી ગઈ? તમે તો રોજ રોજ સુકાતા જ જાઓ છો !"

એમણે કહ્યુ "મારુ દુઃખ મારુ હૃદય જ જાણે છે તમને સ્ત્રીઓને એનો શો અનુભવ? આ જુઓ, પુત્ર જન્મ્યો છે, કાલે એ મોટો થશે, એના સારુ કપડા જોઈશે કદી એ બીસ્કીટ માગશે તો કદી ચોકલેટ. એ એને દેવુ પડશે કદી રમકડા પણ લાવી આપવા પડશે બે'ક દિવસો વિતશે

કે પછી એને ભણાવવાનો પ્રબંધ કરવો પડશે. ફી અને પુસ્તકોનો ભાર પણ મારા પર જ આવશે. ભણતર પૂરું થતાં એના લગ્નનો ખર્ચો તિજોરીમાંથી કરવો પડશે. તમે તો ચાર રોટલા પછી આળસુ થઈ જાઓ છો પણ ઘર વ્યવસ્થાની જવાબદારી મારા પર જ રહેશે. આ દુઃખને કોણ સમજશે?" શેઠાણીના મનનું દુઃખ શેઠજી સમજી ગયા. એમણે કળી લીધું કે નકામી ચિંતાઓએ આમને ઘેરી લીધાં છે. આની દવા પણ શું હોઈ શકે? આખરે એમણે એક ઉપાય શોધી કાઢ્યો. આજે રસોઈ બનાવી નહીં. શેઠ ૭ વાગે ઘેર આવ્યા અને જોયું તો ચૂલો ઠંડો પડ્યો છે. ઘરમાં જઈ શ્રીમતીજીને પૂછ્યું, 'આજે ચૂલાએ એકાદશી કેમ પાળી છે?' પોતાના અવાજને જરા ભારે કરતાં એમણે કહ્યું, 'તમે મારા મનની ચિંતા શું જાણો? રોટલા ખાધા ને દુકાને ભાગ્યા.' શેઠ તડૂક્યા, 'તો શું ખાધા વગર જ દુકાને જાઉં? જો આવી જ ઇચ્છા હોય તો પણ ઠીક છે.'

શ્રીમતીજીએ કહ્યું, 'હું એમ નથી કહેતી. વાત એ છે કે આજે બપોરે જ્યોતિષી આવ્યા હતા. મારી હસ્તરેખા જોઈને કહ્યું કે તમારી ઉંમર પૂરા સાઠ વર્ષની છે.'

શેઠજી બોલ્યા, 'તો એમાં ખોટું શું છે? શું તારી સાઠથી વધુ જીવવાની ઇચ્છા છે?' શ્રીમતીજીએ કહ્યું, 'ના, તમે સમજ્યા નહીં. હજુ મારી ઉંમર ત્રીસ વર્ષની છે. ત્રણ શેર લોટ મારે રોજ દળવો પડે છે. આઠ વાસણ રોજ સાફ કરવાં પડે છે તો મહિનાના કેટલાં થશે અને ત્રીસ વર્ષમાં કેટલાં વાસણો મારે સાફ કરવાં પડશે! સાત બેડાં પાણી ભરવું પડે છે તો ત્રીસ વર્ષમાં કેટલાં બેડાં પાણી ખેંચવું પડશે! બસ, હું તો આ જ ચિંતામાં મરી રહી છું.'

**ચાહના અને ચિંતા**

આ તો ચિંતા એ જીવનશક્તિનો ક્ષય છે, જે અંદરથી પોલું બનાવે છે. માટે ચિંતાથી દૂર રહો. પરંતુ જ્યાં સુધી ચાહના ટળતી નથી, ચિંતા પણ નહીં ટળે. અનેરું જેવું છે મનની એક ચાહના હજારો ચિંતાઓ લઈને આવે છે. ચાહનાની જન્મભૂમિ છે મન, પણ એ પડે છે ચિંતાના ચોકે. મહાભારતના પાનાં ઉથલાવો. હજારો માનવીઓના લોહીની શોણિત નદીઓ કેમ વહી? શા માટે હજારો સ્ત્રીઓનાં સૌભાગ્ય ભૂંસાયાં? શા માટે હજારો પુત્રો પિતાવિહીન બન્યા? એ મહાયુદ્ધની જ્વાળામાં એક ચિનગારી કામ કરી રહી હતી. તે છે એક વ્યક્તિના મનની ચાહના-વાંછના. કૌરવોની

ઇચ્છા–વાછનાએ એક કરોડ એસી લાખ માણસોના લોહીની નદી વહાવી દીધી

દુર્યોધનની મનેચ્છાએ સમસ્ત કૌરવવશને તારાજ કર્યો એ દુર્યોધનને એમ પૂછાય કે પાડવોની ભૂમિ શા માટે હરી લીધી ? શુ એની પાસે ખાવા ધાન નહોતુ ? અથવા વસ્ત્રની સમસ્યા હતી કે મકાનોની કમી હતી. એની પાસે વિશાળ સામ્રાજ્ય હતુ ખાવાપીવાની એને શી ઉણપ હોઈ શકે. મેવાના દેશમા તો જન્મ્યો હતો તો શુ વસ્ત્રોની એને કમી હતી ? હુ માનુ છુ, પેટીઓ ને પેટીઓ વસ્ત્રોથી ભરી પડી હશે રહેવા માટે એક નહી પણ અનેક ગગન–સ્પર્શી વિશાળ-ભવનોની હારમાળા ઊભી હશે, તેમ છતાય એની વાછના અસીમ હતી એના ઉપર એનો એક ન્હોતો એણે વિશાળ પૃથ્વી ઉપર રાજ્ય કર્યું હતુ પણ પોતા પર તે રાજ કરી શકયો નહી એટલે જ તો એણે હજારો વીરોને મા'ત કર્યા પણ પોતાની ચાહનાને મા'ત કરી શકયો નહી અને તેથી કરીને એણે હજારો વિપત્તિઓને વ્હોરી લીધી

પેલા પદ્મોગરને પૂછો કે એની સત્તા શા માટે સમાપ્ત થઈ ? પાડવોની સામે શા માટે નારીનુ રૂપ લેવુ પડયુ ? એનો પણ જવાબ હશે, એના મનની મહેચ્છા એની મહેચ્છાની પૂર્તિ કરવા માટે જ તો એ સતી સાધ્વી દ્રૌપદીનુ અપહરણ કરી ભારતથી ધાત્રી ખડ લઈ ગયો પણ પરિણામ એ આવ્યુ કે એના હાથમાથી એનુ સારુયે રાજ્ય છીનવાઈ ગયુ અને નારીના વસ્ત્રોમા પોતાના પ્રાણ બચાવવા પડયા

કીચકને પૂછો, ભીમની ગદાએ એના પર શા સારુ વાર કર્યો ? દ્રૌપદીના સતીત્વ ઉપર પ્રહાર કરવાની એની ઇચ્છાએ જ એના પ્રાણ લીધા. સ્થૂળ રૂપે જોવામા આવે તો ભીમે કીચકને માર્યો છે પણ જૈન દર્શનને પૂછો તો તે શુ કહેશે ? શુ એ પણ એમ કહેશે કે ભીમે એને માર્યો છે ? તો પછી કર્મવાદનો પાયો જ હલબલી ઉઠશે સુખ અને દુખ અગે જૈન દર્શનનો એક જ સ્વર રહ્યો છે અઢી હજાર વર્ષ પહેલાનો એ સ્વર છે, જે આજે પણ છે

"अप्पा कत्ता विकत्ताय, सुहाणय दुहाणय।"

પોતાના સુખ અને દુખ માટે આત્મા પોતે જ જવાબદાર છે બીજો એને સુખની છાયામા લઈ જઈ શકતો નથી તેમ દુખના તાપમા એને ઊભો કરી શકતો નથી હા, તો કીચકનુ મૃત્યુ ભીમના હાથે થયુ છે એ

ઈચ્છા-વાછનાઓ એક કરોડ એસી લાખ માણસોના લોહીની નદી વહાવી દીધી

દુર્યોધનની મનેચ્છાએ સમસ્ત કૌરવવશને તારાજ કર્યો એ દુર્યો-ધનને એમ પૂછાય કે પાડવોની ભૂમિ શા માટે હરી લીધી ? શુ એની પાસે ખાવા ધાન નહોતુ ? અથવા વસ્ત્રની સમસ્યા હતી કે મકાનોની કમી હતી એની પાસે વિશાળ સામ્રાજ્ય હતુ ખાવાપીવાની એને શી ઉણપ હોઈ શકે. મેવાના દેશમા તો જન્મ્યો હતો તો શુ વસ્ત્રોની એને કમી હતી ? હુ માનુ છુ, પેટીઓ ને પેટીઓ વસ્ત્રોથી ભરી પડી હશે રહેવા માટે એક નહી પણ અનેક ગગન-સ્પર્શી વિશાળ-ભવનોની હારમાળા ઊભી હશે, તેમ છતાય એની વાછના અસીમ હતી એના ઉપર એનો એક ન્હોતો એણે વિશાળ પૃથ્વી ઉપર રાજ્ય કર્યું હતુ પણ પોતા પર તે રાજ કરી શક્યો નહી એટલે જ તો એણે હજારો વીરોને મા'ત કર્યાં પણ પોતાની ચાહનાને મા'ત કરી શક્યો નહી અને તેથી કરીને એણે હજારો વિપત્તિઓને વ્હોરી લીધી

પેલા પદ્મમોગરને પૂછો કે એની સત્તા શા માટે સમાપ્ત થઈ ? પાડવોની સામે શા માટે નારીનુ રૂપ લેવુ પડ્યુ ? એનો પણ જવાબ હશે, એના મનની મહેચ્છા એની મહેચ્છાની પૂર્તિ કરવા માટે જ તો એ સતી સાધ્વી દ્રૌપદીનુ અપહરણ કરી ભારતથી ધાત્રી ખડ લઈ ગયો પણ પરિણામ એ આવ્યુ કે એના હાથમાથી એનુ સારુયે રાજ્ય છીનવાઈ ગયુ અને નારીના વસ્ત્રોમા પોતાના પ્રાણ બચાવવા પડ્યા

કીચકને પૂછો, ભીમની ગદાએ એના પર શા સારુ વાર કર્યો ? દ્રૌપ-દીના સતીત્વ ઉપર પ્રહાર કરવાની એની ઈચ્છાએ જ એના પ્રાણ લીધા. સ્થૂળ રૂપે જોવામા આવે તો ભીમે કીચકને માર્યો છે પણ જૈન દર્શનને પૂછો તો તે શુ કહેશે ? શુ એ પણ એમ કહેશે કે ભીમે એને માર્યો છે? તો પછી કર્મવાદનો પાયો જ હલબલી ઉઠશે સુખ અને દુ ખ અગે જૈન દર્શનનો એક જ સ્વર રહ્યો છે અઢી હજાર વર્ષ પહેલાનો એ સ્વર છે, જે આજે પણ છે

**"अप्पा कत्ता विकत्ताय, सुहाणय दुहाणय।"**

પોતાના સુખ અને દુ ખ માટે આત્મા પોતે જ જવાબદાર છે બીજો એને સુખની છાયામા લઈ જઈ શકતો નથી તેમ દુ ખના તાપમા એને ઊભો કરી શકતો નથી હા, તો કીચકનુ મૃત્યુ ભીમના હાથે થયુ છે એ

વ્યવહાર દૃષ્ટિની વાત છે. નિશ્ચય દૃષ્ટિએ તો કીચકે જ પોતાને માર્યો છે. કીચકની વાસનાએ જ એના મોતને નિમંત્રણ આપ્યું હતું. નહીંતર એક ભીમ જ શું – હજાર ભીમો પણ એને મારવામાં સમર્થ નહોતા. હા, તો નાની ઇચ્છા એની ચાહના એના હૃદયમાં પેદા થઈ. એની સાથે તે જ ક્ષણે ચિંતા પણ પેદા થઈ ગઈ.

જ્યારે હૃદયમાં કોઈ વસ્તુ માટે ચાહના પેદા થાય છે તો એની પ્રાપ્તિ માટે ચિંતા પણ આવે છે. કલ્પના કરો કે એક ઘડિયાળ લેવા માટે તમને ઇચ્છા થઈ તો એની સાથે જ એ માટે પૈસા જુટાવવાની ચિંતા પણ થશે જ. પૈસાના અભાવે તમારી ચાહના પૂરી નહીં થઈ શકે. હવે તમે પૈસા જુટાવવાની ચિંતામાં પડ્યા. પૈસા જુટાવવાની મુશ્કેલીઓ તો મારા કરતાં તમે અનુભવીઓ વધુ જાણો છો. બજારના ભાવોની ઉથલ-પાથલની સાથે તમારા મનમાં પણ ઉથલ-પાથલ મચી જાય છે. કેટલાકને ઠીક રીતે ઊંઘ પણ આવતી નથી. સ્વપ્નોમાં પણ બજારના હાલ-હવાલ ચાલતા હોય છે.

દિવસ રાતની દોડ-ધામ પછી થોડાક પૈસા કમાયા. એમાંય ખાણ-પીણાની સાર-સંભાળના ખર્ચમાં કરકસર કરી ઘડિયાળ ખરીદી. મનની મુરાદ બર આવી. ઘડિયાળને હાથમાં બંધાયેલી જોઈ તમારી હૃદય-કળી ખીલી ઊઠી. પરંતુ એની સાથે એક વધુ ચિંતા આવી. તે એ કે કોઈ એને ચોરી ન જાય. પહેલાં ઘડિયાળ લેવાની ચિંતા હતી અને હવે એના સંરક્ષણની ચિંતા છે. ઘેર આવ્યા. કાંડે ઘડિયાળ બાંધી છે. નાના બાબાએ એ જોઈ તો લેવા માટે રડવા લાગ્યો. હવે આ નવી આફત આવી. બન્ને રીતે મુશ્કેલી છે. નથી દેતા તો બાબો ચારેળ કરે છે. આખરે તમારું હૃદય પીગળે છે. વાત્સલ્ય ઊભરાય છે અને બાળ-રુદન વિજય પામે છે. ઘડિયાળ બાબાને અપાય છે. એ જોઈએ એનાથી રમવા લાગે છે.

આ તરફ તમે શ્રીમતીજીને ઘડિયાળનો ઇતિહાસ સંભળાવવા બેઠા. પેલી બાજુ બાબાએ ઘડિયાળને રમકડું સમજી એની મજબૂતીની પરીક્ષા માટે જમીન ઉપર પછાડ્યું. કાચ ફૂટવાના અવાજથી તમે ચોંક્યા. જઈને તો ઘડિયાળ લીધું અને જ્યાં જ એની આવી દુર્દશા જોઈ તમે ચીડાયા અને એ ચીડ બાબાના ગાલ ઉપર ઊતરી. એ તો રાડ પાડીને રડવા લાગ્યો. આખરે શ્રીમતીજી વચ્ચે પડ્યાં અને એને બચાવ્યો. તમે ઘડિયાળ લઈને રિપેર કરનારને આપી આવ્યા. બે દિવસમાં એ તૈયાર થઈને પાછી આવી.

રૂપિયા દસ થયા પણ તમે પ્રસન્નતા અનુભવી હજુ એક અઠવાડિયું પણ વીત્યુ નહી હોય તમે બાથરૂમમા ગયા ઘડિયાળ ટેબલ ઉપર મૂકી જેવા તમે અદર ગયા કે આ બાજુ તમારા નોકરે તક જોઈ ઘડિયાળ પર હાથ માર્યો. બહાર નીકળ્યા અને જોયુ તો ઘડિયાળ ગૂમ હતો, ચિતા પાછી ઘર કરી ગઈ

હવે તમેજ નિર્ણય કરો, આ ઘડિયાળનો ઈતિહાસ છે કે ચાહનાનો? હુ તો કહીશ આ ચિતાનો ઈનિહાસ છે, ચિતા તો વાછના-ચાહનાની સાથે છાયાની જેમ વળગેલી છે



૧ ગ્રન્થો વિનાનુ ઘર એ આત્મા વિનાના શરીર જેવું છે

૨ જ્ઞાનરાશિના સચિત બોધનું નામ સાહિત્ય છે

૩ વિચારોના યુદ્ધમા પુસ્તક એક અસ્ત્ર સમાન છે

૪ કપડા ભલે જૂના પહેરો, પરન્તુ પુસ્તકો નવા નવા ખરીદો

"આસ્ટીન ફીલીપ્સ"

૫ મને કોઈ મોટો રાજા થવાનુ વચન આપે પરન્તુ સાથે સાથે એ શરત રાખે, કે પુસ્તકો વાચવા છોડી દેવા તો હુ રાજ્યને તિલાજલિ આપીને એવો ગરીબ બનવાનુ પસદ કરીશ, કે જેની પાસે પુસ્તકોનો ભડાર હોય

"લોર્ડ મેકાલે"

# ૭ માનવ અને એનુ હૃદય

પ્રિય સજ્જનો,

પશુની પરીક્ષા બહારથી થાય છે જ્યારે માનવીની અંતરથી. તમારે એક ગાય ખરીદવી હોય છે ત્યારે તમે એનો વર્ણ જોશો, શીંગડા જોશો, દૂધ જોશો અને પછી જ ખરીદશો. ઘોડો ખરીદવો હોય છે ત્યારે એની તીવ્ર કે મંદ ગતિને જોશો પરંતુ કોઈ વ્યક્તિને તમારે નોકરીમાં રાખવી હશે તો તે જુવાન છે કે નહી તે જોશો. સૌન્દર્ય એના મુખ પર ક્રીડા કરી રહ્યું હશે તો પણ જો એ દાવપેચબાજી કરનારો ને અપ્રામાણિક હશે તો તમે એને કદી નોકર તરીકે નહી રાખો. કારણ કે માનવી શરીરસૌન્દર્ય વડે નહી અપિતુ હૃદય-સૌંદર્ય વડે પરખાય છે.

ધર્મની ભૂમિકા હૃદય છે. ધર્મનુ બી એ જ ભૂમિમાં પલ્લવિત થાય છે. ક્રિયા-સમાનતા હોવા છતાં પણ જો ભાવના ત્યાં જુદી જુદી સ્થિતિએ કાર્ય કરી રહી હશે તો એનુ પ્રતિફળ પણ જુદુ જ હશે. ડૉક્ટર ઓપરેશન કરે છે ત્યારે શસ્ત્ર વડે શરીરને ચીરે છે તેમ ચોર પણ છરી ભોંકે છે. આમ ક્રિયા બન્નેની એક સમાન છે પણ ભાવનાઓના વિભેદને લીધે ફળમાં પણ વિભેદ છે. ડૉક્ટરના હૃદયમાં કરુણાની ભાવના વહી રહી છે ત્યારે ચોર કરતાને માટે કરી રહ્યો છે. પરિણામે એકની સફળતા પર પુષ્પમાળા એના ગળાને સુશોભિત કરે છે, ધન અને ઉપહાર સોંપે છે જ્યારે પેલા ચોરને હાથકડીઓ (સાંકળ) મળે છે અને પ્રાણાન્તનો ઉપહાર પણ પ્રાપ્ત થાય છે.

એક સદય વ્યક્તિ જેના હૃદયમાં કરુણાનો ધોધ વહી રહ્યો છે દયાની સરિતાનો જેના હૃદયમાં પ્રવાહ ધસી રહ્યો છે તે પંખીઓ સારુ ધાન નખાવે છે નાખે છે જ્યારે બીજી બાજુ શિકારી પણ પંખીઓને ફસાવવા મા-

ધ્યાન નાખે છે ક્રિયામા સામ્ય છે કિન્તુ હૃદયનુ વૈષમ્ય પરિણામમા એક મોટો ફેર (વિભેદ) લાવે છે આવો, આપણે માનવવક્ષઃસ્થળમા ધડકતા હૃદયને જોઈએ અને પરખીએ

હૃદયના ચાર પ્રકાર છે

(૧) સકુચિત હૃદય (૨) અનુદાર હૃદય

(૩) ઉદાર હૃદય (૪) વિશાળ હૃદય

પ્રત્યેકને આપણે ઊડાણથી સ્પર્શીશુ પહેલો છે સકુચિત હૃદય જે પોતે પણ ખાતો નથી અને બીજાને પણ ખાવા દેતો નથી સપત્તિનો ન તો પોતે ઉપભોગ કરે છે તેમ બીજાને પણ કરવા દેતો નથી જેનુ અપર નામ છે કૃપણ દિલ સાહિત્યમા કૃપણોનુ પોતાનુ સ્થાન છે કવિઓ અને કળાકારોએ કૃપણોથી જ કહેવતો લીધી છે વ્યગના તીખા બાણ કસાયા છે પરતુ પ્રાચીન સતોએ પોતાની સીધી ભાષામા કૃપણની તુલના 'અડવા'થી કરી છે રાજસ્થાન અને મધ્ય ભારતમા 'અડવા' એને કહે છે, જે ખેડૂતો ધાન્યની રક્ષા કાજે ખેતરમા એક પૂતળુ ઊભુ કરે છે એક લાબા વાસ ઉપર એક કાળી હાડલી, અને વચ્ચે વાસની જ નાની ખપાટો આડી મૂકે છે, જે હાથનુ કામ સારે છે સફેદ ખડીથી એને પોતી દે છે, એને 'અડવો' કહેવાય છે. એને જોઈને પક્ષીઓ વિચારતા હોય છે કે આ કોઈ આદમી ઊભો છે તે બિચારા ડરીને દૂર ભાગી જાય છે એક કણ એમના પેટમા પડી શકતુ નથી તેમ ન પોતે પણ ધાનનો એક કણ પણ ખાઈ શકે છે જુઓ, કેવુ માર્મિક જોડકણુ છે આ!

માટલામા પાણી ભર્યું છે તરસથી હોઠ સુકાઈ ગયા છે તો પણ જે પાણી પીતો નથી, એને તમે શુ કહેશો? મૂરખ તો જેને આવશ્યકતા પણ છે અને સપત્તિ પણ પાસે છે, તેમ છતા એનો ઉપભોગ ન કરે એને આપ શુ કહેશો?

શરીર પર પ્રેમ કરનાર પ્રતિ મૃત્યુ હસે છે એ કહે છે આખરે આ સૌદર્ય રાખ બની જશે ધન પર પ્રેમ કરનાર પ્રત્યે પૃથ્વી હસે છે કારણ કે એ જાણે છે કે આ મારા ખોળામા સમાવાનુ છે કજુસ કરે પણ શુ છે એ (પૃથ્વી) કહે છે, એકઠુ કરતા જાઓ, આખરે તારે પણ મારા પેટમા જ આવવાનુ છે ને. એક ગામડે અમે એક લોભી (કૃપણ) માણસને જોયો ત્રણ ત્રણ દિવસની વાસી દાળ એ ખાતો અને ઘેર એક શાક કરતા

દશની ઝોળી ખાલી છે, તમારી તિજોરી તર છે તો તેવે સમયે તમે એમની સામે નજર સુદ્ધા કરી છે? હવે દશ તરફ ન જોતા પોતેજ માલ ઉડાવવા લાગ્યા તો તમને શું કહેવુ એનો નિર્ણય તમેજ આપો (હસાહસ)

મેઘ સમુદ્રથી પાણી લઈને પૃથ્વીને ન આપે તો કેટલા દિવસો જીવીશું તમે ને અમે? પોતા માટે ખર્ચ કરવો એ "ગળાનો પથ્થર છે જે એક દિવસ ડુબાડશે" બીજા માટે કરવામા આવેલો ખર્ચ ફિરસ્તા (દેવદૂત)ની પાંખ છે એક ફિલસુફની આ વાણીમા કેટલુ જીવનરહસ્ય છે?

માળવાની શસ્ય-શ્યામલા ભૂમિના ખોળે વસેલી ધારા નગરીનો સમ્રાટ ભોજ એક ઐતિહાસિક રાજા હતો એના સાહિત્યપ્રેમે એના રાજ્યમા સરસ્વતી અને લક્ષ્મીના લોક પ્રસિદ્ધ વૈમનસ્ય (ફાટફૂટ)ને સમાપ્ત કરી નાખ્યો હતો અશ્વારૂઢ બની રાજા ભોજ ઉદ્યાન ભણી જઈ રહ્યો હતો ધાન મડીમાથી જ્યારે એનો અશ્વ પસાર થઈ રહ્યો હતો ત્યારે સમ્રાટ જુએ છે કે એક ભિક્ષુક ધૂળમા પડેલા ધાન્યકણોને વીણી-વીણી ખાઈ રહ્યો છે દરિદ્રતાને મૂર્તિમત જોઈ રાજા ભોજ વિચારે છે મારી રાજધાનીમા આવો ભૂખમરો! પછી એની દૃષ્ટિ એના કારણને શોધતા શોધતા જન સખ્યામા થતા રહેલા ઉમેરા (વૃદ્ધિ) તરફ ગઈ એ બોલ્યો

"जननी ऐसो मत जणो, भोंय पड्या कण खाय"

(જનની એવો ના જણ, ભોય પડ્યા કણ ખાય)

માળવાની મીઠી ભાષામા એણે માતૃ-જાતિને સબોધી કહ્યુ-માતા, તારે એવુ તે શુ પડ્યુ છે! આવા લાલને પેદા કરી રાષ્ટ્ર ઉપર શા સારુ ભાર વધારે છે જેને પેટ પાળવા સારુ થઈને ભો પડેલા કણ ખાવા પડે છે ઉપરના દોહાનો અવાજ ભિક્ષુકના કાને અથડાય છે એક ક્ષણ માટે જરા ઉપર દૃષ્ટિ ફેરવી લે છે વિચારવા લાગ્યો, ઐશ્વર્યના મદમા ઉન્મત્ત બનેલો રાજા દરિદ્ર ઉપર વ્યગ છોડી રહ્યો છે પણ વૈભવમા પડેલો એ શુ જાણે કે પેટની પીડા કેવી હોય છે? ગરીબો પર કેવી વર્તે છે એ તો અમે જ જાણીએ છીએ પેટના અગ્નિને શાત કરવા ધૂળ-મિશ્રિત કણો મો ભેળા કરી રહ્યો છુ એ પણ એને ગમતુ નથી પોતે દ્રાક્ષ, પીસ્તા ચાવ્યા કરે છે અને ચણા ફાકનારને વેધી રહ્યો છે એણે મારી માતાને દોષ આપ્યો છે તો મારે પણ એને વળતો જવાબ આપવો જ જોઈએ દોહો પણ અધૂરો જ છે એટલે એણે એમા એક બીજી કડી ઉમેરી

બીજું શાક બનાવ્યું તો હાહાકાર મચી જતો. તે સ્વયં એનાથી ખાતો નહીં તેમ પરિવારને પણ ખાવા દેતો નહીં. કુટુંબના લોકો એને જમાડીને દુકાને રવાના કરી દેતા. પછી જ જે ખાવાની ઇચ્છા હોય તે બનાવી લેતા. કદી એ બહાર જતો ત્યારે તો ઘેર હોળી-દિવાળી જ જાણે આવી જતાં. (હાસ્ય)

એક તત્ત્વવેત્તાએ તો અહીં સુધી કહ્યું છે કે લોભી આત્મહત્યા કરવા જશે ત્યારે ઝેર પણ બીજા પાસેથી લાવી ખાશે. સંકુચિત દિલવાળો તો મધમાખી સમાન છે. મધમાખી પુષ્પ પરાગનો સંચય કરતી રહે છે પરંતુ એની મધુરતાનો ન તો તે પોતે આનંદ લઈ શકે છે અને બીજો કોઈ ચાખે આવશે તો એને કરડશે. લોભી (સંકુચિત) હૃદય પણ સંચયમાં જ સુખ માનતો હોય છે.

૨ અનુદાર હૃદય

આ પહેલાં કરતાં કંઈક જુદું છે. પહેલા (કૃપણ) ન તો પોતે ખાય છે તેમ ન બીજાને ખાવા દે છે. પરંતુ આ પોતે ખાય છે અને બીજાને ખવડાવતો નથી. પોતાનું જ પેટ ભરવું એ જ એનું લક્ષ્ય છે. એને પોતાના પેટની ચિંતા છે. દૂરનો પાડોશી તો દૂર રહ્યો—પણ પરિવારના લોકો પણ જો ભૂખે મરતા હોય તો એની એને ચિંતા નથી હોય. સાંજવેળાએ બજારે નીકળ્યા. જલેબીવાળાની દુકાન જોઈ તો બે-ચાર આનાની જલેબી ખાઈ લીધી. રસગુલ્લાવાળાને જોયો તો આઠ આનાના એ લીધા અને એ પણ નાખ્યા ટીફીન-બોક્સમાં (પેટમાં). પછી ઘરે આવીને બાળકો ઘેર ભૂખ્યાં ટળવળી રહ્યાં હોય. પોતાનું પેટ ભરાયું કે બધાનું ભરાઈ ગયું.

આ પ્રવૃત્તિ છે કૂતરાની. આદત છે કે એની સામે રોટલો આવ્યો કે એ ખાઈ લેશે. જાતભાઈને જોશે તો એ ઘુરકશે. ઘર ગામો સાથે જ બેઠો છે. એની સામે ચારો આવશે તો એ મોં ઘાલી ચરવા લાગશે પણ એ જોવાની ચેષ્ટા નહીં કરે કે મારી બહેનોની સામે એ આવ્યો છે કે નહીં! તમે મહેમાન બનીને ગયા. તમારી સામે જમણનો થાળ આવ્યો. સાથે બેઠેલાઓને હજુ આવ્યો નથી તો તમારો હાથ કોળિયો લેતાં અટકશે. તમે બીજાની પ્રતીક્ષા કરશો. જો કોઈ અન્યજનની ચિંતા ન કરે અને પોતે એકલો જ આરોગવા લાગે તો એને શું કહેશો? સભ્ય કે અસભ્ય? આવી તો તમે નિર્ણય આપી જ દેશો કે એ તદ્દન અસભ્ય છે કિન્તુ સમાજમાં

દેશની ઝોળી ખાલી છે, તમારી તિજોરી તર છે તો તેવે સમયે તમે એમની સામે નજર સુદ્ધા કરી છે? હવે દેશ તરફ ન જોતા પોતે જ માલ ઉડાવવા લાગ્યા તો તમને શું કહેવુ એનો નિર્ણય તમે જ આપો (હસાહસ)

મેઘ સમુદ્રથી પાણી લઈને પૃથ્વીને ન આપે તો કેટલા દિવસો જીવીશું તમે ને અમે? પોતા માટે ખર્ચ કરવો એ "ગળાનો પથ્થર છે જે એક દિવસ ડુબાડશે" બીજા માટે કરવામા આવેલો ખર્ચ ફિરસ્તા (દેવદૂત)ની પાખ છે એક ફિલસુફની આ વાણીમા કેટલુ જીવનરહસ્ય છે?

માળવાની શસ્ય-શ્યામલા ભૂમિના ખોળે વસેલી ધારા નગરીનો સમ્રાટ ભોજ એક ઐતિહાસિક રાજા હતો એના સાહિત્યપ્રેમે એના રાજ્યમા સરસ્વતી અને લક્ષ્મીના લોક પ્રસિદ્ધ વૈમનસ્ય (ફાટફૂટ)ને સમાપ્ત કરી નાખ્યો હતો અશ્વારૂઢ બની રાજા ભોજ ઉદ્યાન ભણી જઈ રહ્યો હતો ધાન મડીમાથી જ્યારે એનો અશ્વ પસાર થઈ રહ્યો હતો ત્યારે સમ્રાટ જુએ છે કે એક ભિક્ષુક ધૂળમા પડેલા ધાન્યકણોને વીણી-વીણી ખાઈ રહ્યો છે દરિદ્રતાને મૂર્તિમત જોઈ રાજા ભોજ વિચારે છે મારી રાજધાનીમા આવો ભૂખમરો! પછી એની દૃષ્ટિ એના કારણને શોધતા શોધતા જન સખ્યામા થતા રહેલા ઉમેરા (વૃદ્ધિ) તરફ ગઈ એ બોલ્યો

**"जननी पेसो मत जणो, भौंय पड्या कण खाय"**

(જનની એવો ના જણ, ભોય પડ્યા કણ ખાય)

માળવાની મીઠી ભાષામા એણે માતૃ-જાતિને સબોધી કહ્યુ-માતા, તારે એવુ તે શુ પડ્યુ છે! આવા લાલને પેદા કરી રાષ્ટ્ર ઉપર શા સારુ ભાર વધારે છે જેને પેટ પાળવા સારુ થઈને ભો પડેલા કણ ખાવા પડે છે ઉપરના દોહાનો અવાજ ભિક્ષુકના કાને અથડાય છે એક ક્ષણ માટે જરા ઉપર દૃષ્ટિ ફેરવી લે છે વિચારવા લાગ્યો, ઐશ્વર્યના મદમા ઉન્મત્ત બનેલો રાજા દરિદ્ર ઉપર વ્યગ છોડી રહ્યો છે પણ વૈભવમા પડેલો એ શુ જાણે કે પેટની પીડા કેવી હોય છે? ગરીબો પર કેવી વર્તે છે એ તો અમે જ જાણીએ છીએ પેટના અગ્નિને શાત કરવા ધૂળ-મિશ્રિત કણો મે ભેગા કરી રહ્યો છુ એ પણ એને ગમતુ નથી પોતે દ્રાક્ષ, પીસ્તા ચાવ્યા કરે છે અને ચણા ફાકનારને વેધી રહ્યો છે એણે મારી માતાને દોષ આપ્યો છે તો મારે પણ એને વળતો જવાબ આપવો જ જોઈએ. દોહો પણ અધૂરો જ છે એટલે એણે એમા એક બીજી કડી ઉમેરી·

તમને આશ્ચર્ય નહી લાગે પણ ફક્ત ૨૭ાા લાખ" પ્રશ્નકર્તાને વિશ્વાસ ન બેઠો બોલ્યો "શા માટે ફોસલાવો છો તમે! આપનો એકલો શીશમહેલ જ ૫૦ લાખનો હશે બીજા મકાનો મીલ વગેરે તો જુદા જ હશે"

શેઠજી બોલ્યા "તમે સમજ્યા નહી, હજુ સુધી આ હાથોમાથી ૨૭ાા લાખ નીકળી ચૂકયા છે અને જનતાના કામમા લાગ્યા છે એ જ ફક્ત મારા છે કેટલી નાની મૂડી છે મારી?" આ છે ઉદાર હૃદયનુ નાનુ-શુ ચિત્ર. જીવનની વિશાળતા સમાજ સુવ્યવસ્થાની અનિવાર્ય ગરજ છે જે સમાજની વ્યક્તિઓના દિલ ઉદાર નથી જ્યા ફક્ત પોતાના જ પેટની ચિતા છે, ત્યાં તે સમાજમા ગરીબી-દરિદ્રતાની જ બોલબાલા છે

સરોવર જ્યારે સૂકાવા લાગે છે ત્યારે હસો ઊડીને અન્ય સરોવર પર ચાલ્યા જશે પખીઓ બીજે આવાસ શોધી લેશે પરતુ સરોવરની જળ-રાશિમા વસતી ને ક્રીડા કરતી બિચારી માછલીઓ કયા જશે? એ તો ત્યાં જ તરફડીને પ્રાણાન્ત પામશે સત હસ સમાન છે સઘ સરોવરનુ સ્નેહ-જળ સૂકાતુ ભાળશે તો અન્ય સ્થાન ભણી ચાલ્યા જશે, આ ક્ષેત્ર નહો તો બીજું ખરુ કિન્તુ સમાજની વિધવાઓ ને અનાથ વિદ્યાર્થીઓ કયા જશે? એ સરોવરની માછલીઓ ઉદારતારૂપી જળ-રાશિના અભાવે તરફડી રહી છે. એમની તરફ જુઓ એમના દુ ખ-દર્દની કહાણી સાભળો અને એમનાં અશ્રુ-બિદુ લૂછો

'વિશાળ હૃદય'

વ્યાખ્યાન લાબુ થતુ જાય છે, ઘડિયાળ કહે છે હવે બસ કરો. તમને પણ ભૂખ સતાવી રહી હશે જલ્દી જ મારા વિષયને સકેલુ છુ વિશાળ હૃદયની વાત કહેવી છે પોતે ન આરોગતા બીજાને ખવડાવી દેવુ એ વિશાળ હૃદયની નાનોશી પરિભાષા છે. આ વનસ્પતિ-સસાર એની તરફ ઈશારો કરે છે આ વૃક્ષો સ્વય ફળ ખાતા નથી, તમને ખવડાવે છે નદીઓ પોતાની જળરાશિમાથી એક ટીપુ પણ પીતી નથી પણ બીજાને સારુ જુટાવે છે.

મર્યાદા પુરુષોત્તમ શ્રીરામના જીવનનુ નાનુ એવુ એક વિતક યાદ આવે છે રાજા દશરથના સચિવાલયમા મહાકોશલ-સામ્રાજ્યના ઉત્તરાધિકારી માટે શ્રીરામનુ નામ નિર્વાચિત થઈ ચૂકયુ છે રામના મિત્રોને ખબર પડતા, એને વધામણી દેવા ચાલી નીકળ્યા. એમના મોં પરની પ્રત્યેક રેખા પર પ્રસન્નતા છવાયેલી છે. રામના નિવાસસ્થાને જઈ મધુર-મીઠા હાસ્ય સાથે વધામણીનો

# ૮. પ્રેમની પ્રતિભા

પ્રેમ શુ છે ? એક વિચારકે કહ્યુ છે કે એ જીવનપુષ્પ છે પ્રેમ એનુ મધુ–શહદ છે સાચુ છે કે 'પ્રેમ' એ શબ્દ તો બહુ નાનો છે પણ એમાં અજબ આકર્ષણ છે તે શરીર અને હૃદયને એક સાથે બાધી લે છે. પોતાના સુખને બીજાના સુખમા ભેળવી દેવુ એ જ પ્રેમ છે ઘૃણા–તિરસ્કાર એ તો રાક્ષસોની સપત્તિ છે કારણ ઘૃણા એ સ્વયમેવ રાક્ષસી વૃત્તિ છે એ માણસને રાક્ષસ બનાવે છે જ્યારે ક્ષમા એ માનવતાનુ લક્ષણ છે કારણ કે અપરાધીને ક્ષમા આપીને માણસ પારકાને પોતાનો બનાવી શકે છે અને અપરાધોની ક્ષમા યાચીને તમે એના બની શકો છો આ બને માનવતાના મારગ, એ માનવતાનો પ્રકાશ આપણને ક્ષમામા મળે છે. એટલે પ્રેમ એ તો દેવોની સપત્તિ છે

ઉપર કહ્યુ તેમ પ્રેમમા અજબ આકર્ષણ છે એ અધકારમય હૃદયને પ્રકાશનુ કિરણ આપે છે એમા હૃદય–પરિવર્તનની શક્તિ છે એ પ્રેમની જ તો શક્તિ હતી કે મહામુનિ કેશીકુમાર પ્રદેશી સમા ક્રૂર સમ્રાટના જીવનને બદલી શકયા જ્યા ફક્ત દ્વેષ અને ઘૃણાનુ જ રાજ હતુ, જેના હૃદયમા પ્રેમ માટે એ ઇચ જેટલી પણ જગ્યા નહોતી, એના શુષ્ક રેગીસ્તાન સમા હૃદયમા ક્યાય લીલાશના નવા અકુર પણ દેખાતા નહોતા, પણ મહામુનિ-કેશીકુમાર અગાધ પ્રેમ–સાગર લઈને એની પાસે પહોચ્યા પ્રદેશીની ઘૃણા ઉપર એના પ્રેમે વિજય મેળવ્યો એના હૃદયની પાશવતાને મહામુનિની ક્ષમાએ દેવત્વમા બદલી નાખી જેના હાથ ગતદિવસ લોહીમા ભીજાયેલા રહેતા, એ જ પ્રદેશીને જ્યારે ઘાતક વિષ આપનાર ઉપર પણ ક્ષમાનુ અમૃત વરસાવતા જુએ છે તો સહેજે વિશ્વાસ બેસતો નથી કે શુ એ ખરેખર એ જ પ્રદેશી છે ? હોઈ શકે છે ? જે શાકભાજીની જેમ માણસોને

કાપીને પણ એના હૃદયના એક અણુમાં તિરસ્કાર પ્રગટતો નહોતો એને પોતાની ક્રૂરતા ઉપર ઘૃણા થતી નથી પણ આજે એની જ પ્રિય પત્ની સૂરિકાંતા ? એક દિવસે એના પર પોતાના પ્રાણ સુદ્ધાં ન્યોછાવર કરવા તૈયાર હતી તે જ જ્યારે પ્રાણ લેવા તત્પર બને છે ત્યારે એ કેટલું મોટું કપટ રમી જાય છે ! સારીય જિંદગી જેની જોડે પસાર કરી જેના હર્ષ અને આંસુ પોતાના કર—અશ્રુ બન્યાં તે જ જીવનની આખર ઘડીઓમાં દગો દેવા તૈયાર થાય છે અને એ પ્રાણઘાતક પ્રહાર ! આ બધું જાણવા છતાં પણ પ્રદેશીના મનમાંના એક અણુમાં પણ એના પ્રત્યે રોષની એક ચિનગારી સુદ્ધાં પ્રગટી નહીં પ્રેમની આ નાની-શી જ્યોતિ કેશીકુમારે જગાવી હતી. આજે એ મહાદીપ રૂપે હતી અને એ જ પ્રકાશપથ પર આગળ વધી રહ્યો હતો. એનો પ્રેમ એટલો વિસ્તૃત થયો હતો કે એણે મૃત્યુને પણ અભિનંદન કર્યું અને મૃત્યુના આણનાર સાથે પણ પ્રેમભાવ જ રાખ્યો

આ તો મહામુનિ કેશીકુમારે પ્રદેશીમાં પ્રેમની જ્યોત જગવી ત્યારે ભગવાન મહાવીર પોતે સાક્ષાત્ પ્રેમ-દેવ હતા. એમણે પોતાના શત્રુઓ તરફ પણ પ્રેમામૃત જ વરસાવ્યું પ્રેમની મૂર્તિ એ વળી એક કદમ આગળ વધ્યા અને પોતાના પ્રેમપ્રવાહ માનવસંસાર પૂરતો ન રાખતાં પશુ સંસાર સુધી પણ પ્રવાહિત કર્યો અને એટલા જ કારણસર તો ચંડકૌશિક સમા વિષધરને પણ એ બદલી શક્યા જેની ક્રૂરતા સર્વવિદિત બની ચૂકી હતી જેણે હજારોને ડસ્યા હજારો માણસો પશુ-પંખીના પ્રાણ લીધા, એમને તરફડાવ્યા અને એમની તરફડાટમાં એણે આનંદ માણ્યો. એણે દુનિયા પ્રત્યે ઘૃણા રાખી તો દુનિયાએ એના પ્રત્યે ઘૃણા રાખી પરંતુ પ્રેમના અવતાર વીતરાગ સ્વામીએ પોતાનું લોહી વહાવીને પણ ચંડકૌશિકની ઘૃણાને પ્રેમમાં રૂપાંતર કરી મૂકી.

એમણે પ્રેમ-શક્તિને પીછાની હતી. એમને વિશ્વાસ હતો કે ઘૃણાને પ્રેમમાં બદલી શકાય છે ઘણા કેટલુંય રાક્ષસીપણું ભલેને આવે એની પાસની દાનવીશક્તિ પણ પ્રચંડ છે પણ પ્રેમની શક્તિ-તાકાત એના કરતાં પણ પ્રબળ છે અને આ સિદ્ધાંતને અનુસરીને જ એમાં વિશ્વાસ રાખીને જ તેઓ ચાલી શક્યા અને તેથી જ તેઓ પોતાના રિપુઓ વચ્ચે નિડર બની ઊભા રહી શક્યા કારણ કે તેઓ જાણતા હતા કે ક્રોધ કેટલો પણ દલિત વા મુશ્કેલ કેમ ન હોય પણ ક્ષમાનું અસ્ત્ર એને પણ પરાજિત કરી શકે છે દાનવને દેવત્વ સામે શિર નમવું પડ્યું છે કોપ

ક્ષમાની સામે હમેશા પરાજિત થયો છે આજ વિશ્વાસના પરિબળે તેઓ ક્રૂરતાને કોમળતામા ફેરવી નાખવા ચાલી નીકળ્યા, કારણુ તેઓ હૃદય-પરિવર્તનના સિદ્ધાતમાં અખૂટ વિશ્વાસ ધરાવતા હતા

આજ આપણે પ્રેમનાં ગીતો ગાઈએ છીએ એની સ્તુતિ અર્થે કલાકો સુધી ભાષણો આપી શકીએ છીએ સ્ટેજ ઉપર હજારો-લાખોની મેદની સામે વિશ્વ-પ્રેમના ગીત ગાઈ શકાય છે એના ઉપર મોટુ કાવ્ય રચી શકીએ છીએ, તેમ છતાય પ્રેમ ઉપર આપણુને ભરોસો નથી આપણુને પ્રેમની અપેક્ષા બદુક પ્રત્યે વધુ વિશ્વાસ છે પ્રેમની અપેક્ષા મિલીટરી ઉપર વધુ ભરોસો છે આપણે પ્રેમ કરતા પૈસાના બળને વધુ માન આપ્યુ છે એટલા જ માટે તો આપણે પ્રેમને ગુમાવી પોલિસરાજ બનાવ્યુ છે.

શસ્ત્રની શેતાનિયત આપણે જાણીએ છીએ એ આપણા દુશ્મનોની સાથે આપણુને પણુ મારી શકે છે દૂર ન જતા, આપણુ, પાડોશી રાજ્ય પાકિસ્તાનની બીનાઓ તમારી નજર સામે જ છે ભારતની સાથે લડવા સારુ એણે અમેરિકા કનેથી સૈનિક સામગ્રી ખરીદી છે અને તે પણ એટલા મોટા જથ્થામા કે દેશની આવકનો ૬૦ કે ૭૦ મો ભાગ એણે શસ્ત્રોની આ દોડધામ પાછળ વેડફી નાખ્યો છે : પણુ એ વધતી જતી શસ્ત્ર-સહાયતા ખુદ પાકિસ્તાની રાજનીતિજ્ઞો માટે ભસ્માસુરનુ વરદાન બની છે સૈનિક તાકાતને લઈને બળવાન સેનાએ એક જ રાતમા રાજનીતિજ્ઞોને ઉઠાવી મૂકયા અને સેનાપતિ શાસક બની બેઠો

શસ્ત્ર આમ શેતાન છે, જે વિપરીત ચાલતા આપણુને પોતાને જ હરામ કરી શકે છે પણ આપણે એના પર એવો અને એટલો વિશ્વાસ બાધી લીધો છે કે એના કાટાળા પજાથી માર ખાવા છતા પણુ એના માટે દેશનો પૈસો બરબાદ કરતા જઈએ છીએ કારણુ કે આપણુને ભરોસો છે કે શસ્ત્ર જ આપણુને બચાવી શકે તેમ છે, શસ્ત્ર-બળે આપણે દુશ્મનો પર વિજય મેળવી શકીએ છીએ પણ તમારા રાષ્ટ્રનેતાને એ શસ્ત્રો ઉપર વિશ્વાસ નહોતો, એટલા જ માટે તો એ એક લગોટી ધારણુ કરી હાથમા ટેકા સારુ લાકડી લઈ દુશ્મનોની વચ્ચે નોઆખલી જઈ પહોચ્યા હા, એક લાકડી વૃદ્ધત્વને સહારારૂપ હતી, એ ભારતનું શસ્ત્ર નહોતુ. તમે એને ભૂલશો મા, તેઓ એવા આદમીઓ વચ્ચે જઈ પહોચ્યા જ્યા માનવ-માનવ પ્રત્યે પણુ નફરત હતી હિદુ નામને તો ઘાસની જેમ વાઢી ઉખેડી ફેકવા ચાહતા હતા પણુ એ રાષ્ટ્રપિતા મહાત્મા ગાધી ખુલ્લા હાથે દુશ્મનોના

કાપીને પણ એના હૃદયના એક ખૂણામાં તિરસ્કાર વધ્યો નહોતો જેણે પોતાની ક્રૂરતા ઉપર ઘણા બની નથી પણ આજે એની જ પ્રિય પત્ની સુરિકાંતા જે એક દિવસે એના પર પોતાના પ્રાણ સુદ્ધાં ન્યોછાવર કરવા તૈયાર હતી; તે જ જ્યારે પ્રાણ લેવા તત્પર બને છે ત્યારે એ કેટલું મોટું કપટ રમી જાય છે! યાદીય જિંદગી જેની જોડે પસાર કરી જેના હર્ષ અને આંસુ પોતાના હર્ષ-અશ્રુ બન્યાં તે જ જીવનની આખર ઘડીઓમાં દગો દેવા તૈયાર થાય છે અને એ પ્રાણઘાતક પ્રહાર! આ બધું જાણવા છતાં પણ પ્રદેશીના મનમાંના એક ખૂણામાં પણ એના પ્રત્યે ક્રોધની એક ચિનગારી સુદ્ધાં પ્રગટી નહીં. પ્રેમની આ નાની-શી જ્યોતિ કેશીકુમારે આપી હતી. આજે એ મશાલ રૂપે હતી અને એ જ પ્રકાશપથ પર આગળ વધી રહ્યો હતો. એનો પ્રેમ એટલો વિસ્તૃત થયો હતો કે એણે મૃત્યુને પણ આલિંગન કર્યું અને મૃત્યુના આપનાર સાથે પણ પ્રેમભાવ જ રાખ્યો.

આ તો મહામુનિ કેશીકુમારે પ્રદેશીમાં પ્રેમની જ્યોત જગવી ત્યારે ભગવાન મહાવીર પોતે સાક્ષાત્ પ્રેમ-દેવ હતા. એમણે પોતાના શત્રુઓ તરફ પણ પ્રેમામૃત જ વરસાવ્યું. પ્રેમની મૂર્તિ એ વળી એક કદમ આગળ વધ્યા અને પોતાના પ્રેમપ્રવાહ માનવસંસાર પૂરતો ન રાખતાં પશુ સંસાર સુધી પણ પ્રવાહિત કર્યો. અને એટલા જ કારણસર તો ચંડકૌશિક સમા વિષધરને પણ એ બદલી શક્યા જેની ક્રૂરતા મર્યાદાતીત બની ચૂકી હતી, જેણે હજારોને ડસ્યા હજારો માણસો પશુ-પંખીના પ્રાણ લીધાં, એમને તરફડાવ્યા અને એમની તડપમાં એણે આનંદ માન્યો. એણે દુનિયા પ્રત્યે ઘૃણા દાખવી તો દુનિયાએ એના પ્રત્યે ઘૃણા દાખવી પરંતુ પ્રેમના કળાધર વીતરાગ સ્વામીએ પોતાનું લોહી વહાવીને પણ ચંડકૌશિકની ઘૃણાને પ્રેમમાં રૂપાંતર કરી મૂકી.

એમણે પ્રેમ-શક્તિને પીછાની હતી. એમને વિશ્વાસ હતો કે ઘૃણાને પ્રેમમાં બદલી શકાય છે ઘૃણા કેટલુંય નાશકારક બનીને આવે એની પાસેની દાનવશક્તિ પણ પ્રચંડ છે પણ પ્રેમની શક્તિ-તાકાત એના કરતાં પણ મહાન છે અને આ સિદ્ધાંતને અનુસરીને જ એમાં વિશ્વાસ રાખીને જ તેઓ ચાલી શક્યા અને તેથી જ તેઓ પોતાના રિપુઓ વચ્ચે નિર્ભય બની ઘૂમી ફરી શક્યા. કારણ કે તેઓ જાણતા હતા કે ક્રોધ કેટલો પણ દાનવી રુધિરધાર વડે મુસળધાર કેમ ન હોય પણ ક્ષમાનું અમૃત એને પ-રાજિત કરી શકે છે દાનવને દેવત્વ સામે સદા નમવું પડ્યું છે ક્રોધ

આ ક્ષેત્રમા જો પ્રયોગ કરીએ અને જોઈએ તો તમે પોતે એ અનુભવ કરશો કે બુરાઇને ભલાઈમા પરિવર્તન કરવાની જે તાકાત પ્રેમમા છે, તે દડમા–શિક્ષામા નથી જ, કારણ કે દડ કે શિક્ષા તો શરીરને બદલી શકે છે, કેમકે એ દેહ ઉપર શાસન કરે છે પણ દેહી ઉપર શાસન કરવાની એનામા ક્ષમતા ક્યાં છે? કારણ એ સ્થૂળ છે અને શરીર પણ સ્થૂલ છે માટે સ્થૂલ–સ્થળમા થોડુ પરિવર્તન લાવી શકે છે પણ આત્મા તો સૂક્ષ્મ છે, ત્યા સ્થૂળ કેવી રીતે પહોચી શકે? સૂક્ષ્મ આત્મામા પરિવર્તન લાવવા માટે તમારે સૂક્ષ્મ પ્રેમને અપનાવવો પડશે

એટલે જેમ જેમ સસારમાં સભ્યતા અને સસ્કૃતિનો ફેલાવો થતો રહ્યો છે તેમ તેમ વિચારકોના દિમાગોમા દડ–શક્તિ પ્રત્યેની આસ્થા–શ્રદ્ધા પણ સમાપ્ત થતી જઈ રહી છે આને લઈને કેટલાક પ્રજાતત્ર દેશોમાં ફાસીની સજા રદ કરવામા આવી છે અથવા તો ઓછી કરી નાખવામાં આવી છે ઇગ્લેડમાં ઓગણીસમી સદીની અધવચ સુધી લગભગ બસો પ્રકારના અપરાધો માટે ફાસીની સજા કરવામા આવતી હતી તે જ સમયે રોબર્ટ પીલર નામનો એક વિચારક ઇગ્લેડને મળ્યો એણે માનવતાનો પોકાર સાભળ્યો. અને અપરાધીઓનુ મનો–વૈજ્ઞાનિક અધ્યયન કર્યું. અપરાધોનાં મૂળ સુધી પહોચવાની એણે કોશિષ કરી અપરાધોની પાછળ આવેશ અને સયોગોની મજબૂરી–લાચારી જ એને મળી અને એણે સિદ્ધ કરી આપ્યુ કે દરેક અપરાધ માટે ફાસીની સજા આપી શકાય નહી ફાસીથી તમે અપરાધીને સમાપ્ત કરી શકશો પણ અપરાધ–વૃત્તિને નહી એની અસત્–વૃત્તિ તો આત્માની સાથે જ રહે છે એણે સરકાર પાસે અપીલ કરી કેટલાય અપરાધોની પાછળ સયોગોની પકડ હોય છે, જેમા ફસાઈને એને અપરાધ કરવા માટે વિવશ બનવુ પડે છે બીજી બાજુ ક્યારેક વ્યક્તિનો પીડિત આત્મા પણ બદલો લેવા માટે પ્રતિહિસા માટે તત્પર બની જાય છે આવા સમયે એની અપરાધી મનોવૃત્તિને મીટાવવા માટે ફાસીના દોરડાની જરૂર નથી. એના ઘાવો ઉપર થોડોક પ્રેમનો મલમ લગાવી દો, રસ્તો ભૂલેલો રાહદારી ફરી સાચા રસ્તે ચાલતો થઈ જશે

આખરે એની વિજ્ઞપ્તિ–અપીલ ઉપર બ્રીટીશ સરકારે વિચાર કર્યો અને કેટલાક અપરાધો માટે તો ફાસીની સજા રદ કરી દેવામા આવી, કારણ કે પ્રેમમા હૃદય–પરિવર્તન કરવાની ક્ષમતા છે એ કેવી પણ ક્રૂર વ્યક્તિને કોમળ બનાવી શકે છે કેમકે પ્રેમ સ્વય આત્માવિશ્વાસી છે એને માનવની

ઘરમાં જઈ શકતા હતા અને જ્યારે સ્વયંસેવકોએ પોતાં શસ્ત્રો સાથે લઈ આવવાનો આગ્રહ કર્યો તો બાપુએ કડક શબ્દોમાં એમની ઝાટકણી કાઢી શું તમને મારા પ્રેમની શક્તિ કરતાં પણ આ રિવોલ્વરો અને બંદૂકની શક્તિ ઉપર વધુ ભરોસો છે? મિલિટરીની વાત દૂર રહી નિઃશસ્ત્ર સ્વયંસેવકોને પણ એમણે આત્મરક્ષા કાજે સાથે ન લીધા

અને એ પ્રેમના દેવસ્વરૂપ ભગવાન મહાવીરે તો તણખલું સુધ્ધાંનો ત્યાગ કર્યો હતો શસ્ત્રબળ પર એમણે વિશ્વાસ જ ક્યારે કર્યો! જો એમ હોત તો પિતાનું રાજ છોડવાની એમને શી જરૂર હતી? એમણે તો શસ્ત્ર બળ કરતાં પ્રેમ-બળને વધુ સ્થાન-માન આપ્યું અને તેથી શસ્ત્રોને છોડી પ્રેમ-બળ ધારણ કરી અનાર્ય દેશો ભણી ચાલી નીકળ્યા.

પણ આજે મહાવીર અને ગાંધીના પ્રેમને ભારત વિસરી ગયું છે તેથી જ તો સૈનિક-ખર્ચમાં કાપ મૂકવાની વાત કોને ખૂંચે છે પ્રજા પોકારના જવાબમાં શસ્ત્ર-રાજ્યનો પ્રયોગ થાય છે આપણે ગીત ગાઈએ છીએ પ્રેમનું અને વિશ્વાસ રાખીએ છીએ શસ્ત્ર ઉપર, કારણ કે આપણી જિહ્વા પર તો પ્રેમ શબ્દ છે પણ હૃદયમાં શસ્ત્રનો ડર રહેલો છે તે એટલા માટે કે આપણે પોતે શસ્ત્રથી ડરીએ છીએ અને ભય-ડર જ તો આપણને શસ્ત્ર-વૃદ્ધિ માટે પ્રેરણા આપતો રહે છે આપણે માનીએ છીએ કે જેમ આપણે શસ્ત્રથી ડરીએ છીએ, તેમ આપણાં શસ્ત્રોથી દુશ્મનો પણ ડરી જશે. જેટલો વિશ્વાસ આપણને પોસ્ટ-ટપાલ ઉપર છે તેટલો પણ આપણને પ્રેમ ઉપર નથી. ટપાલના ડબ્બામાં ટપાલ નાખતી વખતે આપણને એ ખાતરી રહે છે કે પત્ર નિશ્ચિત સ્થાને જરૂર પહોંચી જશે. આ વિશ્વાસને મેળવવા માટે આપણે પોસ્ટ વિભાગની વ્યવસ્થા જોવા પણ જતાં નથી તેમ જ આપણે પોસ્ટમેનો અને પોસ્ટમાસ્તરોને યાદ કરતા ફરીએ છીએ આમ હોવા છતાં ય અપરિચિતના હાથમાં પત્ર તો શું હજારો રૂપિયા પણ આપીએ છીએ અને એમની જ પાસેથી મેળવીએ પણ છીએ પણ આટલો પણ વિશ્વાસ આપણે પ્રેમ પ્રત્યે ધરાવતા નથી. પ્રેમ વડે આપણે કોઈ ચોર-ડાકુને સંત બનાવી શકીએ છીએ. પણ એની શક્તિ પ્રત્યે આપણે સાચા મનથી વિશ્વાસ કર્યો નથી.

એનું એક કારણ છે શસ્ત્રનો પ્રયોગ અને એનાં પરિણામ પણ આપણે નજરે નિહાળ્યાં છે જ્યારે પ્રેમના પ્રયોગ અને એનાં પરિણામોની તો કેવળ વાતો જ સાંભળી છે તેમ ન આપણામાં એવો આત્મવિશ્વાસ જ જાગૃત થયો છે કે જીવનમાં એનો પ્રયોગ કરી જોઈએ. પૂરા આત્મવિશ્વાસ સાથે

આ ક્ષેત્રમા જો પ્રયોગ કરીએ અને જોઈએ તો તમે પોતે એ અનુભવ કરશો કે બુરાઇને ભલાઈમા પરિવર્તન કરવાની જે તાકાત પ્રેમમા છે, તે દડમા–શિક્ષામા નથી જ, કારણ કે દડ કે શિક્ષા તો શરીરને બદલી શકે છે, કેમકે એ દેહ ઉપર શાસન કરે છે પણ દેહી ઉપર શાસન કરવાની એનામા ક્ષમતા ક્યાં છે? કારણ એ સ્થૂળ છે અને શરીર પણ સ્થૂલ છે માટે સ્થૂલ–સ્થળમા થોડુક પરિવર્તન લાવી શકે છે પણ આત્મા તો સૂક્ષ્મ છે, ત્યા સ્થૂળ કેવી રીતે પહોચી શકે? સૂક્ષ્મ આત્મામા પરિવર્તન લાવવા માટે તમારે સૂક્ષ્મ પ્રેમને અપનાવવો પડશે

એટલે જેમ જેમ સસારમા સભ્યતા અને સસ્કૃતિનો ફેલાવો થતો રહ્યો છે તેમ તેમ વિચારકોના દિમાગોમા દડ–શકિત પ્રત્યેની આસ્થા–શ્રદ્ધા પણ સમાપ્ત થતી જઈ રહી છે આને લઈને કેટલાક પ્રજાતત્ર દેશોમાં ફાસીની સજા રદ કરવામા આવી છે અથવા તો ઓછી કરી નાખવામાં આવી છે ઇગ્લેડમા ઓગણીસમી સદીની અધવચ સુધી લગભગ બસો પ્રકારના અપરાધો માટે ફાસીની સજા કરવામા આવતી હતી તે જ સમયે રોબર્ટ પીલર નામનો એક વિચારક ઇગ્લેડને મળ્યો. એણે માનવતાનો પોકાર સાભળ્યો. અને અપરાધીઓનુ મનો–વૈજ્ઞાનિક અધ્યયન કર્યું. અપરાધોના મૂળ સુધી પહોચવાની એણે કોશિષ કરી અપરાધોની પાછળ આવેશ અને સયોગોની મજબૂરી–લાચારી જ એને મળી અને એણે સિદ્ધ કરી આપ્યુ કે દરેક અપરાધ માટે ફાસીની સજા આપી શકાય નહી. ફાસીથી તમે અપરાધીને સમાપ્ત કરી શકશો પણ અપરાધ–વૃત્તિને નહી એની અસત્–વૃત્તિ તો આત્માની સાથે જ રહે છે એણે સરકાર પાસે અપીલ કરી કેટલાય અપરાધોની પાછળ સયોગોની પકડ હોય છે, જેમા ફસાઈને એને અપરાધ કરવા માટે વિવશ બનવુ પડે છે બીજી બાજુ ક્યારેક વ્યકિતનો પીડિત આત્મા પણ બદલો લેવા માટે પ્રતિહિસા માટે તત્પર બની જાય છે આવા સમયે એની અપરાધી મનોવૃત્તિને મીટાવવા માટે ફાસીના દોરડાની જરૂર નથી એના ઘાવો ઉપર થોડોક પ્રેમનો મલમ લગાવી દો, રસ્તો ભૂલેલો રાહદારી ફરી સાચા રસ્તે ચાલતો થઈ જશે

આખરે એની વિજ્ઞપ્તિ–અપીલ ઉપર બ્રીટીશ સરકારે વિચાર કર્યો અને કેટલાક અપરાધો માટે તો ફાસીની સજા રદ કરી દેવામા આવી, કારણ કે પ્રેમમા હૃદય–પરિવર્તન કરવાની ક્ષમતા છે એ કેવી પણ ક્રૂર વ્યકિતને કોમળ બનાવી શકે છે કેમકે પ્રેમ સ્વય આત્માવિશ્વાસી છે એને માનવની

માનવતા ઉપર ભરોસો છે. મનોવિજ્ઞાનના આધારે કહી શકાય છે કે દરેક આત્મામાં થોડીક કઠોર અને થોડીક કોમળ વૃત્તિઓ રહેલી છે. જ્યારે કઠોર વૃત્તિઓ ઉભરાઈ આવે ત્યારે એમ ન સમજવું જોઈએ કે કોમળ વૃત્તિઓ બિલકુલ સમાપ્ત થઈ ગઈ છે. જેમ સૂર્યના પ્રખર પ્રકાશમાં તારલાનો હલકો પ્રકાશ, કિરણો વિલુપ્ત બની જાય છે તેવી જ રીતે કઠોરતાના પ્રચંડ તોફાનમાં મનુષ્યની કોમળ વૃત્તિઓ દબાઈ જાય છે પણ નષ્ટ થતી નથી અને ત્યારે જ અપરાધ સંભવિત બને છે. અપરાધને સમાપ્ત કરવા માટે કઠોરતા તજી દયાભાવથી પેલી કોમળ વૃત્તિઓને જગાડવાની જરૂર છે. આ કામ કોમળ હાથો વડે જ બની શકે છે. કઠોરતા ઉપર એક વખત પ્રેમનો હાથ ફરી જાય પછી તો તમે ચકિત થઈ જશો અને જોશો કે જ્યાં ભીષણ તોફાન હતું ત્યાં શાંત શીતળ વાયુ લહેરાતો થઈ જશે. આમ બન્યાનું પણ છે. એક ડાકુ પોતાના જીવનની સંધ્યા વેળાએ એવો તો બદલાઈ જાય છે કે એનામાં કરુણા અને દયાના ઝરણાં ફૂટી પડે છે. એની એ વખતની ઉજ્જ્વળતા સંત કરતાં પણ આગળ વધી જાય છે. આજનો ડાકુ કાલે સંત બની જાય છે એ એનું જ રહસ્ય છે.

ઇંગ્લેંડની વાત છે. હોમરલેન નામનો એક વિચારક પુરુષ થઈ ગયો. એને પ્રેમ—શક્તિ ઉપર અગાધ શ્રદ્ધા હતી. એ માનતો હતો કે પ્રેમ કઠોરતાને કોમળતામાં બદલી શકે છે. જ્યારે પણ એ કોઈ દુષ્ટ સ્વભાવના બાળકને જોતો તો એના પર ઘૃણા લાવવા કરતાં એને દયા આવતી. એને વિશ્વાસ હતો કે આ દુષ્ટ સ્વભાવને પ્રેમ વડે જીતી શકાય તેમ છે અને એ કોમળ હૃદયને પણ જલદી મેળવી શકે છે તેથી એણે રિપબ્લીકન નામનો એક આશ્રમ સ્થાપ્યો હતો. એમાં એ ખરાબ આદત ધરાવતાં બાળકોને રાખતો અને મનોવૈજ્ઞાનિક ઢબે એમની અપરાધવૃત્તિની તપાસ કરતો. એનાં મૂળ તત્ત્વોને શોધી એમાં સુધારો લાવવામાં આવતો હતો. એમની કોમળ અન્ય વૃત્તિઓને જાગૃત કરી એમનામાં સદાચરણના સંસ્કાર સીંચવામાં આવતા હતા.

એ નિશ્ચિત છે કે દરેક પ્રાણીમાં કોઈ ને કોઈ રૂપે—અંશે કોમળતા વિદ્યમાન છે. ક્રૂરમાં ક્રૂર સિંહણમાં પણ છૂપા રૂપે કોમળતા મોજૂદ છે. માથેથી લઈને પગ સુધી એ ક્રૂર જ હોત તો એ પોતે જ પેદા થઈ શકત નહીં અથવા તો જન્મ પછી જીવતી જ ન રહી શકી હોત તેમ ન પોતાનાં બચ્ચાંને દૂધ આપી શકત. સિંહણ તમારા અને અમારા માટે ક્રૂર સાબિત થઈ શકે છે પણ શું પોતાનાં બચ્ચાંઓ માટે પણ તેવી જ ક્રૂર હોઈ

શકે ? નહિ પોતાના બચ્ચાઓ માટે તો એના હૃદયમા એટલી કોમળતા ભરી પડી છે કે જેટલી કે એક માતાને પોતાના બાળક પ્રત્યે હોય પોતાના બચ્ચાને એ એવો પ્રેમ કરે છે કે એમના રક્ષણ કાજે પોતે પ્રાણોત્સર્ગ કરવા તત્પર બની જાય છે આ બાબતમા મારા કરતા શિકારીઓ પાસેથી તમને વધુ માહિતી મળી શકે છે કે કોઈ શિકારીએ જ્યારે એના બચ્ચાને પકડી લીધુ ત્યારે એ એના તરફ કેવી રીતે ઝપટી હતી ! એ જાણતી હોય છે કે શિકારીના હાથમા રહેલી તે લાબી-શી ચીજ (બદુક) એના પ્રાણ હરી શકે છે તો પણ બદુકની પરવાહ કર્યા વગર જ એ ઝપાટો મારશે, પછી ભલેને એ ઝપાટામા એ શિકારીની ગોળીનો ભોગ બની જાય

હા, તો દરેક કઠોરતા તળે કોમળતા દબેલી પડી છે કઠોર પાષાણ પથ્થર તળે કોમળ સરિતા છે તેથી જ તો ઉપરથી કઠોર રૂક્ષતમ દેખાતા ડુગરાઓની અદરથી જ ઝરણાનો જન્મ થતો હોય છે જરૂર છે એ કઠોરતાના આવરણને ભેદીને એમા કોમળતા ભરી દેવાની

હોમરલેન આમ જ કરતો હતો એ કઠોરતમ બાળકને લાવી આશ્રમમા રાખતો અને ધીરે ધીરે પ્રેમના સુવાળા હાથે એમનામા કોમળ સસ્કારોનુ સિચન કરતો ધીરે ધીરે કઠોરતાનુ વૃક્ષ સુકાઈ જતુ અને કોમળતાના નવા અકુરો એનુ સ્થાન લઈ લેતા હતા એવામા કોર્ટમા પોલાસે એવો છોકરો રજૂ કર્યો જે ત્રણ વખત ચોરી કરી ચૂક્યો હતો, જજે એને ત્રણ વર્ષની જેલની સજા કરી હોમરે આ વાત જાણી તો એ કોર્ટમા જઈ ચઢ્યો અને બાળકને આશ્રમમા ભરતી કરવા માટે પ્રાર્થના કરી જજે એ સ્વીકૃતિ પણ આપી દીધી હોમર એને પોતાના આશ્રમમા લઈ આવ્યો પણ એના સ્વભાવની રૂક્ષતાને કારણે થોડાક જ દિવસોમા આશ્રમના બીજા છોકરાઓ હેરાન-પરેશાન થઈ ગયા હોમર પાસે દરરોજ એની સેકડો ફરિયાદ આવવા લાગી તે જ્યારે બહારથી આશ્રમમા આવતો કે લાગલાજ ફરિયાદોનુ રજિસ્ટર લઈ વિદ્યાર્થીઓ તૈયાર ઊભા રહેતા બીજી બાજુ આશ્રમની કીમતી વસ્તુઓ પણ તે તોડી-ફોડી નાખતો તેથી અધ્યાપકો પણ એનાથી કટાળી ગયા હતા તેઓએ પણ આખરે એક દિવસ હોમરને કહી દીધુ "મિસ્ટર હોમર આ આફત ક્યાથી લઈ આવ્યા ? એના દુષ્ટ સ્વભાવથી તો સમસ્ત આશ્રમ તગ આવી ગયો અને એના સહવાસને લઈને આશ્રમવાસી બાળકો પણ બગડી જશે, માટે આશ્રમને ચાલુ રાખવો હોય તો એને હવે વિદાય આપો "

હોમરલેને આનો જવાબ વાળ્યો : "ભાઈ એલ્બાજ ! મારે તો મને સૌ કરતાં વધુ દયા આ છોકરા તરફ આવે છે. બાળપણમાં જ આટલો શેતાન છે તો મોટો થતાં તો એ ડાકુ જ બની જશે. એનું જીવન કલુષિત બની જશે. એવો વિશ્વાસ છે : મારા પ્રેમમાં શક્તિ છે. જે એક દિવસે એના આ દુષ્ટ સ્વભાવ ઉપર જરૂર વિજય મેળવશે. આ જ વિશ્વાસના આધારે હું એને સુધારવા તૈયાર બન્યો છું. જો તમે સૌ એને આશ્રમમાં રાખવા તૈયાર ન હો તો હું એને મારે ઘેર લઈ જઈ રાખીશ. ત્યાં એના દુષ્ટ સ્વભાવનું ઊંડાણથી નિરીક્ષણ કરવાની તક પણ મને મળશે." અને મિ. હોમર એને પોતાને ઘેર લઈ આવ્યા. એ શેતાન છોકરાનું નામ હતું જોન. ભોજન વખતે હોમરે જોનને કહ્યું : "તમારા ભાણાની આ પ્લેટ જરા પેલા ટેબલ ઉપર લઈને જાઓ તો." જોન મોં મચકોડતાં કહ્યું : "હું કંઈ ગુલામનો બેટો છું કે તમારી ગુલામી કરતો ફરું !" હોમરે એ જ પ્રેમળ સ્વરમાં કહ્યું : "અચ્છા ત્યારે આજે આપણે ઉઠાવી લઈ જઈશું. કાલથી તો તમે ઉઠાવી લઈ જશોને ?" તેને કહ્યું : "એ તો નોકરનું કામ છે. આજથી તમે અમારા નોકર છો. પ્લેટ ઉપાડી લઈ જવાના તમને અમે ૫ રૂપિયા આપીશું." આવા અવિવેકભર્યા જવાબો મળવા છતાં પણ હોમર ક્રોધે ભરાયો નહિ. એણે શાંતિથી જવાબ આપ્યો : "તમે તો સારા કુળમાં જ આવ્યા છો. કાંઈ કુળને ઉજાળશો. પછી તો તમારે ત્યાં દસ નોકરો પણ રહી શકશે. પણ આ માટે સીધે રસ્તે ચાલવું પડશે."

હોમરે જોનની વાત માની લીધી. એ ઊઠીને બહાર ગયો. આ બાજુ જોન મોટો પથ્થર લઈ બધી પ્લેટો ફોડવા લાગ્યો. હોમર પાછો આવ્યો અને જોયું તો એણે પોતાની ઘડિયાળ પણ જોનની સામે ધરી દીધી અને કહ્યું : "એક ઘા આના પર પણ કરી દે." આ સાંભળી જોન શરમિંદો બની ગયો. બસ અહીં જ જોનમાં પરિવર્તન થવું શરૂ થયું. હોમરલેનની પ્રેમશક્તિએ દુષ્ટ સ્વભાવ ઉપર વિજય મેળવ્યો. એ જોનનું જીવન એવું સુધર્યું અને સૌમ્ય બન્યું કે એને રિપબ્લિકન આશ્રમમાં અધ્યાપકોનો પ્રોફેસર નીમવામાં આવ્યો. આજે પણ આ આશ્રમ ઇંગ્લંડમાં ચાલુ છે. આ પ્રેમશક્તિનો પ્રભાવ જેના વડે દરેક બાજુથી તિરસ્કૃત જોન જેવો દુષ્ટ વિદ્યાર્થી સમાજમાં આદરણીય સ્થાન મેળવી શક્યો. ખરે તો આ જ પ્રેમ-શક્તિ જે પશુને માણસ બનાવી શકે છે. દાનવને દેવ બનાવવાની કળા પણ પ્રેમ પાસે જ છે.

જ્યાં પ્રેમ-ગંગા વહે છે. જે હૃદયોમાં પ્રેમ-ધારા વહે છે ત્યાં શાંતિ

સુમન ખીલે છે આગમોના પાના ખોલો કે જ્યા બે વિભિન્ન પરપરાના મહામુનિ એકત્ર થાય છે પરપરાનો મોહ તજી સ્નેહની ધારા વહાવતા શ્રાવસ્તીના ઉદ્યાનમા મહામુનિ ગૌતમ અને મહાશ્રમણ કેશીકુમાર મળે છે. વિચારોની ધારા સાથે હૃદયમાથી પ્રેમ ધારા વહે છે ત્યારે એ સ્નેહ સુરભિત દૃશ્યને જોવા માટે ફક્ત શ્રાવસ્તીના નાગરિકો જ દોડયા નહી પણ એની સુગધ દેવ અને ગધર્વ ભૂમિ સુધી પહોચી અને એઓ પણ દિવ્ય ભૂમિના મધુર સુખો ભોગોને છોડી એ પ્રેમ ગગામા ડુબકી મારવા ચાલી નીકળ્યા. આગમકાર એ મધુર દૃશ્યને ગાથામા અકિત કરે છે

केसीकुमार समणे गोयमे य महायसे,
उभओ निसण्णा सोहंति चन्दसूर समप्पन्ना ॥
देव दाणव गन्धव्वा जक्ख रक्खस्स किन्नरा ।
अदिस्साणं य भूयाणं आसीतत्थ समागमो ॥

ઉત્તરા અ ૨૩ ગા ૧૮–૨૦

મહાશ્રમણ કેશીકુમાર અને યશસ્વી મહામુનિ ગૌતમ બન્ને ત્યા એક સાથે બેઠા છે, એમના શાત–દાત મુખારવિદ પર દિવ્ય તેજ છવાઈ રહ્યુ છે બન્ને મહાપુરુષો ચદ્ર અને સૂર્ય સમી પ્રભા ફેલાવી રહ્યા છે એ દિવ્ય આનદને નીહળવા માટે દેવ–દાનવ અને ગધર્વનુ શુભાગમન થાય છે, સાચુ છે કે જ્યા પ્રેમની મધુરતા વરસે છે ત્યા દેવતા સ્વયમેવ ચાલ્યા આવે તો એમા કોઈ આશ્ચર્ય નથી કારણ કે પ્રેમ પોતે જ એક દૈવી ગુણ છે શીશીમા ઈત્ર હોય તો એમાથી સુગધ આવશે જ ફૂલમા જો સૌરભ–સુગધ હશે તો એને ભ્રમરને આમત્રવાની જરૂર નહી રહે ભ્રમર પોતે જ દોડયા આવશે પણ શીશીમા ફક્ત પાણીજ ભર્યુ હોય તો એમા સુગધ આવશે ક્યાથી ? જેના જીવનમા પ્રેમ–સૌરભ છે ત્યા દેવોનુ આકર્ષણ પણ હશે જ એક વ્યક્તિ ફાનસ લઈને ચાલે છે તો એનો પ્રકાશ એને અને માર્ગ પરથી પસાર થતા અન્યને પણ મળે છે, તેવી જ રીતે હૃદયમા પ્રેમનો પ્રદીપ લઈને ચાલશો તો એનો પ્રકાશ એ વ્યક્તિને મળે છે અને એનો પ્રકાશ, કિરણો અન્ય વ્યક્તિના હૃદય સુધી પણ પહોચે છે જેના હૃદયમા પ્રેમધારા વહે છે એનામા એવો પ્રભાવ હોય છે કે વિરોધી સ્વભાવનુ પ્રાણી પોતાનો વિરોધ ભૂલી જાય છે કારણ કે હૃદયમા પ્રવેશેલા વેરને પ્રેમ જ ધોઇ શકે છે ભગવાન મહાવીરની પાસે સિંહ અને

બકરી બન્ને સાથે બેસતાં હતાં. પણ સિંહ પોતાની ક્રૂરતા ભૂલી જતો હતો. સિંહના મનમાં એ ભાવ નથી આવતો કે બકરીને ખાઈ જાઉં અને બકરીને એ ભય નથી રહેતો કે સિંહ મને ખાઈ જશે. આ છે વીતરાગનો ક્ષમા સ્તોત્રનો પ્રભાવ જે પ્રાણીઓના જન્મજાત વેરને પણ ધોઈ નાખે છે

પ્રેમનું આકર્ષણ ફક્ત માનવ હૃદયને જ આકર્ષિત કરે છે એમાં પૂર્ણ સત્ય નથી. એક કૂતરો પણ પ્રેમને પીછાને છે

તમે જો પ્રેમભર્યો હાથ એની પીઠ પર ફેરવશો તો એ પણ પૂંછડી પટપટાવશે. સ્પેનની એક વાત છે એક ગોવાળીયો દૂધ દોતી વખતે મધુર વાદ્ય વગાડી રહ્યો હતો કોઈએ એનું કારણ પૂછ્યું તો બોલ્યો કે ગાય પ્રેમની તરસી છે એ પશુ પ્રેમના મોલ જાણે છે એની સામે જ્યારે હું વાદ્ય વગાડું છું તો એ પોતાની પાસેનું સઘળું દૂધ આપી દે છે માટે એને પ્રેમમાં તન્મય બનાવવા માટે જ હું વાદ્ય વગાડું છું સાચી વાત તો એ છે કે ગાય પ્રેમથી જ દૂધ દે છે અને પ્રેમ વડે જ એના દેહના એક ભાગમાં દૂધનું નિર્માણ થાય છે પોતાના વત્સ પ્રત્યે ઉભરાતો એનો પ્રેમ જ દૂધ પેદા કરે છે અને એ દૂધ આપે છે પણ પોતાના વત્સ માટે. મનુષ્ય તો એનો માન, ન માન હૂં તારો મહેમાન" બની દૂધનો હકદાર બની જાય છે મદ્રાસ તરફ પૈસાના પિપાસુ માણસો દૂધ લેવા પાછળ કરી-કરી પોતાની માનવતાને ભૂલી ગય છે માણસના હૃદયમાં જ્યારે એક માત્ર પૈસો બેસી જાય છે ત્યારે એ પ્રેમને ખોઈ નાખે છે ત્યારે પૈસો પિશાચ બનીને માનવ ને દાનવ બનાવી દે છે પછી એના હૃદયમાંથી કોમળતાના અંકુરો સૂકાઈ જાય છે

હા તો હું તમને એક બીના જણાવી રહ્યો હતો. મદ્રાસ તરફ ગોવાળીયા ગાય પાસેથી વધુમાં વધુ દૂધ લેવા ચાહે છે ગાયનું બચ્ચું દૂધ પી જાય છે એટલું નુકશાન પણ તેઓ બરદાસ્ત કરવા ઇચ્છતા નથી. તેથી એમણે પેલા નાનકડા બચ્ચાને મારી નાખ્યું પણ સાંજ વેળાએ દૂધ દોહવા બેઠા ત્યારે એક ટીપુંય દૂધ આપ્યું નહીં કારણ કે ગાયનું પ્યારું બાળક આજે એની આંખો સામે નહોતું એણે વિચાર્યું આ તો બહુ ખોટું થયું આ તો તે જ કહેવત થઈ કે **आधी छोड सारी को धावे सो पुनी आधि हु नहि पावे** પૂરો લાવો લેવા ગયા તો અડધાથી પણ હાથ ધોવા પડ્યા. પણ આખરે માણસ પાસે બુદ્ધિનું બળ મોટું બળ છે એના

શક્તી તો એ સૃષ્ટિ સમસ્તના પ્રાણીઓનો રાજા બન્યો છે પણ બુદ્ધિ એ તો દુધારી તલવાર છે એનો ઉપયોગ કદી કદી તો બીજાના વિનાશ માટે કરી લેવામા આવે છે હા, તો એણે પણ એમ જ કર્યું એ વત્સના શબને ચીરી એમા ઘાસ ભરી દીધુ સાજે ગાય સામે ઘાસ ભરેલુ મૃત બચ્ચુ ઊભું કરી દીધુ એ માતાની મમતા તો જુઓ એ પોતાની જીભ વડે એને ચાટતી જતી અને દૂધ આપતી જતી હતી આ છે પશુસસારની વાત, જે પ્રેમના ભૂખ્યા છે ગાય પોતાના મૃત વત્સ ઉપર પણ પ્રેમ વરસાવે છે અને એને જોઇને જ દૂધ આપે છે આ છે પશુજગતની પ્રેમકહાણી

સત્ય એ છે કે જ્યા પ્રેમનુ નાનુ શું પણ કિરણ છે અને એમા જો સજીવતા છે તો એમા આકર્ષણ રહેશે પતગિયાની સામે અગર લાખ રૂપિયાનો ઢગ પડચો હોય, હીરા-મોતી પડચા હોય પણ એમા જો નાની-શી દીપ-શીખા નહી હોય તો પતગિયા માટે એનુ કાંઈ આકર્ષણ નહી રહે. બીજી બાજુ પેલુ માટીનુ કોડિયુ છે-બે પૈસાની કીમતનુ છે પણ એમા તેલ છે અને દીપશિખા જને છે તો પતગિયુ ત્યા તરત દોડી આવશે. એને નિમત્રણ આપવાની જરૂર નહી આજ વાત મહેલોમા વસનારાઓની છે. કરોડોનો વૈભવ છે, અને સગેમરમરના ફર્શ ઉપર લક્ષ્મી ક્રીડા-કલાપ કરી રહી છે પણુ એ વૈભવના ઢગ પર પ્રેમની જ્યોત જગતી નથી તો એ કરોડોનો વૈભવ પણ હૃદયને આકર્ષિત નહી કરી શકે આવા સ્થાને તમે પહોચી પણ ગયા તો ત્યાથી પ્રસન્નતા લઇને તમે પાછા નહી વળો તમારુ મન ગ્લાનિથી ભરાઈ જશે બીજી બાજુ એક ઝૂપડું છે, લૂખા રોટલા ઉપર દિવસ પસાર કરતું ખેડૂત પરિવાર એમા વસે છે, ત્યા નથી આરસ પથર તેમ નથી ફરનીચર કે રેડિયાનુ મધુર સગીત તેમ છતાય એના હૃદયમાં પ્રેમનો દીવડો ઝગમગે છે. પરિવારમા પ્રેમના છાટણા છટાય છે, તમે ત્યાં પહોચી જશો તો એ જ લૂખા રોટલા અને છાશ વડે તમારુ ભાવભર્યું સ્વાગત થશે રોટલો ભલે લૂખો હશે પણ એમા સ્નેહની એવી ચિકાશ હશે જે તમારા હૃદયને જીતી લેશે તમે ઝૂપડામાથી વિદાય લેશો સાથે તમારું હૃદય સ્નેહથી ભર્યું-ભર્યું હશે પ્રેમમા એવો જાદુ છે કે તમે બીજાને કઈ ન આપીને પણ એને પોતાનો કરી શકો છો

અને આ બાજુ તમે સર્વ કાંઈ આપી દો, પણ એમા સ્નેહની ભેટ નહી હોય તો સર્વ કાંઈ દેવા છતા તમે એને પોતાનો બનાવી શકશો નહીં.

માટે સત્તા દ્વારા કોઈની પાસેથી વધુ કામ થઈ શકતું નથી. પરંતુ પ્રેમ વડે એની પાસેથી પૂરેપૂરું કામ લેવડાવી લો તો પણ એ હસતો જ મળશે. સાસુ વહુ ઉપર સત્તા જમાવશે તો વહુને પોતાની નહીં બનાવી શકે અને જ્યારે હૃદયમાં સ્થાન નહીં હોય તો પછી નાનું સરખું કામ પણ ભાર બની જશે. સાસુ વહુમાં પોતાપણું જગાવી દે, એને સ્નેહ અને સહાનુભૂતિ આપે તો હું માનું છું કે વહુ એને પોતાની માતા જ સમજશે અને એ જ પ્રેમથી એ એની સેવા કરશે જેટલી કે પોતાની માતાની કરે છે. ભારતના પરિવારોમાં જે સાસુ-વહુની ટક્કર આવે છે અને સંઘર્ષની ભઠ્ઠીમાં સારો ય પરિવાર ઝુલસતો રહે છે અને ક્યારેક એ સંઘર્ષનો આવો કરુણ અંત આવે છે કે સારું ય કુળ કલંકિત થઈ જાય છે. પરિવારમાં જો પ્રેમગંગા વહી જાય તો બધાં જ સંઘર્ષોનાં મૂળ જ સમાપ્ત થઈ જશે.

જ્યારે કન્યા પિતાના ઘેરથી સાસરે જાય છે ત્યારે બહેનો ગીતમાં ગાતી એ કહી જાય છે કે " તું જે ઘરમાં જઈ રહી છે એ ઘરની રાણી થઈને રહેજે " આ રીતે માતાએ પુત્રીને ઘર ઉપર શાસન કરવાની કેળવણી આપી છે પરંતુ શાસન કરવા માટે તો સરકારને સિપાહીઓ રાખવા પડે છે જેલ પણ જોઈએ પણ માતાએ બેટીને આ સાધનો ક્યારે આપ્યાં ! છતાં પણ એણે રાણી બનવું છે કયા બળે શાસન કરશે ! એ તો પ્રેમબળ વડે જ શાસન કરી શકે છે. વહુ બનીને જતી બહેનને હું કહીશ કે એ જે ઘરમાં જાય ત્યાં ક્લેશની નદી વહાવે. એને એક કરવાનું કામ કરે. જુદાં ઘરોમાં બે હૃદયને મેળવે. વહેંચાયેલાં હૃદયોને પ્રેમસૂત્રમાં બાંધે. તોડવાનું દુનિયા જાણે છે પણ જોડવાનું નથી જાણતી. દુનિયા સાંધનારને-જોડનારને જ પ્રથમ સ્થાન આપે છે. તમે કાતર અને સોય બન્નેને જાણો છો. બન્ને લોઢામાંથી બનેલી છે. કાતર એકનું બે કરવાનું કામ કરે છે તેથી જ તો એ દુનિયાની ઠોકરો ખાય છે. આ તરફ તમે સોયને પણ જાણો છો. એમાં કાતર કરતાં લોઢું ઓછું વપરાયું છે અને વજન પણ ઓછું છે તેમ એની કિંમત પણ ઓછી છે પરંતુ એનું કામ ટુકડાને સાંધવાનું-જોડવાનું છે તેથી એને સન્માન મળે છે. જ્યારે સોયનું કામ સમાપ્ત થઈ જાય છે ત્યારે કોઈ એને જમીન ઉપર પડવા નથી દેતું. એને ટોપી અથવા પાઘડીમાં ખોસતા રહે છે. પણ શું તમે કાતરને કદી ટોપીમાં રખાતી જોઈ છે !

હા, જો તમારે દુનિયાની નજરોમાં સન્માન મેળવવું છે તો તોડવાને જોડવાનું કામ કરો. હૃદયમાં સ્નેહ-ધારા લઈને આવો. તમે પરિવારમાં રહો

અથવા સમાજમા, પણ સર્વત્ર જોડવાનુ કામ કરતા રહેજો પરિવારના સભ્યો વચ્ચે દીવાલ બનીને રહેશો નહો સમાજના ભાઈઓમા અગર વૈમનસ્ય ઈર્ષ્યા-દ્વેષ છે, હૃદયમા ઘૃણાની દુર્ગન્ધ છે તો તમે 'તમારા હૃદયની સ્નેહ-સુગધને ફેલાવજો પ્રેમના પાણી વડે ઘૃણાને ધોઈ નાખજો

પ્રેમ તો પાણી છે એને વહેવા દો એને કોઈ ખાડામા કેદ ન કરશો એ ખાડો પરિવારનો હોય કે સમાજનો, સપ્રદાયનો પણ કેમ ન હોય, પણ તમે પ્રેમને એમા કેદ કરી મૂકશો નહી પાણી બધાઈ જાય છે ત્યારે એમા દુર્ગન્ધ પેદા થઈ જાય છે, ઝેરી કીટાણુ પેદા થાય છે પ્રેમના કટકા ન કરશો. આજે તો પ્રેમને પણ કટકામા વહેચી નાખ્યો છે જાતિ-પ્રેમ, ભાષા પ્રેમ, સપ્રદાય-પ્રેમ પ્રેમના કટકા થાય તો એનો આત્મા ઊડી જશે આ શરીર કેટલુ સુદર છે પણ એના જો ટુકડા કરી નાખવામા આવે તો શુ એની આવી સુદરતા કાયમ રહેશે ખરી ? શુ ટુકડાઓમા આત્મા કાયમ રહેશે ? આત્મા ટુકડામા રહી શકતો નથી અને આત્માના વિદાય થયા બાદ એમા ઝેરી કીટાણુ પેદા થઈ જશે, એમા દુર્ગન્ધ પેદા થશે તેવી જ રીતે પ્રેમના જો ટુકડા કરો નાખવામા આવે તો એમા પ્રેમનો આત્મા સમાપ્ત થઈ જશે, અને દ્વેપના કીટાણુ પેદા થઈ જશે ઘૃણા આવવા લાગશે અને પછી મડદુ પ્રેમને ગળે લગાવી પ્રેમના નામે ઘૃણા જ ફેલાવશે જે પ્રેમ બે હૃદયો વચ્ચે આગનુ કામ કરે છે, તે જીવિત નહી પણ મૃત છે તે અખડ નહી પણ ખંડિત પ્રેમ છે અને એ માનવતાના ટુકડા-કટકા કરવાનુ કામ કરે છે તેથી જ પ્રેમના ગીત ગાવા છતા પણ ભારતવાસી ભાષાવાદ, પ્રાત-વાદ અને સપ્રદાયના નામે લડે છે ભાઈ ભાઈના લોહીનો તરસ્યો બન્યો છે. શુ એને પ્રેમ કહેવાશે ?

ટુકડાઓમા રહેલો પ્રેમ એ ક્ષુદ્ર પ્રેમ છે, જે માનવતાને દેવત્વ તરફ નહી પણ પશુતા ભણી દોરી લઈ જાય છે વિગટ પ્રેમ અખડ માનવતામા વિશ્વાસ ધરાવે છે, એ વિશ્વના કોઈ પણ પ્રાણથી ઘૃણા કરવાનુ શીખવતો નથી જે પોતાના ભાઈઓથી ઘૃણા કરવાનુ શીખવે છે તે દુનિયાની બીજી કોઈ ચીજ હોઈ શકે છે પણ એ પ્રેમ હોઈ શકે નહિ વિરાટ પ્રેમમા ઘૃણા, દ્વેપ, કલહ અને હિસાને બિલકુલ સ્થાન નથી ચીની સત માઓત્સેએ કહ્યુ છે કે ચોર પોતાના ઘર પ્રત્યે તો પ્રેમ ધરાવે છે પરતુ બીજાના ઘેર ચોરી કરે છે એણે તો ફક્ત પોતાના જ ઘર પ્રત્યે પ્રેમ કરવાનુ શીખવ્યુ છે. એનો એ ક્ષુદ્ર પ્રેમ બીજાના માલને ઉપાડી લેવા માટે હાથ ફેલાવવાની

પ્રેરણા આપે છે. એક હત્યારો છે એને પોતાના પ્રાણ વહાલા છે પણ એ બીજાના પ્રાણો હરી લે છે. રાજા પોતાના દેશથી પ્રેમ કરે છે પણ બીજા દેશો સાથે યુદ્ધ કરી એનું શોષણ કરે છે. ચોર જેમ પોતાના ઘર પર પ્રેમ રાખે છે એમ બધાં જ ઘરો પ્રત્યે પ્રેમ રાખતો થાય, હત્યારો પોતાના પ્રાણની જેમ બીજાના પ્રાણોનું રક્ષણ કરતો થાય, રાજા પોતાના રાષ્ટ્રની જેમ અન્ય રાષ્ટ્રોની જનતા પ્રત્યે સ્નેહ અને સહાનુભૂતિ રાખતો થાય તો અન્યત્ર સ્વર્ગ શોધવા જવાની જરૂર રહેશે નહીં. આ સંસાર જ સ્વર્ગ બની જશે.

સંકુચિત પ્રેમ ફક્ત પોતાનું સુખ ઇચ્છે છે, જ્યારે વિરાટ પ્રેમ સૌને સુખી બનાવવા ઇચ્છે છે. સૌના સુખમાં એ પોતાનું સુખ જુએ છે. એક વખતની વાત છે. એક રાજા શિકાર રમવા જંગલમાં નીકળી પડ્યો. ઘોડો પૂરપાટ વેગે દોડી રહ્યો હતો. રાજાનું મન શિકારની કલ્પનાઓમાં ડૂબેલું હતું. શિકાર પણ એક જાતનું વ્યસન છે. મનુષ્યમાં જ્યારે સ્નેહ અને અહિંસાનું તત્ત્વ ઓછું થાય છે ત્યારે એ બીજાને પીડતાં અને તડપતાં જોઈ એનું મન પ્રસન્નતા અનુભવે છે. આ ક્ષુદ્ર હૃદયની વૃત્તિ છે જે વડે મનુષ્ય બીજાને રોવડાવી પોતે હસે છે.

પ્રકૃતિ (કુદરત) પણ આવા પાપને વધુ સમય સુધી સાંખી શકતી નથી. એ પણ મનુષ્યને દંડ દેવા માટે તત્પર બને છે અને આવી જ બીના એ રાજાની સાથે બને છે. જ્યારે એ બાણ ચઢાવી એક મૃગબાળની પાછળ દોડી રહ્યો હતો ત્યારે જ અચાનક આકાશમાં કાળું વાદળ છવાઈ ગયું અને થોડી જ વારમાં સમગ્ર આકાશ કાળું બની ગયું. વીજળીનો કડકડાટ શરૂ થયો. વાવાઝોડું ફૂંકાયું. પ્રચંડ તોફાન વરસાદ ખેંચી લાવ્યું. વરસાદમાં મોટા મોટા ઓળા પણ પડવા લાગ્યા. રાજાએ વૃક્ષનો આશ્રય લઈ કોઈ રીતે પોતાનું રક્ષણ કર્યું. પરંતુ વરસાદના શીતના કારણે અને ઓળાના પ્રહારે ઘોડાના પ્રાણ લઈ લીધા. એકાદ કલાક બાદ તોફાન કંઈક શમ્યું. સાંજ પણ થઈ ગઈ હતી. રાજા ખૂબ થાકી ગયો હતો. સુંદર ઘોડાના ચાલી જવાથી એને દુઃખ તો થતું હતું. ત્યાં વળી-ભીની ઠંડી હવા એના શરીરને વળી વીંધી રહી હતી. આ બાજુ ભૂખ સતાવી રહી હતી. આખરે જેમ તેમ કરી રાજા એક નાનકડા ગામડે પહોંચ્યો. અંધારું થઈ ગયું હતું. ગામમાં જઈ એણે ખેડૂતો પાસે રાત પસાર કરવા માટે સ્થાનની માગણી કરી પણ કોઈ એ અજાણ્યાને રાત માટે પોતાને ત્યાં ઉતારો દેવા તૈયાર ન થયું. કારણ કે આજે મનુષ્યને મનુષ્ય ઉપર વિશ્વાસ રહ્યો નથી.

મનુષ્ય એક અજાયબ–અજાણ્યા પશુને પોતાને ત્યા રાખી શકે છે. જગલમા ગોથા ખાતી રસ્તો ભૂલેલી ગાય કોઈને જો મળી જશે તો એ એને લાવી પોતાને ઘેર બાધી દેશે એ અનજાન–અજાણ્યા પશુ ઉપર ભરોસો કરશે પણ અજાણ્યા મનુષ્ય પર નહી કરે કારણ કે માનવીએ પોતાનો વિશ્વાસ ખોયો છે પશુ ઉપર તમે વિશ્વાસ કરી શકો છો એને થોડુ ઘાસ નીરી છુટકારો મેળવી લેશો પણ મનુષ્ય એક એવુ પ્રાણી છે કે જેને ભરપેટ રોટલો ખવડાવી પાણી પાઈ દો અને એને ખાટલા ઉપર સુવડાવી દો સૂવા માટે શેતરજી, ગાદી અને શાલ પણ આપી દો પણ જ્યારે સવારે ઊઠીને તમે જુઓ છો તો ખાટલો તો પડ્યો છે પણ પેલો માણસ ગૂમ છે એટલુ જ નહી સાથે પેલા ગાદી–શાલ પણ ગૂમ છે અને તક મળશે તો તમારા કોટનુ ખિસ્સુ પણ સાફ કરી દેશે તેથી મનુષ્યને માનવ નામના પ્રાણીથી બહુ મોટો ભય લાગે છે

હા, તો એકનુ પાપ સૌને ભોગવવુ પડે છે આખરે એ છે તો આપણો જ ભાઈ એટલે એના કામોના છાટા આપણુ પર પણ ઊડે છે. તેથી બીજાનો શેતાનિયત અને અન્યાયનો દડ આપણને પણ ભોગવવો પડે છે રાજા પણ આ નિયમમા અપવાદ ન બની શક્યો ઘેર–ઘેર ફળી વળ્યો. પણ કોઈએ ઠડી રાત્રે ઠઠુરતા માણસના રક્ષણ કાજે દ્વાર ન ખોલ્યા તે ન જ ખોલ્યા ભોજનની તો વાત જ જૂદી હતી. છેવટે ગામનુ બીજુ નાકુ પણ આવી ગયુ રાજા હતાશ બની કોઈ વૃક્ષનુ શરણ લેવા માગતો હતો ત્યાજ કોઈ ટમટમતા દીપકે એને આકર્ષિત કર્યો રાજા ત્યા પહોચ્યો તો એને એક ઘરડો ખેડૂત ત્યા મળ્યો એણે ઊઠીને એનુ સ્વાગત કર્યુ રાજાએ પૂછ્યુ 'ગામમા ક્યાય મુસાફરખાનુ કે ધર્મશાળા છે? એક રાત પસાર કરવી છે.'

ખેડૂત બોલ્યો "આ ઘરજ ધર્મશાળા છે, ભાઈ આપણે સૌ મુસાફરો જ છીએ કોઈ સાથે બાધીને લાવ્યુ છે? અને જતી વેળા છાતીએ બાધીને શુ લઈ જવાના છે?" અને એણે તો રાજા માટે એક ખાટલો પાથરી દીધો રાજા ખાટલા પર બેઠો તો ખરો પણ હજુય એના દાત ઠડીને લીધે કચકચ થતા હતા. ખેડૂતે આ જોઈ એની પાસે જલતી સગડી મૂકી. એના વડે એને કાઈ ગરમી આવી ખેડૂતે પૂછ્યુ "ક્યાથી આવો છો, ભાઈ, અને આટલી રાતે ક્યા જાઓ છો?" રાજાએ કહ્યુ "હુ મુસાફર છુ મારે ગામ જઈ રહ્યો હતો પણ વરસાદ અને તોફાનમા ઘેરાઈ ગયો."

તમને કાંઈક દેવા ઈચ્છે છે" ખેડૂતે કહ્યું, "તમારી અમૃત–નજર જ મારા માટે બસ છે અને કાંઈક દેવા જ માગતા હો તો આ વર્ષ માટે બધા ખેડૂત ભાઈઓનો લાગ લેવો મુલત્વી રાખો, કારણ કે અતિવૃષ્ટિને લીધે લગભગ બધો જ પાક ધોવાઈ ગયો છે" રાજાએ કહ્યું "આ માટે તો મે પહેલા જ આજ્ઞા આપી દીધી છે તેથી તમે બીજુ કઈક માગો" ખેડૂતે કહ્યું. "ઠીક ત્યારે જે જે ખેડુતોના ખેતરોમા કૂવા નથી અને પાણીના અભાવે પ્રતિવર્ષ જેમનો ઊભો પાક નષ્ટ થઈ જાય છે, તે બધાના ખેતરોમાં રાજ્ય વતી એક–એક કૂવો ખોદાવી આપો" રાજાએ કહ્યુ "આ પણ મને મજૂર છે રાજનો ખજાનો તમારા સૌ ખેડુતોની ગાઢી કમાણીથી ભરાય છે. એની પાઈ–પાઈ ઉપર જનતાનો અધિકાર છે અને એમના હિત માટે એનો ઉપયોગ થવો જ જોઈએ પણ તમે તમારા માટે તો કઈક માગો" ખેડૂત બોલ્યો "આ બધામા હુ પણ આવી ગયો અને હુ વધુ ધન સગ્રહ કરીને પોતાના જ ભાઈઓ વચ્ચે ભેદની દીવાલ ઊભી કરવા ઇચ્છતો નથી સૌ સુખી હશે તો મારો વારો પણ એમા આવશે જ" આમ તમે જોયુ કે સૌના સુખમા પોતાનુ સુખ જોવાની કલ્પના જ વિરાટ બનીને વિશ્વપ્રેમનુ રૂપ લે છે. તમે તમારા પ્રેમને ક્ષુદ્ર ઘરમાથી કાઢી વિરાટ ભણી લઈ જાઓ ત્યારે જ એ (પ્રેમ) મગળપ્રદ બની શકે છે.



ખેડૂતે કહ્યું : ત્યારે ભૂખ લાગી હશે !" એણે બાજરીનો રોટલો અને છાશ એની આગળ ધર્યાં. રાજાએ એ સૂકા રોટલાને એટલા આનંદથી ખાધો-આરોગ્યો કે રાજમહેલના રસગુલ્લાં પણ એને ફિક્કાં લાગવા માંડ્યાં. કારણ એ સવારથી ભૂખ્યો હતો. થાક અને કસરતને લીધે એનું પેટ પણ કંઈક માગતું હતું.

પેટ માગે ત્યારે તમે એને સૂકો રોટલો આપો તોય એમાં એને સ્વાદ આવશે. પણ પેટ ભરેલું હોય તો પક્વાન ધરશો તોય એ ફિક્કાં લાગશે. આજે તો પેટ કચરાપેટીનો ભંડાર-ઓક્શન બની ગયું છે. જે આવે તે એમાં ભરું. ન ભક્ષ્યનો વિવેક છે કે ન અભક્ષ્યનો. ન સમયનો ખ્યાલ છે ન અસમયનો. પેટ માગતું નથી છતાં તમે એમાં પૂરે જાઓ છો. એટલા જ માટે સ્વાસ્થ્ય બગડતું હોય છે. આમ ખાવાનો કશો નિયમ પણ નથી. નિયત સમયે મર્યાદામાં રહી ખાશો તો એ સ્વાસ્થ્યપ્રદ બનશે અને સાચી ભૂખ હશે તો મિષ્ટાન્ન પણ યાદ આવશે નહીં. આનો તો અમને પોતાને અનુભવ છે. જ્યારે દસ માઈલનો વિહાર કરી લઈએ છીએ, થાક લાગે છે અને પેટ પણ કંઈક માગે છે ત્યારે ખેડૂતોના રોટલામાં જે આનંદ આવે છે જે તમારા મોહનથાળમાં પણ અમને આવતો નથી.

આ તો રાજાએ રોટલો અને છાશ ખાધાં. એનું હૈયું ખેડૂતને સો-સો આશીર્વાદ દેવા લાગ્યું. જમ્યા પછી થાકેલું શરીર ખાટલો-વિશ્રામ માગે છે અને ખેડૂતે રાજાને ખાટલો અને ધાબળો આપી દીધાં. રાજાએ આરામથી એના ઉપર લંબાવ્યું અને થોડીક જ વારમાં એ સ્વપ્નલોકમાં રમતો થઈ ગયો.

સવારે આંખ ખૂલી તો રાજા થાક વગર પોતાને સ્વસ્થ અનુભવ કરી રહ્યો હતો. ખેડૂતની આંખ ખૂલી અને દિવસના પ્રકાશમાં જ્યારે આગંતુકનો ચહેરો જોયો તો એ પોતાના અતિથિને ઓળખી ગયો : અરે ! આ તો આપણા રાજા છે. એણે નમસ્કાર કરતાં કહ્યું : માફ કરજો, તમારું પૂરું સ્વાગત હું કરી શક્યો નથી." રાજાએ કહ્યું : ના ના ખેડૂતદેવ, તમારા બાજરાના રોટલા અને છાશને તો હું કદી ભૂલી શકીશ નહીં. અને તમે માણસ સમજીને જ મારો આદરસત્કાર કર્યો તેથી હું માનું છું કે તમે માનવતાની કદર કરનાર લાગો છો. તમારા [illegible] મારું મન

તમને કાંઈક દેવા ઈચ્છે છે" ખેડૂતે કહ્યું, "તમારી અમૃત-નજર જ મારા માટે બસ છે અને કાંઈક દેવા જ માગતા હો તો આ વર્ષ માટે બધા ખેડૂત ભાઈઓનો લાગ લેવો મુલતવી રાખો, કારણ કે અતિવૃષ્ટિને લીધે લગભગ બધો જ પાક ધોવાઈ ગયો છે." રાજાએ કહ્યું "આ માટે તો મે પહેલા જ આજ્ઞા આપી દીધી છે તેથી તમે બીજુ કંઈક માગો" ખેડૂતે કહ્યું. "ઠીક ત્યારે જે જે ખેડૂતોના ખેતરોમાં કૂવા નથી અને પાણીના અભાવે પ્રતિવર્ષ જેમનો ઊભો પાક નષ્ટ થઈ જાય છે, તે બધાના ખેતરોમા રાજ્ય વતી એક-એક કૂવો ખોદાવી આપો" રાજાએ કહ્યુ "આ પણ મને મંજૂર છે રાજનો ખજાનો તમારા સૌ ખેડૂતોની ગાઢી કમાણીથી ભરાય છે એની પાઈ-પાઈ ઉપર જનતાનો અધિકાર છે અને એમના હિત માટે એનો ઉપયોગ થવો જ જોઈએ પણ તમે તમારા માટે તો કંઈક માગો." ખેડૂત બોલ્યો "આ બધામા હુ પણ આવી ગયો. અને હુ વધુ ધન સંગ્રહ કરીને પોતાના જ ભાઈઓ વચ્ચે ભેદની દીવાલ ઊભી કરવા ઈચ્છતો નથી સૌ સુખી હશે તો મારો વારો પણ એમા આવશે જ" આમ તમે જોયુ કે સૌના સુખમા પોતાનુ સુખ જોવાની કલ્પના જ વિરાટ બનીને વિશ્વપ્રેમનુ રૂપ લે છે તમે તમારા પ્રેમને ક્ષુદ્ર ઘરમાથી કાઢી વિરાટ ભણી લઈ જાઓ ત્યારે જ એ (પ્રેમ) મંગળપ્રદ બની શકે છે.



## ૯ જીવન-સૌરભ

આજનું પ્રવચન સુવાસિત-જીવન વિષય પર યોજાયું છે સુગંધમાં એક પ્રકારનું આકર્ષણ છે માનવ-મનમાં સુવાસ-સુગંધ તરફ ઊંડું આકર્ષણ છે ગુલાબમાં કાંટા છે છતાં પણ એની લોકપ્રિયતા જગ-જાહેર છે કારણ કે એમાં મધુર સુવાસ છે એટલા માટે જ તો દુનિયા કાંટામાં ફસાઈને પણ ગુલાબને લેવા દોડી જાય છે દુનિયા સુગંધ પ્રિય છે એટલા માટે તો તમે દૂધમાં પણ સેંટ જોઈએ છે સેંટ નાખ્યા પછી એનો સ્વાદ પણ બદલાઈ જાય છે તેથી તમે એનું નામ પણ બદલી નાખ્યું છે તમે એને દૂધ નહીં પણ દૂધ-કોલ્ડ્રીંક કહો છો. સુગંધે જ તો આ નામ ને કિંમત બન્ને બદલી નાખ્યા આ સુગંધ જ્યારે મિઠાઈમાં પણ નખાય છે ત્યારે એનો સ્વાદ વધી જાય છે

સ્વાગત-સમારોહમાં પણ સુગંધિત પદાર્થોનો ઉપયોગ કરવામાં આવે છે એક સજ્જન પોતાને ત્યાંના મંગળ પ્રસંગોમાં સમાજના ભાઈઓને પોતાને ઘેર નિમંત્રે છે અને ઇત્ર-પાન કરે છે અહીંની તો મને ખબર નથી અનુભવ પણ નથી પણ મધ્ય-ભારતમાં આ પરંપરા ઘણા વખતથી પ્રચલિત હતી અતિથિઓનું સ્વાગત ઇત્ર અને પાનથી કરવામાં આવતું હતું.

આજે તો યુગ પલટાયો છે પોશાક પણ બદલાયો છે તેમ સભ્યતા અને રીત રિવાજો પણ પરિવર્તન પામ્યાં છે આજે તો સ્વાગતમાં સર્વ પ્રથમ ચહાના પ્યાલા આવે છે મહેમાનોને બીજી કશી ચીજો ખવડાવવામાં આવે પણ સ્વાગતમાં ચહા ન આવી હો તો એ સ્વાગત અધૂરું જ લેખાશે. તમારા મહેમાનો પણ ભિન્નતા અનુભવશે. તેઓ તમને મોઢે કંઈ નહીં કહે પણ બીજાને તો જરૂર કહેવાના જ ફલાણાને ત્યાં ગયા પણ એણે તો ચહાનો એક પ્યાલો ય પાયો નહીં પરંતુ પ્રાચીન ભારતની પરંપરામાં

સ્વાગત-સભારંભોમાં સુગંધિત પદાર્થોનું મહત્ત્વપૂર્ણ સ્થાન હતું કારણ કે ખૂશબૂ-સુગંધને લીધે હૃદયમાં એક પ્રકારનો અનુભવ થાય છે

સુગંધ માનવને પ્રિય હોય એમાં શું આશ્ચર્ય ? આજે તો માનવ જ્ઞાન અને વિજ્ઞાનના ક્ષેત્રમાં ઘણો આગળ વધી ચૂક્યો છે પણ સભ્યતા અને સંસ્કૃતિથી દૂર વસતો પેલો ઝેરીલો ભયંકર-કાળ સાપ પણ સુવાસપ્રિય હોય છે એટલે જ તો એ ચંદનથી લપેટાયેલો રહે છે સાપ જેવું પ્રાણી પણ જ્યારે સુગંધને આટલો પ્યાર કરે છે ત્યારે માનવ કરે તો એમાં આશ્ચર્ય જેવું શું છે ?

કલ્પના કરો, એક આદમી બે શીશીઓ લઈ તમારી પાસે આવ્યો. એકમાં અત્તર ભર્યું છે અને બીજામાં ગટરનું ગંદુ પાણી આગંતુક વ્યક્તિ એ બન્ને શીશામાંથી એક તમને દેવા ચાહે છે તમે કઈ શીશી લેશો ? કહેવાની જરૂરત નથી કારણ કે તમારો હાથ તો પેલી અત્તરની શીશી તરફ જ આગળ વધશે આ પરથી એ નિશ્ચિત થાય છે કે તમે પણ સુગંધ પ્રત્યે આકર્ષણ ધરાવો જ છો સુગંધમય પદાર્થો અગર તમને પ્રિય છે તો જીવન-ક્ષેત્રમાં પણ તમને સુવાસિત જીવન પ્રિય હશે જ જેનું જીવન સુગંધમય છે, એને હજારો, લાખો વર્ષો વીતી ગયા પછી પણ લોકો ભૂલી શકતા નથી શ્રીરામનું જીવન સુવાસિત-જીવન હતું એનામાં સદાચાર અને મર્યાદાની સુગંધ ભરી પડેલી હતી જ્યારે રાવણનું જીવન ગંદકીથી ભરાયેલું હતું અસદાચારની દુર્ગંધે એના જીવનને ઇતિહાસમાં કલંકિત બનાવ્યું છે એટલે રાવણ તો લાખો વખત મર્યો છે પ્રતિવર્ષ દશેરા ઉપર મરે છે. એટલે એ ઓછામાં ઓછો ચોર્યાસી લાખ વાર જરૂર મર્યો છે આ એના જીવનની બુરાઈ-ગંદકી છે, જે કાળના લાંબા પ્રવાહ પછી પણ ધોવાઈ શકી નથી

કહેવાય છે કે રામને હાથે રાવણનું મૃત્યુ થયું પણ એ તો એના સ્થૂળ દેહનો અન્ત હતો એનો આત્મા તો ક્યારનોય મરી ચૂક્યો હતો. સાચું તો એ છે કે રાવણને રામે નહી પણ કામે (કામ-વાસનાએ) માર્યો હતો એની દુર્વાસના અને મનમાની ગંદકીએ જ એને મૃત્યુને ભેટાવ્યો હતો રાવણનો આત્મા જો મર્યો ન હોત અને એનામાં સદાચારની જ્યોતિ ઓલવાઈ ન હોત તો એક રામ તો શું પણ હજાર રામ પણ એ રાવણને મારી શકત નહી ખરું તો એના જીવનની વાસના જ એને ખાઈ ગઈ અને લાખો વર્ષો પછી પણ એની બદબૂ લોકોના મગજમાંથી ભૂસી શકાઈ નથી.

જીવનની આવી જ ગડી ઊડીને દુર્યોધન પણ સંસારથી વિદાય પામ્યો હતો. મહાભારતના યુદ્ધમાં એના નવ્વાણું ભાઈઓ અનંતકાળ માટે સૂઈ ગયા હતા. દુર્યોધનનો સાથળ ભીમની ગદાથી ભાંગી ચૂક્યો હતો. જીવનની છેલ્લી પળોમાં દુર્યોધનને જોઈ કૌરવ છાવણીમાં નીરવ-શાંતિ છવાઈ ગઈ હતી. સર્વત્ર ઊંડી નિરાશા વ્યાપી ગઈ હતી. દુર્યોધન પોતાના જીવનની મોટામાં મોટી પરાજય લઈને દુનિયાથી વિદાય થઈ રહ્યો હતો. તે જ વખતે એના બે-ચાર સાથીઓએ અશ્રુભરી આંખોએ કહ્યું – આ જીવન-દીવડો હવે વિરામ પામી રહ્યો છે અને તમારા જતાંની સાથે જ કૌરવકુળનો દીપક સદા માટે અસ્ત થઈ જશે. પણ આ શોકની કાળી રાત્રિએ તમારી કોઈ ઇચ્છા હોય તો કહો. અમારા સમ્રાટની છેલ્લી ઇચ્છાને પૂર્ણ કરીને અમે અમારા મનને સંતોષ આપી શકીશું.

દુર્યોધને જવાબ વાળ્યો: મારી બધી જ ઇચ્છાઓ માટીમાં મળી ગઈ. મારા નવ્વાણું ભાઈઓ યુદ્ધમાં ખપી ગયા અને મારું વિશાળ સૈનિકદળ પણ સમાપ્ત થઈ ગયું. કૌરવ-દળ વિનાશમય બની ગયું. હવે શું ઇચ્છા શેષ બાકી રહી ગઈ હોય! પણ હા, મનમાં એક કામના જરૂર સળગી રહી છે. જે દુશ્મનોએ સારાય કૌરવ-કુળને ઘાસની જેમ વાઢી નાખ્યું એ પાંડવપુત્રોના કપાયેલાં માથાં આ આંખોએ જોઈ લેત તો મરતી વેળાએ પણ મારી આંખો શીતળતા અનુભવત અને હું શાંતિથી છેલ્લો શ્વાસ લેત. પણ આ તો હવે કોરું સ્વપ્ન જ છે. જે આ જીવનમાં પૂરું ન કરી શક્યો એ મોતની આ ક્ષણોમાં શું પૂરું કરી શકીશ! અને ત્યારે જ અશ્વત્થામા આગળ આવ્યો. દુર્યોધનને કહ્યું: હું તૈયાર છું. હમણાં જ પાંડવ-પડાવમાં હું જાઉં છું અને મારી આ તલવાર વડે હાલ જ પાંડવોના માથાં કાપી તમારી સામે રજૂ કરીશ. યુદ્ધના મેદાનેથી પ્રાણ લઈને નાઠેલો ભાગેડુ વીર અશ્વત્થામા હવે કાયરની જેમ પાંડવના નિવાસમાં પ્રવેશે છે.

મોડી રાત સુધી વિજયોત્સવ મનાવી પાંડવ-દળ ગાઢ નિદ્રામાં સૂતેલું છે. દેવી દ્રૌપદી પણ પોતાના પાંચેય બાળકોને છાતીએ ચાંપી નિદ્રાધીન છે. કાયર અશ્વત્થામા ત્યાં જઈ પહોંચ્યો અને એક જ પ્રહારમાં એણે દ્રૌપદીના પાંચેય બેટાઓની જીવનલીલા સમાપ્ત કરી નાખી. એ નાનકડા પ્રાણો ચીખી ઊઠે ત્યાર પહેલાં તો અશ્વત્થામા પાંચેય મસ્તક લઈ ભાગી છૂટ્યો અને કૌરવ-દળના પડાવમાં, જ્યાં દુર્યોધન છેલ્લી ઘડીઓ ગણી રહ્યો હતો ત્યાં જઈ પહોંચ્યો. અશ્વત્થામા વિજયોલ્લાસમાં બોલી ઊઠ્યો: લ્યો સમ્રાટ

આ અશ્વત્થામા આપના દુશ્મનોના માથા કાપી લઈ આવ્યો છે મહાભારતના મેદાનમા મોટા-મોટા યોદ્ધા જે ન કરી શકયા તે આ સેવક કરીને આવ્યો છે"

આ શબ્દો કાને પડતાં જ દુર્યોધનની બિડાયેલી આંખો ખૂલી પાંડવોની જેવી આકૃતિના પાચ માથા જોઈ એની આંખોમા ચમક આવી ગઈ, જે એ બોલી રહી હતી કે મૃત્યુ મુખે પહોચતી વેળાએ પણ મે મારા દુશ્મનોને મારી નાખ્યા છે જીવનના છેલ્લા શ્વાસે પડ્યો છે દુનિયામાનુ એનું અસ્તિત્વ સમાપ્ત થવામા છે છતાય એનુ મન દુર્ગન્ધથી કેટલુ ભર્યું પડ્યું છે! એ અનાથ જીવન દરમિયાન દુર્ગંધ ફેકતુ રહ્યુ પણ મૃત્યુ સમીપ પહોચવા છતા દુર્યોધન બદલી શકયો નહી અને અતકાળે પણ દુર્ગંધની સાથે વિદાય થયો આજે હજારો વર્ષો વીતી ગયા છતાય એની એ દુર્ગંધ કાયમ રહી છે

દુર્યોધનના જીવનની દુર્ગંધ તમે જોઈ ગયા હવે દ્રૌપદીની સુગધ પણ જુઓ જ્યારે એના પાચેય બેટાના ગળે છરી ભોકાણી, ત્યારે એમની કરુણ ચિત્કારથી એની નિદ્રા ભગ થઈ ગઈ હતી આખની પ્રથમ દષ્ટિ એમની તરફ જતા જ એનુ હૃદય પી ખાઈ ગયુ પોતાના વહાલસોયા પુત્રના શરીરમાથી લોહીની ટશો ફૂટતી જોઈ કઈ માતાનુ દિલ નહી રોઈ ઊઠે? કોઈ માતાનુ એક જ સતાન મૃત્યુ પામે છે ત્યારે એ રોઈ-રોઈ સતાપ કરી-કરીને અડધી થઇ જાય છે ત્યારે જે માતાના પાચ-પાચ બેટા-સતાનો એકી સાથે હત્યાના ભોગ બને છે, ત્યારે એના દિલ ઉપર શા શા ઘા વાગ્યા હશે? કેટ-કેટલુ વીત્યુ હશે?

દ્રૌપદીની ચીસોથી સારાય પાડવ-દળમા તોફાન-હાહાકાર મચી ગયો. અર્જુન અને ભીમનો ક્રોધ ઊભરાઈ આવ્યો. કયા કયારે માસૂમ નાના બાળકોનુ ખૂન કર્યું? તેઓ દોડયા, ઝાડી-ઝાખરા ઓથે છુપાયેલા અશ્વત્થામાને પકડી પાડ્યો વાસુદેવ શ્રીકૃષ્ણ સામે એને રજૂ કર્યો એમણે કહ્યુ "મહાભારતના મેદાનથી પ્રાણને બચાવવા સારુ મો છુપાવી નાસી જનાર અશ્વત્થામાએ કાયરની જેમ સતાઈ બાળકોની હત્યા કરી છે" શ્રીકૃષ્ણે કહ્યુ. "દ્રૌપદીના હૃદયને અનત વેદનામા સતાપનાર આ કાયરને એની જ પાસે લઈ જાઓ, એ જ એને દડ દેશે"

દ્રૌપદી પાસે જ્યારે એને લઈ જવામા આવ્યો તો એને જોતા જ પુત્ર-વિયોગિની દ્રૌપદીની આખોથી અગારા વરસવા લાગ્યા. એણે કહ્યુ "જ્યા

સુધી આ દુષ્ટનું માથું વિખૂટું પાડી એની રક્તધારા વડે હું મારા વાળોનું સિંચન નહીં કરી લઉં ત્યાં સુધી મારો આત્મા સુખ નહીં પામી શકે. ભીમની ગદા અશ્વત્થામા ઉપર પડવાની જ હતી કે એટલામાં દ્રૌપદીની વિચારધારાએ પલટો ખાધો અને ભીમની ઉપડેલી ગદાને વચ્ચે જ રોકતાં એ બોલી : આ અભાગીને છોડી મૂકવામાં આવે. બેટાનું મૃત્યુ માને કેટલું પીડે છે એ આ પુત્ર-વિયોગિની દ્રૌપદીનું હૃદય સહી ચૂક્યું છે. આ પણ કોઈ માતાનો બેટો છે અને એના મોતના સમાચાર એના કાને પહોંચશે ત્યારે કેટલું રડશે એનું દિલ ! મહાભારતની રણજ્વાળામાં પતિ-વિયોગ તો એ પહેલાં જ સહી ચૂકી છે હવે વૃદ્ધાવસ્થામાં પુત્ર-વિહીન થતાં એનું દિલ કેટલું રડશે ! માના દિલનું દુઃખ એક મા જ જાણે છે માટે એને છોડી મૂકવામાં આવે.

આ છે દ્રૌપદીના જીવનની સૌરભ-સુગંધ, જે દુઃખની અસીમ-જ્વાળામાં પણ ઊભેલા દુશ્મનને ક્ષમા કરી શકી. જીવનની આ સુગંધે મહર્ષિ વ્યાસની કલમે મહાભારતના પાને એને અમર કરી દીધી.

સજ્જન વ્યક્તિ વિપત્તિની ભીષણ ક્ષણોમાં પણ પોતાની સજ્જનતાનો પરિત્યાગ કરતો નથી એ વાતને તમે જાણો છો. શીતનું એ પિંડ ભલે કર ગરમીનું આક્રમણ થતાં એ પોતે પીગળી જાય છે અને પાણીમાં રૂપાંતરિત થઈ જશે પણ પોતામાં ગરમીને પ્રવેશવા દેશે નહીં. બસ, સજ્જન પ્રકૃતિના પુરુષોનો આવો જ સ્વભાવ હોય છે. વિપત્તિના ભીષણ પ્રસંગોમાં સામાન્ય માનવી ક્રોધમાં જ્વાળામુખીની જેમ ફાટી પડે છે પણ સજ્જન મહાપુરુષ પોતે ઢળી જશે પણ ગરમી એમના દિલમાં પ્રવેશી શકશે નહીં.

પણ દુર્જન વ્યક્તિની વાત બીજી છે. સાધુ-પ્રકૃતિવાળો માણસ પોતાના પ્રાણઘાતી પર પણ ક્ષમાનો શીતળ છંટકાવ કરશે ત્યારે દુર્જન વ્યક્તિ પોતાના પ્રાણ-રક્ષક પર પણ વખત આવ્યે અગ્નિ જ વરસાવવાની કોશિશ કરશે. પ્રાકૃતના એક પ્રાચીન કવિએ દુષ્ટ પ્રકૃતિનું ચિત્ર બતાવતાં કહ્યું છે કે—

**डंसंति जाव कज्जं कय कज्जा दुज्जणाण दुम्मंति**
**के के कारिम भेदा हा हा निपिषा पुरिसा ॥**

માનવની દુષ્ટ પ્રકૃતિનું ચિત્રણ ઉપરની ગાથામાં આપવામાં આવ્યું છે. દુર્જન વ્યક્તિનો જ્યાં સુધી સ્વાર્થ સધાતો રહેશે ત્યાં સુધી એ તમારો

માહિતી મેળવવી એ એક ચીજ છે અને વસ્તુને ગ્રહણ કરવી તે બીજી ચીજ છે એક હીરાની કિમત જાણી લેવી તે સરળ છે, કિંતુ હીરાને ખરીદી લેવો તે કઠિન છે પાસે રૂપિયા હોય તો જ ખરીદી શકાય છે. ઈતિહાસ-લખવામા વાર લાગતી નથી પરંતુ ઈતિહાસ બનતા વાર લાગે છે એક લેખક ભગવાન મહાવીરનો ઈતિહાસ બે દિવસમા લખી શકે છે પરંતુ એ પતિત પાવન પુરુષોત્તમ ભગવાનનો ઈતિહાસ બનવામા કેટલો સમય લાગ્યો ? બાર-બાર વર્ષ સુધી કઠોર તપશ્ચર્યા કરી એ ભયાનક કષ્ટોને સહન કર્યા પછી જ તેઓ ભગવાન બની શકયા એની વાત સાભળતાની સાથે જ કાયરોનુ હૃદય થરથરી જાય છે. ત્યારે એ કથનીના નિર્માણમા કેટલી સાધના અને સયમની જરૂર પડી હશે ?

ચિત્તોડનો ઈતિહાસ લખવામા શુ વાર લાગવાની છે ? પરંતુ તેની રચનામા કેટલા સાહસ અને વીરતાની આવશ્યકતા પડી હશે, એ કોણ નથી જાણતુ, વારુ ? પેલી સુકુમાર રાણીઓ જેમના પગ તળે ફૂલોની પાદડીઓ રહેતી હતી તેઓ સતીત્વના રક્ષણ કાજે ધગધગતી ચિતામા કૂદી પડી કેટલું સાહસ હશે એમનામા ? હા, તો સાભળવા અને જાણવામા વાર લાગતી નથી પણ વાર તો ત્યા અને ત્યારે જ લાગે છે કે જ્યારે એ રસ્તે ચાલવાનો પ્રશ્ન આવે છે મુબઈનુ નામ સાભળી લેવા માત્રથી કે તમે એનો રસ્તો જાણી લેવા માત્રથી હુ કાઈ મુબઈ પહોચી ગયો નથી, એને સારુ થઈને તો ચાલવુ પડયુ, ભયકર ગરમી સહીને પણ ચાલવુ પડયુ રસ્તે પગસેવાના ટીપા ચાલી નીકળ્યા હતા ત્યારે જ તમારી મુબઈનગરીમા હુ પહોચી શકયો છુ.

જાણી લેવાથી અડધી સમસ્યાનો ઉકેલ આવે છે, પરંતુ મઝીલ સુધી તો આપણે ચાલવા માડીએ તો જ પહોચી શકીએ છીએ એટલે કહેવામા આવ્યુ છે કે

**ज्ञान क्रियाभ्यां मोक्ष ॥**

મોક્ષની મઝીલ સુધી પહોચવા માટે જ્ઞાન જોઈએ કે ક્રિયા ? માની લો જ્ઞાન વિના ચરિત્ર આવતુ નથી, અને કેવળ જ્ઞાન વિના મોક્ષ પ્રાપ્ત થઈ શકતો નથી પરંતુ યથાખ્યાત ચારિત્ર વિના કેવળજ્ઞાન થઈ શકતુ નથી. મોક્ષ માટે કેવળજ્ઞાન જરૂરી છે પરંતુ કેવળજ્ઞાન થયા પછી પણ જ્યા સુધી આત્મા સર્વ સવરૂપ સપૂર્ણ ચારિત્ર અને શૈલેશી અવસ્થા પ્રાપ્ત કરતો

નથી ત્યાં સુધી આત્મા મોક્ષ પ્રાપ્ત કરી શકતો નથી. મોક્ષનું સૌથી નિકટ વર્તી કારણ તે ચારિત્ર જ છે. ચારિત્ર વિના આનંદ પણ આવતો નથી. કલ્પના કરો એક માણસ પ્રીતિભોજનમાં ગયો. ભાણામાં પૂરીઓ આવી અને લાડુ પણ આવ્યા. તે લાડુ ખાવાને બદલે ખિસ્સામાં ભરવા લાગ્યા. હવે તમે જ બતાવો. શું એને લાડુ ખાવાનો આનંદ મળશે ખરો? લાડુને ખિસ્સામાં ભરવાથી નહિ ખાવાથી આનંદ આવે છે. તેવી જ રીતે કેવળ વસ્તુનું સ્વરૂપ જાણી લેવા માત્રથી નહિ પરંતુ એને જીવનમાં ઉતારવાથી આનંદ આવે છે.

તમે જે કંઈ સાંભળ્યું છે અને જે કંઈ જાણ્યું છે તેને તમે જીવનમાં ઉતારો. ચારિત્ર તરફ ભરવામાં આવેલાં પગલાં જ તમને તમારા શાશ્વત લક્ષ્ય સુધી પહોંચાડી શકશે.

ૐ શાંતિ શાંતિ

શ્રાવણ વદ ચૌદશ
વિક્રમ સંવત ૨૦૧૬

જૈન ધર્મ સ્થાનક
કાંદાવાડી મુંબઈ



આલોક ને પરલોકના સુખ જ્ઞાની દશા પર નિર્ભર છે.

પશુને આરામથી પેટ ભરાઈ જવાના સમયનું જ્ઞાન હોય છે જ્યારે મૂર્ખ મનુષ્યને પેટના પરિણામનું ભાન હોતું નથી.

આજનું વ્યાખ્યાન દર્શનવિશુદ્ધિ નામનું છે દર્શન-વિશુદ્ધિને સમજવા, પહેલા આપણે દર્શનને સમજવું પડે દર્શનનો એક અર્થ છે જોવું, જે સામાન્ય રીતે પ્રચલિત છે દર્શનનો એક અર્થ તાત્ત્વિક સિદ્ધાંત પણ છે અમુક ખાસ પ્રકારની વિચારધારા પણ આપણે ત્યા દર્શનના નામે ઓળખાય છે જેમ કે જૈનદર્શન, બૌદ્ધદર્શન, સાંખ્યદર્શન વગેરે દર્શનનો એક બીજો પણ અર્થ છે, જે શ્રદ્ધાના અર્થમા વપરાય છે તત્ત્વનો નિર્ણય એ પણ દર્શનની એક પરિભાષા છે આપણે અહી છેલ્લા અર્થમા દર્શનનો પ્રયોગ કરવાનો છે

જ્યા સુધી દર્શન પ્રાપ્ત થતુ નથી, ત્યા સુધી સત્યનુ દર્શન નથી થઈ શકતુ. વસ્તુને તેના સાચા સ્વરૂપમા જોવી તે શુદ્ધ દર્શન છે હેય (ત્યાજ્ય) વસ્તુને હેયરૂપે, જ્ઞેય (જાણવા યોગ્ય) ને જ્ઞેય અને ઉપાદેય (પ્રાપ્ત કરવા જેવી) ને ઉપાદેય તરીકે ઓળખવી તેનુ નામ દર્શન છે

સમ્યગ્દર્શન એક બીજ છે જે એક દિવસ ચારિત્રના વિશાળ વડલામા પલટાઈ જઈ, સસારના અનત અનત પ્રાણીઓને માટે શાંતિ આપનાર બને છે તે સાધનાના ભવ્ય મહેલનો પાયો છે પાયા વિના-મજબૂત પાયા વિના, રેતી ઉપર ચણાયેલો મહેલ કેટલો વખત ટકી શકે? અતરમા જ્યા સુધી સમ્યક્ત્વનો પ્રકાશ પ્રાપ્ત નથી થતો, ત્યા સુધી, કેવળ ઉપરના ક્રિયા-કાંડો, આત્માને ભવપરપરાના ચક્કરમાથી મુક્ત કરી શકતા નથી ભલે તેનાથી સ્વર્ગના મહાન સુખો મળે પણ જન્મમરણના ફેરા જરા પણ ઘટતા નથી

સમ્યગ્દર્શનના અભાવે કરવામાં આવતી સાધનાની કિંમત, એકડા-

વિનાનાં મીંડાં જેટલી છે. જો પહેલાં એકડો હોય અને પછી મીંડાં ચડાવતાં જાઓ, તો દરેક મીંડું તેની કિંમત દસગણી વધતી જાય છે. જેટલાં મીંડાં વધારતાં જાઓ તેટલા દરેક વખતે તેની કિંમત દસ દસગણી વધતી જશે. પરંતુ જો એકડો કાઢી નાખવામાં આવે, તો પછી તે મીંડાની શી કિંમત રહેશે ! એ જ રીતે સાધનાને માટે સમ્યક્ત્વ એકડાનું કામ કરે છે.

સમ્યગ્દર્શનની આ વિશાળ ગુણગાથાની પાછળ એક રહસ્ય છે. તે આપણને નવી દૃષ્ટિ આપે છે. તેની પ્રાપ્તિ પછી જીવન અને જગતને જોવાની રીત બદલાઈ જાય છે. તમે તમારા મિત્રને ત્યાં ગયા અને તેના ઘરમાં એક સોનાની વીંટી પડેલી જોઈ. તમારા ગયા પછી કોઈ બીજો માણસ આવ્યો અને તેણે પણ જોઈ. જોઈ બન્નેએ પણ બન્નેના જોવામાં ફેર છે. એક મિત્રની દૃષ્ટિએ જુએ છે અને બીજો ચોરની દૃષ્ટિએ. તમે જોઈ તો તમને વિચાર થયો કે તમારો મિત્ર ભૂલી ગયો છે. તેણે ભૂલ કરી છે. સોનાની વસ્તુ આમ રખડતી ન રાખવી જોઈએ. એ આવે તો હું તેને વાત કરું. બીજા જે ભાઈ આવેલા છે તે બીજો જ વિચાર કરે છે. તે વિચારે છે કે જો આ જરા ખસી જાય તો હું વીંટી હાથ કરી લઉં.

સમ્યગ્દર્શન સંસારને જોવાની દૃષ્ટિ આપે છે. તે સંસારના સર્વ જીવો પ્રત્યે મિત્ર દૃષ્ટિ આપે છે. તેમાં વિકારી ભાવનાનો નાશ થઈ અવિકારની દૃષ્ટિ આવે છે. વિશ્વના પ્રાણીમાત્ર પ્રત્યે તેના હૃદયમાં સમભાવની ધારા પ્રગટ થાય છે. સાથે જ તેનામાં અનાસક્તિભાવ પણ પ્રગટે છે. જેથી તે સંસારની વાસનાઓનો હૃદયમાં પ્રવેશ થવા દેતો નથી. વહાણ પાણીમાં ચાલે છે. તેની ચારે તરફ પાણી હોય છે. તેનો અડધો ભાગ પાણીની અંદર હોય છે. તેની નીચે અથાગ પાણી છે છતાં તે ડૂબતું નથી. કારણ કે તે પાણીને તેની અંદર પેસવા દેતું નથી. તેમ, સમ્યક્ત્વી પણ સંસારની અંદર રહે છે. તેની ચારે તરફ વાસનાનો સાગર છે. ઈર્ષ્યા અને દ્વેષના મગરમચ્છો ફરતા હોય છે છતાં તે તેમાં ડૂબતો નથી. કેમકે તેને તરવાની કળા આવડે છે.

કુશળ તારો તળાવ અને સમુદ્રમાં તરે છે. ઊંડે સુધી ડૂબકી મારે છે. કિનારે ઊભેલ વ્યક્તિને ચિંતા થાય છે કે આ તો ઊંડે નીચે ગયો. ઉપર આવી શકશે કે નહિ ? પણ થોડી જ વારમાં તરનારો ઉપર આવી જાય છે. સમ્યગ્દર્શનવાળો આત્મા સંસાર સમુદ્રના ઊંડાણમાં ડૂબકી મારે છે છતાં તે ડૂબતો નથી. કારણ કે સંસારની વાસનાને તે અંતરમાં પ્રવેશ કરવા દેતો નથી.

આવી અનાસક્તિ પ્રાપ્ત કરવા માટે અંતરમાથી મોહની ભાવના દૂર થવી જોઈએ જ્યા સુધી મોહની ભાવના છે ત્યા સુધી સંસારની ભાવના મીઠી લાગશેજ લીબડો કડવો હોય છે પરંતુ જેને સાપ કરડ્યો હોય અને જેના શરીરમા તેનુ ઝેર ફેલાયેલુ હોય, તેને કડવા લીબડાના પાન પણ મીઠા લાગે છે પણ ઝેર ઊતરી જતાં લીબડાનો કડવો સ્વાદ જણાઈ આવે છે. એ પ્રમાણે જ્યા સુધી આત્મામા મિથ્યાત્વનુ ઝેર ફેલાયેલુ હોય છે ત્યા સુધી ભૌતિક પદાર્થોમા મીઠાશનો અનુભવ થતો રહે છે અધ્યાત્મનુ અમૃત પણ તેને અપ્રિય લાગે છે મોહનીય કર્મની સ્થિતિ સિત્તેર ક્રોડાક્રોડીથી સાગરો પમની છે તેમાથી અગનોતેર ક્રોડાક્રોડીથી પણ કાઈ વધુ ક્ષય થાય છે ત્યારે તો આત્મામા **ણમો અરિહંતાણ** કહેવાની ભાવના જાગૃત થાય છે

## સમ્યકત્વપ્રાપ્તિનો ક્રમ

હવે આપણે જરા સમ્યકત્વપ્રાપ્તિના ક્રમ ઉપર વિચાર કરીએ જેવી રીતે નદીના પાણીમા પડેલો પથ્થર, નદીના પાણી વડે અથડાઈ, ઘસાઈને, સ્વાભાવિક રીતે, ગોળ બની જાય છે, તેવી રીતે આત્મા, સંસારની ઠોકરો ખાઈને અકામ-નિર્જરા દ્વારા, કર્મબંધનથી હળવો બને છે, ત્યારે રાગ-દ્વેષની ગ્રંથિને ભેદીને, સમ્યકત્વની અભિમુખ બને છે ત્યાર પછી, તેની આંતર-ઉત્ક્રાંતિ ચાલુ રહે છે પરિણામોની વિશુદ્ધિ દ્વારા દર્શન સપ્તકનુ ઉપશમન, ક્ષય અથવા ક્ષયોપશમ કરે છે ત્યારેજ આત્મા સમ્યકત્વના અસીમ પ્રકાશનો અનુભવ કરે છે

આ હુ એકી સાથે કહી ગયો છુ પણ તે વધારે વિવેચન માગે છે તમારા મનમા થશે કે દર્શનસપ્તક શુ છે, તેનુ ઉપશમન કેવી રીતે કરી શકાય છે. ક્ષય અને ઉપશમ શું છે?

**૧ અનંતાનુબંધી ક્રોધ** **૨ અનંતાનુબંધી માન**
**૩. અનંતાનુબંધી માયા** **૪ અનંતાનુબંધી લોભ**
**૫ મિથ્યાત્વ મોહનીય** **૬ મિશ્ર મોહનીય** અને
**૭. સમ્યકત્વ મોહનીય**

આ સાત દર્શન-સપ્તક કહેવાય છે અનંતાનુબંધી ચતુષ્ટય ઉપર તો તમે સાભળી ચૂકયા છો કષાયવિજય સંબંધી બોલતી વખતે તેના ઉપર હુ પૂરતુ કહી ચૂક્યો છુ મિથ્યાત્વીના સંબંધમા, આચાર્યોએ પૂરતુ વિવેચન કર્યું છે

વિનાનાં મીંડાં જેટલી છે. જો પહેલાં એકડો હોય અને પછી મીંડાં મૂકતાં જાઓ, તો દરેક મીંડે તેની કિંમત દસગણી વધતી જાય છે. જેટલાં મીંડાં વધારતાં જાઓ તેટલા દરેક વખતે તેની કિંમત દસ દસગણી વધતી જશે. પરંતુ જો એકડો કાઢી નાખવામાં આવે, તો પછી તે મીંડાની શી કિંમત રહેશે ! એ જ રીતે સાધનાને માટે સમ્યક્ત્વ એકડાનું કામ કરે છે.

સમ્યગ્જ્ઞાનની આ વિશાળ ગુણગાથાની પાછળ એક રહસ્ય છે. તે આપણને નવી દૃષ્ટિ આપે છે. તેની પ્રાપ્તિ પછી જીવન અને જગતને જોવાની રીત બદલાઈ જાય છે. તમે તમારા મિત્રને ત્યાં ગયા અને તેના ઘરમાં એક સોનાની વીંટી પડેલી જોઈ. તમારા ગયા પછી કોઈ બીજો માણસ આવ્યો અને તેણે પણ જોઈ. જોઈ બન્નેએ પણ બન્નેના જોવામાં ફેર છે. એક મિત્રની દૃષ્ટિએ જુએ છે અને બીજો ચોરની દૃષ્ટિએ. તમે જોઈ તો તમને વિચાર થયો કે તમારો મિત્ર ભૂલી ગયો છે. તેણે ભૂલ કરી છે. સોનાની વસ્તુ આમ રખડતી ન રાખવી જોઈએ. એ આવે તો હું તેને વાત કરું. બીજા જે ભાઈ આવેલા છે તે બીજો જ વિચાર કરે છે. તે વિચારે છે કે જો આ જરા ખસી જાય તો હું વીંટી હાથ કરી લઉં.

સમ્યગ્જ્ઞાન સંસારને જોવાની દૃષ્ટિ આપે છે. તે સંસારના સર્વ જીવો પ્રત્યે મિત્રદૃષ્ટિ આપે છે. તેમાં વિકારી ભાવનાનો નાશ થઈ અધિકારની દૃષ્ટિ આવે છે. વિશ્વના પ્રાણીમાત્ર પ્રત્યે તેના હૃદયમાં સમભાવની ધારા પ્રગટ થાય છે. સાથે જ તેનામાં અનાસક્તિભાવ પણ પ્રગટે છે. જેથી તે સંસારની વાસનાઓનો હૃદયમાં પ્રવેશ થવા દેતો નથી. વહાણ પાણીમાં ચાલે છે. તેની ચારે તરફ પાણી હોય છે. તેનો અડધો ભાગ પાણીની અંદર હોય છે. તેની નીચે અગાધ પાણી છે છતાં તે ડૂબતું નથી. કારણ કે તે પાણીને તેની અંદર પેસવા દેતું નથી. તેમ, સમ્યક્ત્વી પણ સંસારની અંદર રહે છે. તેની ચારે તરફ વાસનાનો સાગર છે. ઉર્મિઓ અને દ્વેષના મગરમચ્છો ફરતા હોય છે છતાં તે તેમાં ડૂબતો નથી. કેમ કે તેને તરવાની કળા આવડે છે.

કુશળ તારો તળાવ અને સમુદ્રમાં તરે છે. ઊંડે સુધી ડૂબકી મારે છે. કિનારે ઊભેલ વ્યક્તિને ચિંતા થાય છે કે આ તો ઊંડે નીચે ગયો. ઉપર આવી શકશે કે નહિ ! પણ થોડી જ વારમાં તરનારો ઉપર આવી જાય છે. સમ્યગ્જ્ઞાનવાળો આત્મા સંસાર સમુદ્રના ઊંડાણમાં ડૂબકી મારે છે છતાં તે ડૂબતો નથી. કારણ કે સંસારની વાસનાને તે અંતરમાં પ્રવેશ કરવા દેતો નથી.

આવી અનાસક્તિ પ્રાપ્ત કરવા માટે અંતરમાંથી મોહની ભાવના દૂર થવી જોઈએ જ્યાં સુધી મોહની ભાવના છે ત્યાં સુધી સંસારની ભાવના મીઠી લાગશેજ લીંબડો કડવો હોય છે પરંતુ જેને સાપ કરડ્યો હોય અને જેના શરીરમાં તેનું ઝેર ફેલાયેલું હોય, તેને કડવા લીંબડાના પાન પણ મીઠા લાગે છે પણ ઝેર ઊતરી જતા લીંબડાનો કડવો સ્વાદ જણાઈ આવે છે. એ પ્રમાણે જ્યાં સુધી આત્મામાં મિથ્યાત્વનું ઝેર ફેલાયેલું હોય છે ત્યાં સુધી ભૌતિક પદાર્થોમાં મીઠાશનો અનુભવ થતો રહે છે અધ્યાત્મનું અમૃત પણ તેને અપ્રિય લાગે છે મોહનીય કર્મની સ્થિતિ સિત્તેર કોડાકોડીથી સાગરોપમની છે તેમાંથી અગનોતેર કોડાકોડીથી પણ કાંઈ વધુ ક્ષય થાય છે ત્યારે તો આત્મામાં **णमो अरिहंताण** કહેવાની ભાવના જાગૃત થાય છે

## સમ્યક્ત્વપ્રાપ્તિનો ક્રમ

હવે આપણે જરા સમ્યક્ત્વપ્રાપ્તિના ક્રમ ઉપર વિચાર કરીએ જેવી રીતે નદીના પાણીમાં પડેલો પથ્થર, નદીના પાણી વડે અથડાઈ, ઘસાઈને, સ્વાભાવિક રીતે, ગોળ બની જાય છે, તેવી રીતે આત્મા, સંસારની ઠોકરો ખાઈને અકામ-નિર્જરા દ્વારા, કર્મબંધનથી હળવો બને છે, ત્યારે રાગ-દ્વેષની ગ્રંથિને ભેદીને, સમ્યક્ત્વની અભિમુખ બને છે ત્યાર પછી, તેની આંતર-ઉત્ક્રાંતિ ચાલુ રહે છે પરિણામોની વિશુદ્ધિ દ્વારા દર્શન સપ્તકનું ઉપશમન, ક્ષય અથવા ક્ષયોપશમ કરે છે ત્યારે જ આત્મા સમ્યક્ત્વના અસીમ પ્રકાશનો અનુભવ કરે છે

આ હું એકી સાથે કહી ગયો છું પણ તે વધારે વિવેચન માગે છે તમારા મનમાં થશે કે દર્શનસપ્તક શું છે, તેનું ઉપશમન કેવી રીતે કરી શકાય છે ક્ષય અને ઉપશમ શું છે?

**૧ અનંતાનુબંધી ક્રોધ** **૨ અનંતાનુબંધી માન**
**૩. અનંતાનુબંધી માયા** **૪ અનંતાનુબંધી લોભ**
**૫ મિથ્યાત્વ મોહનીય** **૬ મિશ્ર મોહનીય** અને
**૭. સમ્યક્ત્વ મોહનીય**

આ સાત દર્શન-સપ્તક કહેવાય છે અનંતાનુબંધી ચતુષ્ટય ઉપર તો તમે સાંભળી ચૂક્યા છો કષાયવિજય સંબંધી બોલતી વખતે તેના ઉપર હું પૂરતુ કહી ચૂક્યો છું મિથ્યાત્વીના સંબંધમાં, આચાર્યોએ પૂરતુ વિવેચન કર્યું છે

જીવનની એ અંધારઘેરી રાત્રિ જેમાં આપણે હિતનો અને અહિતનો વિવેક ખોઈ બેઠા હોઈએ જ્યારે આપણને સત્યમાં અસત્યની ભ્રમણા દેખાતી હોય અને અસત્યની આપણે સત્યરૂપે પૂજા કરતા હોઈએ છીએ તેને આગમની ભાષામાં મિથ્યાત્વ કહેવામાં આવે છે. જ્યારે આપણે સ્વાર્થ અને સત્ય બન્નેને સમાન મહત્ત્વ આપીએ ત્યારે તે અસત્યથી આવૃત્ત દૃષ્ટિ મિશ્ર-દૃષ્ટિ કહેવાય છે. જો કે તેણે સત્યનું દર્શન કર્યું છે પણ સ્વાર્થે તેનો પીછો છોડ્યો નથી. આવે વખતે તે સત્યનાં ગીત ગાય છે અને જીવનની એકાંત પળોમાં અસત્યની પૂજા કરે છે. આ અસત્યનાં બે ટીપાં સત્યના દૂધને ઝેરમય બનાવે છે.

ત્રીજું છે સમ્યક્ત્વ મોહનીય. તેમાં આત્માની સ્થિતિ એવી છે કે ત્યાં મિથ્યાત્વની રાત્રિ વીતી ગઈ છે જીવનપ્રભાતમાં સત્યની લાલિમા દેખાઈ રહી છે ત્યાં હજુ મિથ્યાત્વની રાત્રિ પૂરી વીતી ગઈ નથી. હજુ થોડોક અંધકારપટ બાકી છે. આ સ્થિતિમાં મિથ્યાત્વનો રસોદય સમાપ્ત થઈ જાય છે પણ પ્રદેશોદય બાકી રહે છે.

જ્યારે આત્મા દર્શન સપ્તકનો પૂર્ણપણે ક્ષય કરી નાખે છે ત્યારે તે ક્ષાયિક સમ્યક્ત્વ કહેવાય છે. પણ જ્યારે મિથ્યાત્વની માટીને વશ નથી કરી શકતો ત્યારે તે તેને દબાવી દે છે. જેવી રીતે ફટકડી પાણીમાં નાખવાથી પાણીનો કચરો છૂટો પડી નીચે બેસી જાય અને પાણી ચોખ્ખું થઈ જાય છે પણ તેમાં મેલ દૂર થયો નથી. જો કદાચ તેને ડહોળવામાં આવે તો પાછો કચરો ઉપર પાણીમાં આવી જઈ શકે છે. ક્ષયોપશમિક સમ્યક્ત્વમાં આત્મા દર્શન સપ્તકનો કેટલોક અંશે ક્ષય અને કેટલોક અંશે ઉપશમન કરે છે. તેમાં પૂરો ક્ષય કે પૂરું ઉપશમન નથી હોતું. એટલે તેમાં પહેલાં બે (ક્ષાયિક અને ઉપશાન્ત) જેટલી વિશુદ્ધિ નથી.

આ અંતરની ક્રાંતિ તેના જીવનમાં બહુ મોટો ફેરફાર લાવે છે. હવે તે સત્યનો દ્રષ્ટા છે અને મુક્તિમાર્ગનો યાત્રી છે. તેનું લક્ષ્ય પણ બદલાઈ જાય છે. સ્વપરિણતિમાં સ્થિત થવું એ જ તેનું ધ્યેય બને છે. દુનિયાના ભૌતિક પદાર્થોની લિપ્સા તેના મનને બાંધી રાખી શકતી નથી. એનો અર્થ એવો નથી કે સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી આત્મા ચારિત્ર સ્વીકાર કરી લે છે. પણ એ સમયે તેને ચારિત્ર પ્રત્યે અનુરાગ અવશ્ય પેદા થાય છે.

સમ્યક્ત્વ દૃષ્ટિ પ્રાપ્ત થયા પછી, આત્મામાં એવું પરિવર્તન જરૂર આવે છે કે તે સત્ અને અસત્નાં સ્વરૂપને સમજે છે. આ સ્વરૂપ સમજ્યાં

એ પણ ઘણો મોટો લાભ છે કારણ કે તે સમજ્યા પછી પરવસ્તુ પ્રત્યેની આસક્તિ નાશ પામે છે તે જીવનના દરેક ક્ષેત્રમા અનાસક્ત રહેશે માતપિતા, જે સ્નેહથી પુત્રનુ પાલન કરે છે, તે જ સ્નેહ પુત્રને પણ મળે છે દીકરીના માથાનુ દર્દ, માતાના માથાનુ દર્દ બની જાય છે તે પોતે ભૂખી રહી શકશે પણ પોતાની પુત્રીના આસુ નહિ જોઈ શકે, આટલુ વાત્સલ્ય રાખવા છતા પણ, તે જાણે છે કે દીકરી પારકા ઘરની વસ્તી છે એક દિવસ, તેને બીજાના ઘેર જવાનુ છે આવી જ વાત સમ્યકત્વી જીવની છે તે સસારની બધી ક્રિયાઓ કરે છે બીજાઓનુ રક્ષણ પણ કરે છે કેમકે તે જવાબદારી લઈને બેઠો છે છતા તે જાણે છે કે આ બધુ મારુ નથી

સ્વરૂપના ભેદનુ વિજ્ઞાન, મનની સકલ્પ–વિકલ્પાત્મક સ્થિતિનો અત લાવે છે કારણ કે જ્યારે તે હૃદયથી એક વાર પણ વસ્તુને પરવસ્તુ તરીકે જાણે છે, ત્યારે, પછી તેના સયોગ કે વિયોગથી, તેને હર્ષ કે શોક–બન્ને-માથી કાઈ પણ થતુ નથી તે જાણે છે કે જે આવ્યુ છે તે મારુ નથી એટલે તેનો હર્ષ કેવો ? તેમ જ જે ગયુ છે તે મારુ નહોતુ એટલે તેનો શોક પણ શા માટે ? એ મારુ હતુ જ ક્યારે ? દુનિયાના હર્ષ અને વિષાદ તેના હૃદય ઉપર અસર કરતા નથી કારણ કે તે દુનિયાને એક રગમચ (Stage) માને છે રોજબરોજની ઘટનાઓ એ નાટકના દશ્ય છે તેમા કોઈ વખત સારા તો કોઈ વખત નઠારા દશ્યો જોવામા આવે છે

નાટકમા જય અને પરાજય બન્ને મળે છે પણ નાટકના પાત્રોને તેનો હર્ષ કે શોક હોતો નથી રાવણનો પાઠ કરનારના હાથમાથી આખી લકાનુ સામ્રાજ્ય જતુ રહે છે, છતા તેને લેશમાત્ર પણ શોક થતો નથી પરતુ જો કદાચ તેના ખીસામાથી દસ રૂપિયાની નોટ પડી જાય તો તે ચિતાતુર બની જશે સામ્રાજ્ય ગયુ ત્યારે ન રોનાર, દસ રૂપિયાની નોટ માટે કેમ રડે છે ? કારણ કે તે જાણે છે કે નાટકનુ રાજ્ય, તે સાચુ રાજ્ય નહોતુ તેનો મુગટ તો બે કલાક પછી ઊતરી જ જવાનો હતો પણ દસ રૂપિયાની નોટ તો સાચી હતી અને તેનુ થયેલુ નુકસાન પણ પોતાનુ હતુ

તમે પણ આવી દષ્ટિ મેળવો દુનિયાને નાટકના દશ્યો માની લો અને તમે પ્રેક્ષક બની જાવ પછી તે નાટક તમને વિચલિત નહિ કરી શકે નટે બે ઘડીના રાજ્યને જૂઠુ માન્યુ, એટલા માટે તેને તે જવાથી કાઈ દુખ થતુ નથી પણ દસ રૂપિયા જવાથી દુ ખ થયુ કેમકે તે તેણે સાચા માન્યા હતા આ મિથ્યા જ્ઞાન જ દુ ખનુ કારણ છે એ નાટકનુ રાજ્ય સાચુ

છે અને જાય છે છતાં પણ તેને લાખોના આવવાથી હર્ષ થતો નથી કે લાખોના જવાથી શોક થતો નથી કેમકે તેની દષ્ટિ દી છે જો કે શેઠ પોતાની પાસે કાંઈ પણ નથી રાખતા અને દસ રૂપિયા પણ જોઈએ તો મેનેજર પાસે માગવા પડે છે પરંતુ સાંજના હિસાબમા એક નવો પૈસો પણ ઘટ્યો તો શેઠના મગજમા ચિંતા થાય છે. એટલા માટે હું કહું છું કે એવી દષ્ટિ કેળવો

## દૃષ્ટિભેદ

સમ્યક્ત્વી અને મિથ્યાત્વી બન્ને ઘટને ઘટ અને પટને પટ રૂપે માને છે. સમ્યક્ત્વી, ગાય ને ગાય અને ઘોડાને ઘોડા કહે છે તો તેજ પ્રમાણે મિથ્યાત્વી પણ કહે છે તે કાંઈ ગાયને ઘોડો કે ઘોડાને ગાય કહેતો નથી પછી બન્નેમા ફેર શો છે ? તેના જવાબમા કહેવુ પડશે કે બહારથી બન્નેની દૃષ્ટિ એક છે પરંતુ માત્ર જોવું એજ.પ્રગ્તુ નથી તેની પાછળ જે દૃષ્ટિભેદ છે, એજ સમ્યક્ત્વી અને મિથ્યાત્વીની વચ્ચે ભેદ પાડે છે, એક સૌંદર્યવતી નારીને કામુકની આંખો પણ જુએ છે અને સંતની આંખો પણ જુએ છે પણ તે બન્નેની દૃષ્ટિમા ઘણો મોટો ફરક છે. એકની આંખોમા વિકાર ભર્યો હોય છે, તો બીજાની દૃષ્ટિ તેમા પૂર્વજીવનના સંચિત પુણ્યનું ફળ જુએ છે હીરાને એક ગામડીયો પણ જુએ છે અને એક ઝવેરી પણ જુએ છે ઝવેરીની આંખો પચાસ હજારની કિંમતનો હીરો જુએ છે, ત્યારે તેને જ, ગામડીયો એક ચળકતો પથ્થર સમજીને જુએ છે

આટલી ભૂમિકા સમજ્યા પછી આપણે મૂળ પ્રશ્ન ઉપર આવીએ મિથ્યાત્વી ગાયને ગાય કહે છે ઘોડો નહિ તે માત્ર ગાયનું વર્તમાન સ્વરૂપ જ જુએ છે જ્યારે સમ્યક્ત્વી ગાયને જુએ છે તો તે કહે છે કે આ એક માત્ર આત્માનો પર્યાય છે એના અનંત જન્મો થઈ ચૂક્યા છે અને અનંત ભવિષ્યમા પણ તે કાયમ રહેશે ગાયરૂપ પર્યાય રહે કે ન રહે, પણ આત્મ-દ્રવ્ય શાશ્વત છે અને તે આ ગાયમા આત્મતત્ત્વનું દર્શન કરે છે આવો આત્મા, એક દિવસ આત્માની તમામ વિભાવ-દશાઓને છોડીને સ્વભાવસ્થિત થઈ મુક્તિપદ મેળવી શકે છે આ છે સમ્યગ્દર્શનસંપન્ન આત્માની દૃષ્ટિ જ્યારે મિથ્યાદર્શનશીલ વ્યક્તિ, ગાયને માત્ર એક પશુ તરીકે જ જુએ છે

વાદી અને પ્રતિવાદીના વકીલો કાયદાના એકજ પુસ્તકો વાંચે છે અને એ જ કાયદાના પુસ્તકોના આધારે એક આરોપીને છોડાવવાનો પ્રયત્ન કરે

જીવનની એ અંધારઘેરી રાત્રિ, જેમાં આપણે હિતનો અને અહિતનો વિવેક ખોઈ બેઠા હોઈએ ત્યારે આપણને સત્યમાં અસત્યની છાયા દેખાતી હોય અને અસત્યની આપણે સત્યરૂપે પૂજા કરતા હોઈએ છીએ તેને આગમની ભાષામાં મિથ્યાત્વ કહેવામાં આવે છે જ્યારે આપણે સ્વાર્થ અને સત્ય બન્નેને સમાન મહત્ત્વ આપીએ ત્યારે તે અસત્યથી આવૃત્ત દૃષ્ટિ મિશ્ર-દૃષ્ટિ કહેવાય છે જો કે તેણે સત્યનું દર્શન કર્યું છે પણ સ્વાર્થે તેનો પીછો છોડ્યો નથી. આવે વખતે તે સત્યનાં ગીત ગાય છે અને જીવનની અંગત પળોમાં અસત્યની પૂજા કરે છે આ અસત્યનાં બે ટીપાં સત્યના દૂધને ઝેરમય બનાવે છે

ત્રીજું છે સમ્યક્ત્વ મોહનીય. તેમાં આત્માની સ્થિતિ એવી છે કે જેમાં મિથ્યાત્વની રાત્રિ વીતી ગઈ છે જીવનપ્રભાતમાં સત્યની લાલિમા દેખાઈ રહી છે છતાં હજુ મિથ્યાત્વની રાત્રિ પૂરી વીતી ગઈ નથી. હજુ થોડોક અંધકારપટ બાકી છે આ સ્થિતિમાં મિથ્યાત્વનો રસોદય સમાપ્ત થઈ ગયો છે પણ પ્રદેશોદય બાકી રહે છે

જ્યારે આત્મા દર્શન સપ્તકનો પૂર્ણપણે ક્ષય કરી નાખે છે ત્યારે તે ક્ષાયિક સમ્યક્ત્વ કહેવાય છે પણ જ્યારે મિથ્યાત્વની માટીને વશ નથી કરી શકતો ત્યારે તે તેને દબાવી દે છે જેવી રીતે ફટકડી પાણીમાં નાખવાથી પાણીમાંનો કચરો છૂટો પડી નીચે બેસી જાય છે અને પાણી ચોખ્ખું થઈ જાય છે પણ તેમાં મેલ દૂર થયો નથી જો કદાચ તેને હલાવવામાં આવે તો પાછો કચરો ઉપર પાણીમાં આવી જઈ શકે છે ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં આત્મા દર્શન સપ્તકનો કેટલેક અંશે ક્ષય અને કેટલેક અંશે ઉપશમન કરે છે તેમાં પૂરો ક્ષય કે પૂરું ઉપશમન નથી હોતું એટલે તેમાં પહેલાં બે (ક્ષાયિક અને ઉપશમ) જેટલી વિશુદ્ધિ નથી.

આ અંતરની ક્રાંતિ તેના જીવનમાં બહુ મોટો ફેરફાર લાવે છે હવે તે સત્યનો દ્રષ્ટા છે અને મુક્તિમાર્ગનો યાત્રી છે તેનું લક્ષ્ય પણ બદલાઈ જાય છે સ્વ-સ્વરૂપમાં સ્થિર થવું એ જ તેનું ધ્યેય બને છે દુનિયાના ભૌતિક પદાર્થોની લિપ્સા તેના મનને બાંધી રાખી શકતી નથી. એનો અર્થ એવો નથી કે સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી આત્મા ચારિત્ર સ્વીકાર કરી લે છે કિન્તુ એ સમયે તેને ચારિત્ર પ્રત્યે અનુરાગ અવશ્ય પેદા થાય છે

સમ્યક્ત્વ દૃષ્ટિ પ્રાપ્ત થયા પછી, આત્મામાં એટલું પરિવર્તન જરૂર આવે છે કે તે સ્વ અને પર-નાં રહસ્યને સમજે છે આ રહસ્ય સમજાયાં

એ પણ ઘણો મોટો લાભ છે કારણ કે તે સમજ્યા પછી પરવસ્તુ પ્રત્યેની આસક્તિ નાશ પામે છે તે જીવનના દરેક ક્ષેત્રમા અનાસક્ત રહેશે માતપિતા, જે સ્નેહથી પુત્રનુ પાલન કરે છે, તે જ સ્નેહ પુત્રને પણ મળે છે દીકરીના માથાનુ દર્દ, માતાના માથાનુ દર્દ બની જાય છે તે પોતે ભૂખી રહી શકશે પણ પોતાની પુત્રીના આસુ નહિ જોઈ શકે, આટલુ વાત્સલ્ય રાખવા છતા પણ, તે જાણે છે કે દીકરી પારકા ઘરની વસ્તી છે એક દિવસ, તેને બીજાના ઘેર જવાનુ છે આવી જ વાત સમ્યક્ત્વી જીવની છે તે સસારની બધી ક્રિયાઓ કરે છે બીજાઓનુ રક્ષણ પણ કરે છે કેમકે તે જવાબદારી લઈને બેઠો છે છતા તે જાણે છે કે આ બધુ મારુ નથી

સ્વરૂપના ભેદનુ વિજ્ઞાન, મનની સકલ્પ-વિકલ્પાત્મક સ્થિતિનો અત લાવે છે કારણ કે જ્યારે તે હૃદયથી એક વાર પણ વસ્તુને પરવસ્તુ તરીકે જાણે છે, ત્યારે, પછી તેના સયોગ કે વિયોગથી, તેને હર્ષ કે શોક-બન્ને-માથી કાઈ પણ થતુ નથી તે જાણે છે કે જે આવ્યુ છે તે મારુ નથી. એટલે તેનો હર્ષ કેવો ? તેમ જ જે ગયુ છે તે મારુ નહોતું એટલે તેનો શોક પણ શા માટે ? એ મારુ હતુ જ ક્યારે ? દુનિયાના હર્ષ અને વિષાદ તેના હૃદય ઉપર અસર કરતા નથી કારણ કે તે દુનિયાને એક રગમચ (Stage) માને છે રોજમરોજની ઘટનાઓ એ નાટકના દૃશ્ય છે તેમા કોઈ વખત સારા તો કોઈ વખત નઠારા દૃશ્યો જોવામા આવે છે

નાટકમા જય અને પરાજય બન્ને મળે છે પણ નાટકના પાત્રોને તેનો હર્ષ કે શોક હોતો નથી રાવણનો પાઠ કરનારના હાથમાથી આખી લકાનુ સામ્રાજ્ય જતુ રહે છે, છતા તેને લેશમાત્ર પણ શોક થતો નથી પરતુ જો કદાચ તેના ખીસામાથી દસ રૂપિયાની નોટ પડી જાય તો તે ચિતાતુર બની જશે સામ્રાજ્ય ગયુ ત્યારે ન રોનાર, દસ રૂપિયાની નોટ માટે કેમ રડે છે ? કારણ કે તે જાણે છે કે નાટકનુ રાજ્ય, તે સાચુ રાજ્ય નહોતુ તેનો મુગટ તો બે કલાક પછી ઊતરી જ જવાનો હતો પણ દસ રૂપિયાની નોટ તો સાચી હતી અને તેનુ થયેલુ નુકસાન પણ પોતાનુ હતું.

તમે પણ આવી દૃષ્ટિ મેળવો દુનિયાને નાટકના દૃશ્યો માની લો અને તમે પ્રેક્ષક બની જાવ પછી તે નાટક તમને વિચલિત નહિ કરી શકે નટે એ ઘડીના રાજ્યને જૂઠુ માન્યુ, એટલા માટે તેને તે જવાથી કાઈ દુખ થતુ નથી પણ દસ રૂપિયા જવાથી દુખ થયુ કેમકે તે તેણે સાચા માન્યા હતા આ મિથ્યા જ્ઞાન જ દુખનુ કારણ છે એ નાટકનુ રાજ્ય સાચુ

છે અને જાય છે છતાં પણ તેને લાખોના આવવાથી હર્ષ થતો નથી કે લાખોના જવાથી શોક થતો નથી કેમકે તેની દૃષ્ટિ દી છે જો કે શેઠ પોતાની પાસે કાંઈ પણ નથી રાખતા અને દસ રૂપિયા પણ જોઈએ તો મેનેજર પાસે માગવા પડે છે પરંતુ સાંજના હિસાબમાં એક નવો પૈસો પણ ઘટ્યો તો શેઠના મગજમાં ચિંતા થાય છે એટલા માટે હું કહું છું કે એવી દૃષ્ટિ કેળવો

## દૃષ્ટિભેદ

સમ્યક્ત્વી અને મિથ્યાત્વી બન્ને ઘટને ઘટ અને પટને પટ રૂપે માને છે સમ્યક્ત્વી, ગાય ને ગાય અને ઘોડાને ઘોડો કહે છે તો તે જ પ્રમાણે મિથ્યાત્વી પણ કહે છે તે કાંઈ ગાયને ઘોડો કે ઘોડાને ગાય કહેતો નથી પછી બન્નેમાં ફેર શો છે ? તેના જવાબમાં કહેવું પડશે કે બહારથી બન્નેની દૃષ્ટિ એક છે પરંતુ માત્ર જોવું એ જ પૂરતું નથી તેની પાછળ જે દૃષ્ટિભેદ છે, એ જ સમ્યક્ત્વી અને મિથ્યાત્વીની વચ્ચે ભેદ પાડે છે, એક સૌંદર્યવતી નારીને કામુકની આંખો પણ જુએ છે અને સંતની આંખો પણ જુએ છે પણ તે બન્નેની દૃષ્ટિમાં ઘણો મોટો ફરક છે એકની આંખોમાં વિકાર ભર્યો હોય છે, તો બીજાની દૃષ્ટિ તેમાં પૂર્વજીવનના સંચિત પુણ્યનું ફળ જુએ છે હીરાને એક ગામડીયો પણ જુએ છે અને એક ઝવેરી પણ જુએ છે. ઝવેરીની આંખો પચાસ હજારની કિંમતનો હીરો જુએ છે, ત્યારે તેને જ, ગામડીયો એક ચળકતો પથ્થર સમજીને જુએ છે

આટલી ભૂમિકા સમજ્યા પછી આપણે મૂળ પ્રશ્ન ઉપર આવીએ. મિથ્યાત્વી ગાયને ગાય કહે છે ઘોડો નહિ તે માત્ર ગાયનું વર્તમાન સ્વરૂપ જ જુએ છે જ્યારે સમ્યક્ત્વી ગાયને જુએ છે તો તે કહે છે કે આ એક માત્ર આત્માનો પર્યાય છે એના અનંત જન્મો થઈ ચૂક્યા છે અને અનંત ભવિષ્યમાં પણ તે કાયમ રહેશે ગાયરૂપ પર્યાય રહે કે ન રહે, પણ આત્મ-દ્રવ્ય શાશ્વત છે અને તે આ ગાયમાં આત્મતત્ત્વનું દર્શન કરે છે આવો આત્મા, એક દિવસ આત્માની તમામ વિભાવ–દશાઓને છોડીને સ્વભાવસ્થિત થઈ મુક્તિપદ મેળવી શકે છે આ છે સમ્યગ્દર્શનસંપન્ન આત્માની દૃષ્ટિ જ્યારે મિથ્યાદર્શનશીલ વ્યક્તિ, ગાયને માત્ર એક પશુ તરીકે જ જુએ છે

વાદી અને પ્રતિવાદીના વકીલો કાયદાના એકજ પુસ્તકો વાંચે છે અને એ જ કાયદાના પુસ્તકોના આધારે એક આરોપીને છોડાવવાનો પ્રયત્ન કરે

છે તો બીજો તેને દબાવવાનો યત્ન કરે છે. એવી જ રીતે સમ્યક્ત્વી અને મિથ્યાત્વી બન્ને સંસારની વાસનાઓમાં જ આ હોય છે અને એક સરખા વાતાવરણમાં રહે છે. બન્ને એક સરખાં પુસ્તક પણ વાંચે છે. પણ એ જ વસ્તુ એકને માટે ભવપરંપરાની વૃદ્ધિનું કારણ બને છે તો બીજાને માટે એ જ સાહિત્ય ભવપરંપરાનો ઉચ્છેદ કરનારું બને છે.

સમ્યક્ત્વ અને મિથ્યાત્વ એ કોઈ પુસ્તકમાં બાંધી રાખેલાં નથી. એ તો વ્યક્તિની દૃષ્ટિમાં રહેલાં છે. જો દૃષ્ટિ શુદ્ધ હોય અને મનમાં પવિત્રતા હોય તો મિથ્યાશ્રુત પણ સમ્યક્ત્વરૂપ થાય છે અને દૃષ્ટિમાં દ્વેષ ભર્યો હોય મિથ્યાત્વનો રંગ પેઠો હોય તો તેવાઓને માટે સમ્યક્શ્રુત પણ મિથ્યા નિવડે છે. એટલા માટે નંદી સૂત્રમાં આચાર્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ, સમ્યક્શ્રુત અને મિથ્યાશ્રુતની વ્યાખ્યા આપતાં કહે છે કે—

**सम्मदिट्ठिस्स सम्मसुयाइं**
**मिच्छादिट्ठिस्स मिच्छासुयाइं ।**

નંદી સૂત્ર.

ચોર અને શાહુકાર બન્નેના દીકરા સાથે ભણે છે. ત્યારે ચોરનો દીકરો ચોરીની કળાનું જ્ઞાન પ્રાપ્ત કરશે, જ્યારે શેઠનો દીકરો તેમાં શાહુકારીનાં તત્ત્વો શીખશે. વાતાવરણ ભલે એકસરખું હોય. પુત્રના વિયોગ જેવી કરુણ ઘટના વખતે અજ્ઞાની આત્મા આર્ત અને રૌદ્ર ધ્યાન કરી કર્મનાં બંધ પાડશે. સમ્યક્ત્વીને ત્યાં પણ આવો એવો પ્રસંગ આવશે. તેને ત્યાં કંઈ બધાં અમર રહેવાનાં છે એવું કાંઈ નથી. છતાં પણ એવા શોકની કરુણ ઘડીઓ તેને માટે નિર્જરાનો હેતુ બને છે. તે વિચાર કરે છે કે સંયોગ, એક દિવસ વિયોગમાં પલટાઈ જવાનો જ. તેનો અને મારો સંબંધ આટલા જ દિવસોનો હશે. પછી તેને માટે આંસુ શું કરવા પાડવાં? દુઃખ વખતે મિથ્યા દૃષ્ટિવાળો આત્મા ક્ષુભિત બને આંસુ સારવા બેસી જશે જ્યારે સમ્યક્ત્વી તેને નવી જાગૃતિનું સંદેશવાહક માનશે.

**બે વ્યક્તિઓ કેદમાં છે**

આ દૃષ્ટિભેદની પાછળ એક હેતુ છે. બે વ્યક્તિઓ કેદમાં છે. એક લોખંડની પેટીમાં પુરાયેલી છે અને બીજી કાચની પેટીમાં. બંધન તો બન્નેને માટે છે. પણ બન્નેનાં બંધનોમાં ફેર છે. પહેલી પોતાને જ જોઈ શકે છે બીજાને નહિ. તે અંધકારમાં છે જ્યારે બીજી પ્રકાશને પામી શકે

છે આ જ વાત સમ્યક્ત્વી અને મિથ્યાત્વીની છે મુક્ત તો એકેય નથી છતાં એક પ્રકાશના કિરણો મેળવે છે, તે સ્વ અને પરને જાણે છે, જ્યારે બીજી અધકારમા અટવાય છે

સાકર અને ફટકડી બન્નેની પિછાન છે અરે! એટલુ જ્ઞાન તો એક માખીને પણ હોય છે તે સાકર ઉપર જઈને બેસે છે, ફટકડી ઉપર નહિ. ઓછામા ઓછો એટલો તો વિવેક રાખો માત્ર બાહ્ય રગ અને રૂપને સમ્યક્ત્વ અને સયમની પારાશીશી (Thermometer) ન બનાવો અમુક પ્રકારની ક્રિયા કરે કે અમુક પ્રકારના વસ્ત્રો પહેરે તે જ સયમી છે, જે અમુક વાતને માને અને અમુક વાતને ન માને તેજ સમ્યક્ત્વી છે, એમ ન માનશો, તમે સમ્યગ્દર્શનનુ થર્મોમિટર બનાવ્યુ છે? પણ સમ્યક્ત્વ કોઈ દેખાવની વસ્તુ નથી નથી તો તે આપી શકાતુ નથી, તો તે દેખાડી શકાતુ તે તો આપવાની અને દેખાડવાની ચીજોથી પર છે

આ તો આતરવિશુદ્ધિનુ કાર્ય છે જેનુ હૃદય જેટલે અશે કષાયોના કાળા રગથી દૂર છે, તે તેટલે અશે સમ્યક્ત્વાભિમુખ છે

એક જૂની વાર્તા છે

એક શેઠને ત્રણ પુત્રો હતા. ત્રણે આજ્ઞાકિત હતા પિતાની પાસે એક કિમતી રત્ન હતુ રત્ન એક અને લેનારા ત્રણ આ તો કજિયાનુ મૂળ છે. વસ્તુ એક હોય અને લેનાર અનેક હોય, તો ઝઘડો થયા વિના રહેતો નથી ગાય તો બહુ સીધુ પ્રાણી કહેવાય છે પણ દસ ગાયો બાંધી હોય અને તેમની વચ્ચે માત્ર બે પૂળા ઘાસના નાખવામા આવે તો તે લડ્યા વિના રહેશે નહિ આજે ભારતની પણ આ જ સમસ્યા છે ખાનારાઓની લગાર વધતી જાય છે અને ઉત્પાદન ઓછુ છે પછી કહે છે કે શાંતિ રાખો! કેવી રીતે શાતિ રહેશે?

માણસોના જીવનમાથી સયમનુ સ્થાન આજે ઘટતુ જાય છે વાસનાને વધારનારા સાધનો આજે વધતા જાય છે આ પરિસ્થિતિમા, સયમ દ્વારા સતતિનિયમનની વાત કરવી એ મજાક નહિ તો બીજું શુ ગણાય? પણ સમસ્યાઓને હલ કરવાનો સાચો ઉપાય સયમમા જ છે જીવનમાં સયમ હોય અને વિકારો ઉપર નિયમન હોય, તો ઉપભોક્તાઓની સખ્યા વધશે નહિ અને પછી અશાતિનો પ્રશ્ન ઉદ્ભવશે જ નહિ

હા, તો તે શેઠને ત્રણ પુત્રો હતા તેમને પણ આવો જ પ્રશ્ન હતો.

તેમણે ત્રણે પુત્રોને બોલાવ્યા અને કહ્યું કે 'મારી પાસે એક રત્ન છે.' તમારા ત્રણેમાંથી જેણે જીવનમાં સર્વોત્તમ કામ કર્યું હશે તેને હું આપીશ. ત્રણે જણા પોતાના જીવનના સર્વોત્તમ કાર્યો ગણાવવા મંડ્યા. મોટા પુત્રે કહ્યું કે પિતાજી! આજ મેં બધા કરતાં સારું કામ કર્યું છે. દુકાન ઉપર એક ઘરાક આવ્યો. તેણે પાંચ શેર ઘી માગ્યું. મેં પાંચ શેરના પૈસા લીધા અને તેને સાડાચાર શેર તોળી આપ્યું. હું કેવો હોશિયાર છું!

તમે પણ એને હોશિયાર સમજો છો ને! પાંચ શેરના બદલે ચાર શેર આપે, દસ વારના બદલે નવ વાર આપે, સારા ઘીના પૈસા લઈ અને ભેળસેળ આપે, એવા બધાને તમે હોશિયાર માનો છો! અને દુકાન ઉપર આવી હોશિયારી બતાવી ઉપાશ્રયમાં આવી સામાયિક કરો છો કે જેથી મહારાજ પણ ખુશ થઈ જાય! મંદિરમાં જઈને બે ફૂલ ચડાવો જેથી ભગવાન પ્રસન્ન થઈ જાય! અજબ છે તમારી આ હોશિયારી! એ જ તમારી હોશિયારીની વ્યાખ્યા હોય તો પછી છળ અને કપટની વ્યાખ્યા શી?

પણ પેલા શેઠની બુદ્ધિમત્તાની વ્યાખ્યા તમારી વ્યાખ્યા કરતાં કંઈક જુદી હતી. તેમણે મોટા દીકરાને રત્ન આપવાનો ઈન્કાર કર્યો. બીજાએ કહ્યું—આજે હું દુકાન ઉપર બેઠો હતો તેવામાં એક ગરીબ ભિખારી આવ્યો. તેની હાલત ખરેખર દયા ઉપજાવી મૂકે તેવી હતી. તે ત્રણ દિવસનો ભૂખ્યો હતો. લોકો તેના તરફ જોઈને આડું મોં કરી જતા રહેતા. મને તેના ઉપર દયા આવી. મેં તેને બે રૂપિયા આપ્યા. ભિખારી બે દિવસ સુખેથી ખાશે. હવે કહો, હું રત્ન મેળવવા લાયક છું કે નહિ?

પિતાએ કહ્યું—હજુ જરા રહે. તારા નાના ભાઈની વાત સાંભળવાની બાકી છે.

સૌથી નાના પુત્રે કહ્યું—પિતાજી! મારો એક દુશ્મન હતો. તે મારા તરફ તિરસ્કારની નજરે જોતો હતો. હું પણ તેનું મોં જોવા માગતો નહોતો અને જોતાં જ તેની આંખમાંથી રક્ત ઝરતું. તે મારા લોહીનો તરસ્યો હતો. ગઈ કાલે સાંજના હું નદીકિનારે ફરવા ગયો હતો. ત્યારે અચાનક કોઈની ચીસ સંભળાઈ. કોઈ ડૂબતું માણસ મદદ માટે પોકાર પાડી રહ્યું હતું. હું નજીક ગયો અને જોયું તો એ જ માણસ હતો કે જેને માટે મારા મનમાં ખૂબ જ દુર્ભાવના ભરેલી હતી. પહેલાં તો મારા મનમાં થયું કે સારું થયું આજ બદલો લેવાનો મોકો મળ્યો છે ભલે ડૂબતો. પણ બીજી

જ પળે, મારા અંતરમાથી માનવતાનો પોકાર પડ્યો–તુ માણસ છે ? જો તારામા માણસાઈ હોય તો એક માણસ ડૂબતો હોય ત્યારે આમ ઊભો ઊભો હસ્યા કરે ? આ તો માનવતા નથી, દાનવતા છે થોડી જ વારમા માનવતાએ દાનવતા ઉપર વિજય મેળવ્યો હુ તેની રક્ષા માટે કુદી પડયો તેને પાણીમાથી બહાર કાઢ્યો ત્યા સુધીમા તો તે બેભાન થઈ ગયો હતો તેના શરીરને જરા ગરમી આપી તેણે આખો ખોલી અને મારી સામે જોયુ તો સ્તબ્ધ થઈ ગયો તેણે કહ્યુ–તમે મારો જીવ બચાવ્યો ! તેની આખોમાથી આંસુ નીકળવા માડ્યાં એ આસુઓએ વેરની આગને હમેશને માટે ઓલવી નાખી આજે તે ગાઢ મિત્ર છે

ત્રણેની વાત પિતાએ સાભળી તમે પણ સાભળી છે. હવે તમે જ ન્યાય કરો કે પિતા, રત્ન કયા પુત્રને આપે ?

(સભામાથી અવાજ આવે છે "સૌથી નાના પુત્રને")

નાના પુત્રની વાતે, પિતાના હૃદયને હલાવી નાખ્યુ તેણે તે હીરો પોતાના નાના પુત્રને આપી દીધો સમ્યક્ત્વને પણ આગમકારોએ ચળકતા રત્નની ઉપમા આપી છે તેને મેળવવા માટે તમે બધા ઉત્સુક છો માત્ર કપડા બદલવાથી કે કોઈ ખાસ કુળમાં જન્મ લેવાથી, તે માત્ર મળી જવાનુ નથી સમ્યક્ત્વ એ કાઈ એવા પડીકે બધાયેલું નથી કે જે તમે તમારા મનપસદ ભક્તોને આપી શકો તેમ જ તે કાઈ અમુક પાઠો ગોખી જવાથી આવી જતુ નથી કે અમુક શબ્દો સાભળવાથી મળી જતુ નથી કે અમુક શબ્દો સાભળવાથી મળી જતુ નથી તે તો અનતાનુબધી કષાય અને દર્શનત્રિકનો નાશ ઇચ્છે છે કારણ કે તે પવિત્ર હૃદયમા જ જન્મે છે હૃદયની પવિત્રતા, એ જ તેની સર્વોત્તમ ભૂમિકા છે, જ્યા સમ્યક્ત્વનો પ્રકાશ પ્રાપ્ત થઈ શકે છે

હૃદય પવિત્ર હશે તો જ દૃષ્ટિમા સામ્ય આવશે દૃષ્ટિનુ વિષમપણુ એ અતરની વિકૃતિનુ સૂચક છે સમ્યગ્દર્શન, આત્માની આ અનાદિકાળની વિકૃતિને મટાડે છે વસ્તુનુ સાચુ સ્વરૂપ દેખાય છે આપણી બન્ને આખો વાચતી વખતે કામ કરે છે પણ જો તેમા વિષમતા આવે અને એક આખથી અક્ષરો નાના દેખાય અને બીજીથી મોટા દેખાય તો કેટલી મુસ્કેલી પડે ? એવી જ રીતે, નાની વસ્તુ મોટી જણાય અને મોટી વસ્તુ નાની દેખાય એ અનુચિત છે સાથે સાથે એક વસ્તુની ચાર દેખાય, એક થેલીની ચાર થેલીઓ દેખાય, તે પણ તમે પસદ નહિ કરો

આ પણ આંખોની બીમારી છે. મારા માનનીય ગુરુજીને પણ એક વખત ધુળિયામાં આવો આંખનો રોગ થયો હતો. તેમને એક વસ્તુ ચાર કે છ જણાતી હતી. મેં વિનોદમાં ગુરુજીને કહ્યું—આપની પાસે એક બેઠો હશે તો આપને એમ લાગશે કે આપની પાસે ચાર શિષ્યો બેઠા છે. આ સારું છે! રોગને લઈને એકના ચાર દેખાવા એ કોઈ આનંદની વાત નથી. ધુળિયામાં ચિકિત્સા કરવામાં આવી અને ગુરુદેવની આંખો પહેલાંની માફક જોઈ શકતી થઈ ત્યારે જ તેમને આનંદ થયો.

જે વસ્તુ જેવી હોય તેવી જ દેખાય, ત્યારે જ આપણને આનંદ થાય છે. તમારી આંખો નબળી હોય તો તમે ડોક્ટર પાસે જઈ નંબર કઢાવો છો. ડોક્ટર એક કાચ તમારી આંખે લગાડે છે. જો તમને તેનાથી અક્ષરો નાના દેખાશે તો તમે કહેશો કે—નહિ, ડોક્ટર સાહેબ આ ન જોઈએ. તે બીજો કાચ લગાવશે. તેનાથી તમને અક્ષરો મોટા દેખાશે તો પણ તમે ના કહેશો. અક્ષરો જેવા હોય તેવા જ દેખાય તેવા જ કાચના ચશ્મા તમે લેશો.

સમ્યગ્દર્શન, એ એવા ચશ્મા છે જે વસ્તુને ન તો એકાંતે નિત્ય બતાવે છે કે ન એકાંતિક રીતે અનિત્ય. કારણ કે વસ્તુને માત્ર નિત્ય રૂપમાં જોવી એ પણ મિથ્યા છે તો તેને માત્ર અનિત્ય રૂપમાં જોવી એ પણ મિથ્યા છે અને દર્શનની ભ્રાંતિ છે. કેમકે વસ્તુ તો નિત્યાનિત્યાત્મક છે. તે દ્રવ્યરૂપે નિત્ય છે અને પર્યાયે અનિત્ય છે. પદાર્થોને બન્ને સ્વરૂપે જોવા એ જ સત્યદૃષ્ટિ છે. સમ્યગ્દર્શન એવી અનેકાન્ત દૃષ્ટિ આપે છે. કોઈ પણ પક્ષવિશેષનો આગ્રહ રાખવો અથવા તેને જ સત્ય માનવો એ એકાન્તવાદ છે. જેને વીતરાગદેવે મિથ્યા કહ્યો છે. અનેકાન્ત દૃષ્ટિ વસ્તુનું યથાર્થ દર્શન કરાવે છે અને વસ્તુના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન એ જ સમ્યગ્દર્શન છે. મિથ્યા જ્ઞાનદર્શન અશુદ્ધ બનાવે છે જ્યારે સમ્યક્ત્વ દર્શનની વિશુદ્ધિ છે. તમે દર્શન-વિશુદ્ધિને સમ્યક્રૂપે ઓળખો અને તેને પ્રાપ્ત કરો ત્યારે જ સત્યનો સાક્ષાત્કાર થઈ શકશે.

તા. ૧૯-૮-૫૯ જૈન ઉપાશ્રય માટુંગા



## ૫૫. ધ્યેય સિદ્ધિ

સફળતા એક એવો શબ્દ છે, જેને વિશ્વનો પ્રત્યેક માનવ ચાહે છે. વિશ્વમા વસતા કરોડો માનવ પોતાના કોઈ ધ્યેયને લઈને જ કાર્ય કરી રહ્યા છે એ બધાયનુ લક્ષ્ય છે પોતાના ધ્યેયમાં સફળ થવુ મનુષ્ય પુરુષાર્થ કરે છે કોઈ કાર્યની પાછળ પોતાની પૂર્ણ શક્તિ જોડી દે છે, તથાપિ સફળતા સૌને વરતી હોતી નથી

આખરે આપણે એ વિચારવુ પડશે કે એ કયુ તત્ત્વ છે કે જેના વડે માનવ સફળતા ઇચ્છતો હોવા છતાય સફળ થઈ શકતો નથી વૈદિક દર્શન સમક્ષ જો આ પ્રશ્ન મૂકવામા આવે તો એની પાસે એનો હાજર જવાબ તૈયાર જ છે 'ઈશ્વરની એવી જ ઇચ્છા હતી' કોઈ ઊગતી તરુણાવસ્થામાં વીસ વર્ષનો યુવક અવસાન પામે તો એનુ (ઈશ્વરવાદીનુ) દર્દભર્યું દિલ બોલી ઊઠશે 'ઈશ્વરને એ જ પસદ હશે' પરતુ આ જવાબોમા ઈશ્વરની વીતરાગતાનુ સન્માન નથી એમની અનત કરુણાનુ અપમાન છે સાથે જ આ જવાબો વૈચારિક ત્રાજવામા તોળતા ઠીક બેસતા પણ નથી જૈન દર્શન એનો યુક્તિપુરસર જવાબ આપે છે કે બધી જ શક્તિ જુટાવી દેવા છતાય શા માટે માનવ અસફળ થાય છે? સર્વ જાતની યોજનાઓને પુરુષાર્થ હોવા છતા પણ સફળતા માનવીના હાથથી શા માટે વછૂટી જાય છે? આ પ્રશ્ન પરત્વે જૈન દર્શને ઊડુ ચિતન કર્યું છે એની પાછળ એની પોતાની દાર્શનિક ફિલસૂફી છે કોઈ પણ કાર્યની સફળતા માટે પાચ હેતુઓનુ હોવુ જરૂરી છે.

એમના નામ આ પ્રમાણે છે -કાળ, સ્વભાવ, કર્મ પુરુષાર્થ અને નિયતિવાદ

હા એ યાદ રાખવું પડશે કે કાર્યસિદ્ધિના આ પાંચેય હેતુ સંયુક્ત (સમવેત) હોવા જોઈએ ને ત્યારે જ કામમાં સફળતા મળી શકે છે એટલે એમને પંચસમવાય પણ કહેવાય છે કોઈ એકનો સ્વીકાર કરી બીજા માટે ઈંકાર કરવો એ અસફળતાને નિમંત્રણ દેવા સમાન છે

## “ કાળવાદ ”

—૧ કેટલાક દાર્શનિકો કાળ કારણવાદી હોય છે તેઓ માને છે કે દરેક કામની સફળતા અને અસફળતા કાળ પર જ અવલંબિત છે માનવીનું જીવન કાળચક્રની ધૂંસરી પર ભ્રમણ કરે છે એની પ્રત્યેક ક્રિયા પર કાળની છાપ રહેલી છે શિયાળામાં માનવીનું મન ગરમ પદાર્થ માગે છે જ્યારે ઉનાળામાં એ ઠંડા પદાર્થોને યાદ કરે છે એ કાળનો જ પ્રભાવ છે ભયંકર ગરમી બાદ વર્ષાબિંદુઓ પૃથ્વી અને ગગનના વાતાવરણમાં એક સર્જન શીતળતા લાવી મૂકે છે શીતળ મંદ હવા ધીમી ગતિએ વહેવા લાગે છે ચોમાસા બાદ પાછો શિયાળો આવે છે સૃષ્ટિચક્રના પરિવર્તનનું આ વર્તુળ કોના સંકેત પ્રમાણે થઈ રહ્યું છે? જવાબ મળશે, વિશ્વનું પરિવર્તન એક કાળની ધૂંસરી પર ઘૂમી રહ્યું છે

કાળવાદીનો વિશ્વાસ છે કે વિશ્વની પ્રત્યેક વસ્તુ સમય સાપેક્ષ હોય છે દવા ગમે તેટલી શ્રેષ્ઠ હોય પરન્તુ એનો ટાઈમ ઉતરતાની સાથે જ એ પોતાની અસર દેખાડી શકતી નથી સારામાં સારું ઈન્જેક્શન પણ લેવામાં આવે તો પણ બીજી મિનિટે જ રોગ દૂર થઈ શકતો નથી. શક્તિશાળી દવા પણ રોગ દૂર કરવા માટે થોડો સમય જરૂર માગી લે છે

લેટર-બોક્સમાં પત્ર નાખતાંની સાથે જ એ તમારા મિત્ર પાસે પહોંચી જતો નથી પહોંચવામાં એને પણ ઓછામાં ઓછા બે ત્રણ દિવસ લાગી જાય છે તાર અને ટેલિફોન જો કે પત્ર કરતાં શીઘ્રગામી છે તોપણ સમયની અપેક્ષા તો ત્યાં પણ રહે જ છે એ જ પ્રમાણે એક માળી આંબો રોપે છે પરંતુ જોઈને માળીની ઈચ્છતાની સાથે જ કંઈ આંબા ઊગી જતા નથી. માળી ભલે ઘડા ભરી ભરીને પાણી પાય, એને સીંચે તો પણ આમ્રવૃક્ષને નવ-પલ્લવિત થતાં સમય તો જરૂર લાગશે જ કોઈ પણ કાર્ય પોતાની પૂર્ણતા માટે સમય અવશ્ય માગી જ લે છે તમે પણ જો કાશીથી કલકત્તા જવા માટે ગાડીમાં બેઠા તો મેલ-ટ્રેનમાં બેસતાંની સાથે જ કંઈ કલકત્તા

નહી પહોચી જાવ તમે ભલે વિમાન મારફતે જાઓ તોપણ અલ્પ અંશે સમય તો લાગશે જ એમાં અસત્યને સ્થાન હોઈ શકે નહી

પ્રકૃતિમાં ફેરફાર લાવનાર જે શક્તિ છે તે કાળ છે વૈશાખ અને જેઠ માસમાં જ સૂર્ય શા માટે પ્રચંડ બની જાય છે? શા માટે એ પ્રચંડ કિરણો વડે પૃથ્વીને તપાવવા લાગે છે? એ જ સૂર્ય શિયાળામા ચન્દ્રમા સમાન ભાસે છે, એની એ અગ્નિ વરસાવતા કિરણો ક્યા અદૃશ્ય થઈ જાય છે વારુ? વસંતના આગમન સાથે જ શા માટે વન-ઉપવનોમા નવી બહાર આવી જાય છે? વાતાવરણમા સર્વત્ર પ્રકૃતિનુ નવ-સૌન્દર્ય ખીલી ઊઠે છે. કોયલની સંગીત-માધુરી શા માટે આ જ વખતે ઊમટી આવે છે? આ બધા પ્રશ્નોનો જવાબ એક શબ્દમા એ આવે છે કે એ પ્રકૃતિ ઉપર છે કાળની છાયા

પ્રકૃતિ પર જ નહી, પરંતુ આપણા દૈનિક જીવનના ઉપયોગમાં આવતી વસ્તુઓમા પણ કેટલો ફેરફાર થતો જાય છે આજથી ૨૫ વર્ષ પહેલા જે ચોખા આપણે ખાતા હતા અને એનો જે સ્વાદ હતો, એમાં જે સોડમ હતી, તે સોડમ અને તે સ્વાદ આજે ક્યા મળે છે? જે આબા દશ વર્ષ પહેલા ખાધા અને જે મધુરતા ત્યારે અનુભવી તે આજના આબામાં ક્યાં છે વારુ?

જડ પદાર્થો પર જ નહી, માનવીના વિચારો ઉપર પણ સમયનો પ્રભાવ પડે છે દિવાળીના દિવસે અસભ્ય માનવી પણ સભ્ય બની જાય છે. ભૂલેચૂકે પણ જો મોઢેથી ગાળો બોલાય જાય છે તો એનો એને પશ્ચાત્તાપ થાય છે, કે આજની આ મંગળ ઘડીએ-દિવસે, આ અમંગળ શબ્દો કેમ કરી નીકળ્યા? પરંતુ હોળી આવે છે ત્યારે? તે દિવસની તો વાત જ ન પૂછો, સભ્ય મનાતો માનવી પણ સભ્યતાની સીમા ઓળંગી જાય છે ગામડામા આજે પણ થોડીક વ્યક્તિઓનો તો એવો વિશ્વાસ છે કે હોળીના દા'ડે બે-ચાર ગાળો કાન પર અથડાય અને મુખેથી બે-ચાર ગાળો દેવાય તો જ આખુ વર્ષ આનંદની સાથે પસાર થાય આ છે માનવીના મન ઉપર સમયનો પ્રભાવ (સભામા હસાહસ) હજુ આગળ વિચારીએ આજે હુ ગમે તેટલુ ગળુ કાઢીને પણ વૈરાગ્યનો ઉપદેશ દઉ તોપણ એટલા ઉત્સાહનો પ્રવાહ નહી આવે જેટલો કે પર્યુષણ વખતે આવી શકે છે એ પણ એક પ્રવાહ જ છે કે જે બાળકો આજે જમવા માટે આતુરતા સેવતા હશે તે જ બાળકો પર્યુષણમા ન જમવા માટે આગ્રહ રાખતા હશે

આભાર માનતા મને રૂા પાચસો આપવા લાગ્યો એ રૂપિયા પાછા વાળતા મે કહ્યુ 'આ પાચસો રૂપિયામા હુ મારી માનવતાને વેચી શકુ નહીં'. એ તો માનવીની ફરજ છે કે સકટમા પડેલાનુ એ રક્ષણ કરે–એની એ સહાયતા કરે, પરતુ એના બદલે જો એ ચાદીના ટુકડા એકઠા કરવા લાગે તો એ એની માનવતા જ વેચે છે એમ જાણવુ 'હુ આ માટે તૈયાર નથી' સાભળી એના હરખભર્યા મને એણે સેકડો આશિષ મારા પર વરસાવ્યા"

"સમ્રાટ ! આ હતી આપના પિતામહના રાજવખતના મારા વિચારોની પવિત્રતા જ્યારે આપના પિતાનુ રાજ આવ્યુ ત્યારે મારુ મન આ માનવીય કાર્ય અગે કઈક ઉદાસ બની ગયુ મનડુ કહે તે ભુલ કરી એનો (છોકરીનો) બાપ તને પાચસો રૂપિયા આપતો હતો ત્યારે લઈ કેમ ન લીધા ? એમાં ખોટુ શું હતું ? કઈ તમારી માનવતા એથી લૂટાઈ જતી હતી ?"

યુવાન રાજાએ પૂછ્યુ "કાકા, મન હવે શુ કહે છે ?" વૃદ્ધ માળીએ કહ્યુ, "સાહેબ, હાલની વાત ન પૂછો હવે તો મન કહે છે મે કેટલી મૂર્ખતા કરી ? થાણે જઈને ખબર આપવાની શી જરૂર હતી ? જો એ છોકરી સાથે લગ્ન જ કરી લીધા હોત તો આજના આ ઘડપણ ટાણે હાથે રોટલો રાધવાની સમસ્યા જ રહેત નહી"

હા, તો માનવીના મન અને એના વિચારો ઉપર પણ સમયનો પ્રભાવ પડે જ છે

નિશ્ચય દૃષ્ટિમા કાળનુ ઘણુ મોટુ મહત્ત્વ છે આત્માને સમ્યક્ત્વ પ્રાપ્તિનુ મૂળ કારણ કાળ લબ્ધિની પરિપકવતા બતાવી છે, અર્થાત્ જ્યારે કાળલબ્ધિ પાકી જાય છે ચરમ પુદ્‌ગલ પરાવર્તનનો ઘણો સમય વીતી જાય ત્યારે જ આત્મા સમ્યકત્વને અભિમુખ થાય છે આબાને પાકવાની કાળલબ્ધિ પાકી ગઈ હોય છે ત્યારે માળી પણ આવી જશે અને એને ચૂટી લઈ ઘાસમા નાખશે તો એ ઘાસ–સમૂહ પણ એને પકવશે પરતુ સમય પહેલા જ માળી એને ચૂટી લે અને ઘાસમા નાખી દે તો એ આબો પાકશે નહી, પણ બગડી જશે આબો પણ એ જ છે, માળી પણ એ જ છે અને પેલુ ઘાસ પણ એજ છે તો પણ આબો એક વખતે પાકે છે અને બીજી વખતે બગડે છે એનુ એક માત્ર કારણ એ છે કે કાળલબ્ધિ હજુ પાકી નથી

આત્માની કાળલબ્ધિ પાકી નથી તો પછી ગમે તે મોટા સંત મળી જાય. ગમે તેટલાં શાસ્ત્રોનું અધ્યયન કરી જાઓ, બધું વ્યર્થ જશે. ગોશાલક અને જમાલી પ્રકાશપુંજ ભગવાન મહાવીરની પાસે જઈ ને પણ શા માટે અંધકારમાં ભમ્યા? જૈન દર્શન એનો જવાબ આપશે. એ આત્માઓની કાળલબ્ધિ હજુ પૂરી પાકી નથી.

કાળથી અહીં સામાન્ય કાળનો અર્થ નથી. પરંતુ ક્રિયાસિદ્ધિ રૂપી કાળથી મતલબ છે એને વસ્તુ પરિપાક કાળ પણ કહેવાય છે એને જ અહીં લેવામાં આવ્યો છે એક ક્રિયાને પૂર્ણ થવામાં જેટલો સમય લાગે છે એને ક્રિયાસિદ્ધિ કાળ કહ્યો છે દાખલા તરીકે એક વસ્ત્રને વણવામાં થોડાક કાળની અપેક્ષા છે એક ઘડાને બનાવવામાં પણ થોડો સમય જોઈએ છે જ એને ક્રિયાસિદ્ધિ કાળ કહ્યો છે એક ફળ પણ પાકવામાં જેટલો સમય લાગે છે એને વસ્તુ પરિપાક કાળ કહે છે એક કર્મ બંધાઈ ગયા બાદ જેટલા સમય પછી એનો ઉદય થાય છે એને વિપાક કાળ કહે છે

આ રીતે કાળવાદી દર્શન પ્રત્યેક કાર્યની સફળતા અને અસફળતાનો એક માત્ર આધાર કાળને માને છે

**काल सृजति भूतानि काल संहरते प्रजा ।**
**काल सुप्तेषु जागर्ति, कालो हि दुरतीक्रम ॥**

વિશ્વની ઉત્પત્તિ અને વિલયનો મૂળ હેતુ કાળ છે કાળ જ વિશ્વના પ્રાણીઓને ઉત્પન્ન કરે છે અને કાળ જ એમનો સંહાર કરે છે જ્યારે સમસ્ત સૃષ્ટિ નિદ્રાધીન હોય છે ત્યારે પણ કાળ અપ્રમત્તરૂપે પોતાનું કાર્ય ચાલુ રાખે છે સાચે જ કાળની રચના શક્તિ અસીમ છે આ છે કાળવાદ.

**સ્વભાવ વાદ**

સ્વભાવવાદ-દર્શન માને છે કે વિશ્વના બધાં જ પદાર્થો સ્વભાવ સિદ્ધ છે આંબાની ગોટલીથી જ આંબો પેદા થઈ શકે છે લીંબોળીને ગમે તેટલું ખાતર નાખે ગમે તેટલા એની પાછળ પ્રયત્ન કરાય, પરંતુ એ લીંબોળીથી આંબા પેદા નહીં જ થઈ શકે કાળની પણ શક્તિ છે પરંતુ કાળની પૂરી શક્તિ પણ સ્વભાવથી વિરુદ્ધ વસ્તુનિર્માણ કરવામાં અસમર્થ છે. કાંગને એક નહીં બે નહીં પણ હજારો વરસો સુધી બેસાડી રાખવામાં-રોપવામાં આવે તો કાળની એ શક્તિ નથી કે એ કાંગમાંથી એ આમ્રફળ પેદા કરી દે

કાળ, પુરુષાર્થ, કર્મ અને નિયતિ બધા મળીને પણ વિષને અમૃતમાં બદલવામા સમર્થ નથી શુભ કૃત્યોનુ પ્રતિફળ અશુભમા અને અશુભનુ શુભમા પ્રતિફળ લાવવા એ બધા અસમર્થ છે કારણ કે સ્વભાવ અપરિવર્તનીય હોય છે માછલી દિવસ-રાત પાણીમાં રહે છે કડકડતી ઠંડીમા પણ એ એમા જ ફરતી ફરે છે પરંતુ એ જ પાણીમા જો મનુષ્યને વધુ વાર રાખવામા આવે તો એ ત્યાં જ ઠંડો થઈ જશે આ છે સ્વભાવભેદ માછલી પાણીમા જ રહેશે એને જો કહેવામા આવે કે રે માછલી, પાણીની દુનિયામા કશી કિંમત નથી, ચાલ, હું તને દૂધભર્યા તળાવમા મૂકી આવું, તો એ એનો ઇન્કાર કરશે એની સાથે જો જબરદસ્તી કરાશે અને એને પાણીની બહાર ખેંચી કાઢશો તો એ પ્રાણ તજી દેશે પણ પાણીને છોડશે નહી માણસને માટે બે કલાક પણ પાણીમા પડ્યુ રહેવુ અશક્ય છે આ છે સ્વભાવવાદ

નાની એવી ચકલી આકાશમા ઊંચે-ઊંચે ઊડી શકે છે, પણ વિશાળ પાંખોવાળુ શતુર્મુગ એક ઇંચ પણ આકાશમા ઊડી શકતુ નથી પાંખો તો એને પણ છે જ પરંતુ ઊડવુ એ એનો સ્વભાવ જ નથી સર્પ છાતીના બળે લીસોટા પાડીને જ ચાલશે જ્યારે નાનીશી કીડી પણ પગના બળે ચાલે છે ગાયનુ બચ્ચુ (વાછરડુ) જન્મતાની સાથે જ ઉછળવા-કૂદવા લાગે છે. જ્યારે મનુષ્યનુ બાળક જન્મતાની સાથે રડવા લાગે છે પક્ષીઓનો જન્મ ઈંડાથી થાય છે અને મનુષ્યનો જન્મ ગર્ભ વડે થાય છે આ બધી જ વિચિત્રતાઓ સ્વભાવસિદ્ધ છે ક્ષુધાતૃપ્તિ માટે અન્નનો જ ઉપયોગ કરવામા આવે છે, પાણીનો નહી, કારણ કે ક્ષુધાતૃપ્તિનો સ્વભાવ અન્નના દાણામાં જ રહેલો છે આ છે સ્વભાવસમવાય

પૃથ્વી પર જળ, આકાશ, વાયુ અને માટીના તત્ત્વો સર્વત્ર મળે છે. પરંતુ તોપણ શેરડી એમાથી મીઠાશના તત્ત્વો એકઠા કરી આપણને ખાંડ, સાકર અને મીઠાશ આપે છે લીંબુ, નારંગી અને આમલી ખટાશના જ તત્ત્વો એકઠા કરે છે કારેલુ કડવા તત્ત્વોને એકઠા કરે છે તો મરચુ તીખા તત્ત્વોને ભેગા કરે છે બધા તત્ત્વો એક સાથે ઉપસ્થિત હોવા છતાં યે બીનો જે સ્વભાવ હોય છે તે જ તત્ત્વ એ ગ્રહણ કરે છે

સ્વભાવ ચાર પ્રકારનો છે (૧) વસ્તુસ્વભાવ, (૨) દેશસ્વભાવ, (૩) જાતિસ્વભાવ અને (૪) કાળસ્વભાવ

વસ્તુ સ્વભાવ અંગે આપણે ઉપર વિચાર કરી ગયા છીએ.

### દેશ સ્વભાવ

કેટલીક બાબતોમાં દેશસ્વભાવ કામ કરતો જોવા મળે છે. યુરોપના રહેવાસીઓની ચામડી ગોરી હોય છે, ત્યારે આફ્રિકાના હબસીઓનો વર્ણ કાળો હોય છે. આ છે દેશના વાયુમંડળનો શરીર પરનો પ્રભાવ. એ દેશ સ્વભાવ છે કે કેસર ફક્ત કાશ્મીરમાં જ પેદા થઈ શકે છે, અન્યત્ર ક્યાંય નહીં.

ભારતની માટીમાં આંબા પેદા થઈ શકે છે, વિદેશોની માટીમાં આંબા પેદા કરવાનો સ્વભાવ જ નથી. આ છે દેશસ્વભાવનો પ્રભાવ.

### જાતિ સ્વભાવ

કૂકડાના શિરે ચામડીની એ કલગી કયા કળાકારે નિર્માણ કરી છે? મયૂરની પાંખો કયા ચિત્રકારે ચિતરી છે? વૈદિક દર્શનનો અનુયાયી એમ કહેશે કે આ વિશ્વની વિચિત્રતા ઈશ્વરની ઇચ્છા ઉપર અવલંબિત છે. પરંતુ જૈન દર્શન માને છે કે આ જાતિસ્વભાવ છે. પ્રત્યેક કૂકડાના શિરે આ કલગી છે, કારણ કે એની બધી જાતિનો આ સ્વભાવ છે. પોપટને તમે ભણાવી શકો, કારણ કે કોઈ વસ્તુને શીખી લેવાની એનામાં યોગ્યતા છે. પણ ગધેડાને કોઈએ ભણાવ્યો છે? નહીં, કારણ કે ભણવું એ એનો જાતિ સ્વભાવ જ નથી.

### કાળ સ્વભાવ

કાળભેદ થવાથી એના સ્વભાવમાં પણ ભેદ પડે છે. એક વૃક્ષ બે મહિને જ ફળ આપતાં લાગે છે, તો કોઈ છ મહિને. જૈન દર્શનમાં બાર આરાનું નિરૂપણ આવે છે. પહેલા આરા વખતે પૃથ્વી જેટલી સરસ હતી તેટલી સરસ એ બીજા આરામાં નહોતી. ત્રીજા અને ચોથા આરામાં જન્મેલો માનવી મોક્ષ જઈ શકે છે, પાંચમાનો નહીં. આ કાળ સ્વભાવની વિચિત્રતા છે ને! પરિવર્તનનો કાળ સ્વભાવ છે. જેના વડે પ્રત્યેક વસ્તુ પ્રતિક્ષણ પરિવર્તન પામી રહી છે એ જ શક્તિનું નામ કાળ છે અને પરિવર્તન એ એનો સ્વભાવ છે.

સ્વભાવવાદીનો તર્ક છે કે પ્રત્યેક વસ્તુ પોતાના સ્વભાવમાં સ્થિત છે. કાળની શક્તિ પણ પોતાના સ્વભાવથી એક ક્ષણ આ કે તે તરફ થઈ શકતી નથી. વીતતી ક્ષણને પાછી વાળી શકાય નહીં. એની પાછળ ગમે તેટલો પુરુષાર્થ નાખો, જશે. કારણ કે કાળમાં પાછા વળવાનો સ્વભાવ જ નથી.

**कंटकस्य तीक्ष्णत्वं मयुरस्य विचित्रता ।**
**वर्णाश्च ताम्रचुडाना स्वभावेन भवन्ति हि ॥**

કાંટાને અણીદાર બનાવનાર કોણ છે ? મયુર–પાંખોને ચિતરનાર ચિત્રકાર કોણ છે ? કુકડાને કોણે શીખવ્યું છે કે તુ ચાર વાગતાની સાથે જ બોલી ઊઠજે કોયલને કોણે શીખવ્યુ કે વસત આવતાંની સાથે જ પાચેય સ્વરોમાં તુ સગીત રેલાવજે આ સ્વભાવવાદ જ છે

દાર્શનિક દૃષ્ટિએ સ્વભાવવાદનુ મહત્ત્વપૂર્ણ સ્થાન છે.. દરેક પદાર્થ પોતાના સ્વભાવમા રહેલો છે ધર્માસ્તિકાય ગતિ સહાયક જ કેમ હોય છે, સ્થિતિ સહાયક શા માટે નહી ? આનો જવાબ પણ સ્વભાવવાદમા જ છે અમૂર્ત મૂર્તરૂપે શા માટે પરિણમતો નથી? કારણ કે એ એનો સ્વભાવ જ નથી આગમની રીતે કહુ તો મુક્ત આત્મા ઉર્ધ્વગતિ જ શા માટે કરે છે, અધોગતિ શા માટે નહી, એને માટે શાસ્ત્રકાર પહેલા એક કારણ દર્શાવે છે પરતુ એથી શિષ્યના મનનુ સમાધાન થતુ ન જુએ તો એક પછી બીજો તર્ક કરે છે "**तथागति परिणामाच्च**" ઉર્ધ્વગતિના પરિણામથી જ આત્મા ઉપર જાય છે કારણ કે આત્માનો એ સ્વભાવ છે એટલે એ ઉપર જાય છે સ્વભાવનો હેતુ સર્વ છેલ્લો હોય છે એના પછી કોઈ તર્ક બાકી રહેતો નથી સ્વભાવમા કોઈ તર્ક ચાલતા નથી, સર્વભાવ સ્વભાવમા રહેલ છે.

## કર્મવાદ

સ્વભાવને વિભાવમા બદલાવનાર કર્મ સમવાય છે આત્મા શુદ્ધરૂપે અવિકાર છે પરતુ એના અવિકારરૂપને વિકૃતિમા લાવનાર કર્મ છે જૈન દર્શનની ફિલસૂફી કર્મવાદના પાયા પર ઊભી છે આ વિશ્વની વિચિત્રતાનુ મૂળ કારણ પણ કર્મ છે એક માતાની કૂખે જન્મનારા બે ભાઈઓમા જુદાપણુ હોય છે એક બુદ્ધિમા કુશાગ્ર હોય છે જ્યારે બીજો બુદ્ધિમદ પણ હોઈ શકે છે પહેલો દસ વાતને એક જ વારમા સમજી લે છે જ્યારે બીજો એક વાતને દસવાર સમજાવો તો પણ સમજતો હોતો નથી

કહેવાય છે કે એક માણસ સપન્ન ઘેર જન્મ્યો છે એની કેળવણી માટેની પૂરી વ્યવસ્થા છે, એની પાસે બુદ્ધિવિકાસના સમસ્ત સાધનો ઉપલબ્ધ છે જ્યારે બીજો પણ આટલી બુદ્ધિપ્રતિભા ધરાવે છે પણ એની પાસે અનુકૂળ સાધનોનો અભાવ છે એટલે એની પ્રતિભા ચમકી શકતી નથી પરતુ એની સાથે જ બીજો પ્રશ્ન એ આવે છે કે બીજી વ્યક્તિ આમ દરિદ્ર ઘરમાં કેમ જન્મી હશે ? શા માટે એ સપન્ન ઘરમા ન જન્મી ? કહેવુ પડશે કે એને સાધનવિહીન ઘરમા આવવા–જન્મવા સારુ બાધ્ય કરનાર તે કર્મો જ છે.

વસ્તુ સ્વભાવ ક્રમે ક્રમે ઉપર વિચાર કરી લઈએ

**દેશ સ્વભાવ**

કેટલીક બાબતોમાં દેશસ્વભાવ કામ કરતો જોવા મળે છે. યુરોપના રહેવાસીઓની ચામડી ગોરી હોય છે, ત્યારે આફ્રિકાના હબસીઓનો વર્ણ કાળો હોય છે. આ છે દેશના વાયુમંડળનો શરીર પરનો પ્રભાવ. એ દેશ સ્વભાવ છે કે કેસર ફક્ત કાશ્મીરમાં જ પેદા થઈ શકે છે, અન્યત્ર ક્યાંય નહીં.

ભારતની માટીમાં આંબા પેદા થઈ શકે છે, વિદેશોની માટીમાં આંબા પેદા કરવાનો સ્વભાવ જ નથી. આ છે દેશસ્વભાવનો પ્રભાવ.

**જાતિ સ્વભાવ**

કૂકડાના શિરે ચામડીની એ કલગી કયા કળાકારે નિર્માણ કરી છે? મયૂરની પાંખો કયા ચિત્રકારે ચીતરી છે? વૈદિક દર્શનનો અનુયાયી એમ કહેશે કે આ વિશ્વની વિચિત્રતા ઈશ્વરની ઇચ્છા ઉપર અવલંબિત છે. પરંતુ જૈન દર્શન માને છે કે આ જાતિસ્વભાવ છે. પ્રત્યેક કૂકડાના શિરે આ કલગી છે, કારણ કે એની બધી જાતિનો આ સ્વભાવ છે. પોપટને તમે ભણાવી શકો, કારણ કે કોઈ વસ્તુને શીખી લેવાની એનામાં યોગ્યતા છે. પણ બગલાને કોઈએ ભણાવ્યો છે? નહીં, કારણ કે ભણવું એ એનો જાતિ સ્વભાવ જ નથી.

**કાળ સ્વભાવ**

કાળભેદ થવાથી એના સ્વભાવમાં પણ ભેદ પડે છે. એક વૃક્ષ બે મહિને જ ફળ આપવા લાગે છે તો કોઈ છ મહિને. જૈન દર્શનમાં આરાનું નિરૂપણ આવે છે. પહેલા આરા વખતે પૃથ્વી જેટલી સરસ હતી તેટલી સરસ એ બીજા આરામાં નહોતી. ત્રીજા અને ચોથા આરામાં જ એમાં માનવી મોક્ષે જઈ શકે છે, પાંચમામાં નહીં. આ કાળ સ્વભાવની વિચિત્રતા છે ને! પરિવર્તનનો કાળ સ્વભાવ છે. જેના વડે પ્રત્યેક વસ્તુ પ્રતિક્ષણ પરિવર્તન પામી રહી છે એ શક્તિનું નામ કાળ છે અને પરિવર્તન એ એનો સ્વભાવ છે.

સ્વભાવવાદીનો તર્ક છે કે પ્રત્યેક વસ્તુ પોતાના સ્વભાવમાં સ્થિત છે. કાળ જેવી શક્તિ પણ પોતાના સ્વભાવથી એક ઇંચ આ કે તે વાંકી થઈ શકતી નથી. વીતતી ક્ષણને પાછી વાળી શકાય નહીં. એની પાછળ ઘણો પુરુષાર્થ નાખો તોય, કારણ કે કાળમાં પાછા વળવાનો સ્વભાવ જ નથી.

कंटकस्य तीक्ष्णत्व मयुरस्य विचित्रता ।
वर्णाश्च ताम्रचुडाना स्वभावेन भवन्ति हि ॥

કાટાને અણીદાર બનાવનાર કોણ છે ? મયુર-પાખોને ચિતરનાર ચિત્રકાર કોણ છે ? કૂકડાને કોણે શીખવ્યુ છે કે તુ ચાર વાગતાની સાથે જ બોલી ઊઠજે કોયલને કોણે શીખવ્યુ કે વસત આવતાની સાથે જ પાચેય સ્વરોમા તુ સગીત રેલાવજે આ સ્વભાવવાદ જ છે

દાર્શનિક દૃષ્ટિએ સ્વભાવવાદનુ મહત્ત્વપૂર્ણ સ્થાન છે દરેક પદાર્થ પોતાના સ્વભાવમા રહેલો છે ધર્માસ્તિકાય ગતિ સહાયક જ કેમ હોય છે, સ્થિતિ સહાયક શા માટે નહી ? આનો જવાબ પણ સ્વભાવવાદમા જ છે અમૂર્ત મૂર્તરૂપે શા માટે પરિણમતો નથી ? કારણ કે એ એનો સ્વભાવ જ નથી આગમની રીતે કહુ તો મુક્ત આત્મા ઊર્ધ્વગતિ જ શા માટે કરે છે, અધોગતિ શા માટે નહી, એને માટે શાસ્ત્રકાર પહેલા એક કારણ દર્શાવે છે પરતુ એથી શિષ્યના મનનુ સમાધાન થતુ ન જુએ તો એક પછી બીજો તર્ક કરે છે "**तथागति परिणामाच्च**" ઊર્ધ્વગતિના પરિણામથી જ આત્મા ઉપર જાય છે કારણ કે આત્માનો એ સ્વભાવ છે એટલે એ ઉપર જાય છે સ્વભાવનો હેતુ સર્વ છેલ્લો હોય છે એના પછી કોઈ તર્ક બાકી રહેતો નથી સ્વભાવમા કોઈ તર્ક ચાલતા નથી, સર્વભાવ સ્વભાવમા રહેલ છે.

**કર્મવાદ**

સ્વભાવને વિભાવમા બદલાવનાર કર્મ સમવાય છે આત્મા શુદ્ધરૂપે અવિકાર છે પરતુ એના અવિકારરૂપને વિકૃતિમા લાવનાર કર્મ છે જૈન દર્શનની ફિલસૂફી કર્મવાદના પાયા પર ઊભી છે આ વિશ્વની વિચિત્રતાનુ મૂળ કારણ પણ કર્મ છે એક માતાની કૂખે જન્મનારા બે ભાઈઓમા જુદાપણુ હોય છે એક બુદ્ધિમા કુશાગ્ર હોય છે જ્યારે બીજો બુદ્ધિમદ પણ હોઈ શકે છે પહેલો દસ વાતને એક જ વારમા સમજી લે છે જ્યારે બીજો એક વાતને દસવાર સમજાવો તો પણ સમજતો હોતો નથી

કહેવાય છે કે એક માણસ સપન્ન ઘેર જન્મ્યો છે એની કેળવણી માટેની પૂરી વ્યવસ્થા છે, એની પાસે બુદ્ધિવિકાસના સમસ્ત સાધનો ઉપલબ્ધ છે જ્યારે બીજો પણ આટલી બુદ્ધિપ્રતિભા ધરાવે છે પણ એની પાસે અનુકૂળ સાધનોનો અભાવ છે એટલે એની પ્રતિભા ચમકી શકતી નથી પરતુ એની સાથે જ બીજો પ્રશ્ન એ આવે છે કે બીજી વ્યક્તિ આમ દરિદ્ર ઘરમા કેમ જન્મી હશે ? શા માટે એ સપન્ન ઘરમા ન જન્મી ? કહેવુ પડશે કે એને સાધનવિહીન ઘરમાં આવવા-જન્મવા સારુ બાધ્ય કરનાર તે કર્મો જ છે.

રાજ-સત્તાના નિયમોમાં ફેરફાર થઈ શકે છે તમે ચાહો તો એ કાયદાઓને ઠોકર મારી શકો છો પરંતુ કર્મ-સત્તાના કાયદાને તમે ચાહો અથવા ન ચાહો તો પણ તમારે માનવા જ પડશે. કહેવાય છે કે ચારિત્ર્યશીલ નારીઓના શીયળમાં એટલી શક્તિ છે કે એ અગ્નિને પણ નીરમાં ફેરવી શકે છે. અગ્નિને પાણી બનાવી દેવાની શક્તિ એ સતી-સાધ્વીઓમાં હતી પરંતુ કર્મને બદલી નાખવાની શક્તિ તો એમનામાં પણ નહોતી.

ભગવાન મહાવીરે આજથી અઢી હજાર વર્ષ પહેલાં પોતાના એક પ્રવચનમાં કહ્યું હતું —

सुचिण्णा कम्मा सुचिण्णा फला भवन्ति ।
दुचिण्णा कम्मा दुचिण्णा फला भवन्ति ॥

શુભ કર્મોનું પ્રતિફળ આત્માને શુભરૂપે જ મળશે અને અશુભ કર્મોનું અશુભરૂપે. લસણ-ડુંગળી ખાઈને કોઈ એલચીની સુવાસ નહીં લઈ શકાય એ જ રીતે કોઈ આત્મા અશુભ કર્મ કરી એનું શુભ ફળ નહીં મેળવી શકે. ખેતરમાં બાજરી વાવ્યા બાદ ગમે તેટલી પ્રાર્થના—આજીજી કરો તો પણ એનો ભાત કદી થઈ શકવાનો નથી. આ રીતે અશુભ કર્મોનું ઉપાર્જન કર્યા બાદ ચાહે તેટલા પ્રયત્ન કરવામાં આવે તો પણ અશુભ ફળ જ મળવાનું.

કર્મ ફિલસૂફીનું જ્ઞાન થયા બાદ વ્યક્તિને બીજા પર રોષ તથા વૈર જાગૃત નથી થાય. કારણ કે જ્યારે આપણને એ ભાન થઈ જાય છે કે આ આપત્તિને મેં જ નિમંત્રી છે અને આજે એ આવી છે તો પછી એનો તિરસ્કાર શા માટે? મહાશ્રમણ ગૌતમ ભગવાન મહાવીર પાસે પ્રશ્ન કરે છે—

પ્રશ્ન.—

' जीवाणं भन्ते ! अत्तकडं दुक्खं वेदन्ति
परकडं दुक्खं वेदन्ति तदुभयकडं दुक्खं वेदंति ।

ભગવન્! આ જીવ આત્મકૃત દુઃખને ભોગવે છે કે પરકૃત દુઃખને ભોગવે છે અથવા તદુભયકૃત દુઃખને ભોગવે છે?

જવાબ —

गोयमा ! अत्तकडं दुक्खं वेदेंति नो परकडं
दुक्खं वेदेंति नो तदुभयकडं दुक्खं वेदेंति ।
—भगवती सूत्र ।

ભગવાન બોલ્યા ગૌતમ જીવ સ્વકૃત કર્મને જ ભોગવે છે.

કેટલો મર્મભર્યો આ પ્રશ્ન છે. સ્વર્ગ ને નરક વિશેનું આ કથન નથી. જીવનને સ્પર્શતો પ્રશ્ન છે. આત્મા સ્વકૃત દુઃખનો અનુભવ કરે છે ” એ સૂત્રમાં કર્મફિલસૂફી ભરી પડી છે અને આ વિચાર વિપત્તિની

ક્ષણોમા આપણને ઘણી મોટી સાન્તવના આપે છે જ્યારે મનુષ્ય પર આપત્તિઓનાં વાદળો ઘેરાય છે ત્યારે એ બીજા પર રોષે ભરાય છે પરતુ કર્મવાદ કહે છે કે આના બી તમે જ વાવ્યા હતા, આજે એ વિશાળ વૃક્ષ બનીને આવ્યા છે તો પછી બીજા પર રોષ કે દોષ શા માટે ? જ્યારે ફિલ્સુફી માનવીના મનમા પૂર્ણરૂપે પેસી જાય છે, ત્યારે એ ઘણી મોટી માનસિક અશાન્તિમાંથી મુક્ત બની જાય છે, સાથે-સાથે પોતા પર આવેલા સકટ સારુ પોતાને જ જવાબદાર ગણે છે બીજાને એ આરોપમાથી મુક્ત કરે છે. આમ કરીને તે પરિવાર તેમજ સમાજને એક અશાન્તિથી મુક્ત બનાવે છે. બીજી બાજુ અશાન્તિની જ્વાળા જ્યારે એની ચારે બાજુ ભભૂકતી હશે તો પણ એ હસતે મોએ જ રહેવાનો

કર્મબધના બે મુખ્ય પ્રકારો છે નિદ્ધિત અને નિકાચિત જ્યા સુધી આત્મા મદ પરિણામોથી કર્મોનુ બધન કરે છે ત્યા સુધી બધન કઇક હલકા-શિથિલ હોય છે એ શિથિલ બધન તપ ઇત્યાદિ દ્વારા છૂટી શકે છે જેમ સોયોને એકઠી કરાય છે અને જ્યારે ચાહો ત્યારે એમને જુદી-જુદી પણ કરી શકાય છે તેમ

તીવ્ર પરિણામો વડે જે કર્મ બધાય છે, તેને નિકાચિત કહે છે મન યોગ, વચનયોગ અને કાયયોગ એ ત્રણે અશુભ ક્રિયામા એકરસ બની જાય છે ત્યારે પ્રગાઢ બધન બની જાય છે જેમ સોયોનો જથ્થો બનાવી એને અગ્નિ વડે તપાવી હથોડા વતી ટીપ્યા બાદ એને ચાહો તોય જુદી કરી શકાતી નથી તેમ

આ જ નિકાચિત બધન છે આત્મા એને ભોગવીને જ જુદુ કરી શકે છે તપ અને સાધના એ કર્મને જુદુ કરી શકતા નથી એમા કર્મોનુ ઉદ્વર્તન, અપવર્તન, સક્રમણ વગેરે કાંઈ પણ કારણ સભવિત નથી

કર્મવાદીનો એ તર્ક છે કે જે કાંઈ આપણે પૂર્વ જન્મમા કરીને આવ્યા છીએ તે જ અહી ઉદયમા આવે છે એને ભોગવવુ જ પડશે. આપણા કર્મની સફળતા અથવા અસફળતા, પૂર્વકૃત કર્મ પર જ આધાર રાખે છે આપણો જો શુભ-ઉદય હશે તો આપણને કાર્ય કરવાની પ્રેરણા મળશે કાળ પણ અનુકૂળ હશે તેમ વાતાવરણ પણ અનુકૂળ જ હશે શુભ કર્મનો ઉદય હશે તો શરીર સ્વસ્થ રહેશે અને પછી પુરુષાર્થ પણ કરી શકાશે માટે માનવની સફળતા શુભ કર્મમાં જ રહેલી છે

**પુરુષાર્થવાદ**

કાર્યસિદ્ધિનુ મૂળ પુરુષાર્થ છે બધી જાતના સાધનો પ્રાપ્ત છે પણ

વધુ વાસના અને વિલાસના પ્રસાધનો છે. જેની પાસે ચાર-ચાર મોટરકારો છે, તમારી નજરમા એજ પુણ્યશાળી છે, પરન્તુ જેની પાસે નથી કારે કે નથી મહેલો, પણ જે સાદાઈથી શ્રમ કરી પોતાનુ જીવન વીતાવે છે એ તમારી દૃષ્ટિએ પુણ્યશાળી નહીં હોય

આજના યત્રયુગે માનવને પુરુષાર્થ હીન બનાવી દીધો છે એ પ્રત્યેક કાર્ય માટે યત્રનો દાસ બની ગયો છે નાના નાના ગામડાઓમા વસતી માતાઓ આજે પણ દૂર-દૂરથી કૂવાનુ પાણી ભરી લાવે છે, હાથે ઘટી ચલાવી અનાજ દળે છે, જ્યારે મુબઈની પુણ્યશાળી માતાઓ સાચે જ ભાગ્યશાળી છે એમને માટે વિજ્ઞાને બધી સગવડતાઓ પ્રદાન કરી છે નળને થોડો ફેરવો કે એવુ લાગશે જાણે ગગા ને જમના તો તમારા આગણે જ આવી પહોચી પહેલાની માતાઓ લોટ હાથે દળતી હતી આજે એમને માટે ચક્કીઓ તૈયાર છે રોટલા બનાવવા માટે પહેલા લાકડા અને કોલસા વપરાતા હતા, તેમા ધૂમાડાથી હેરાનગતિ થતી આજે ગેસના ચૂલા તૈયાર છે, જેમા ન ધૂમાડો છે તેમ ન એથી કોઈ હેરાનગતિ સાભળ્યુ છે કે ભોજન બનાવવાનુ મશીન પણ આવી ગયેલ છે એક એવુ ટીકીન આવે છે જેમા તમે ભાત, દાળ-શાક યથાવત્ ભરીને મૂકો અને એને ચૂલા પર ધરો કે આપોઆપ (ઓટોમેટિક) બધુ તૈયાર થઈ જશે હા-હવે એવુ પણ યત્ર બનાવવુ જોઈએ જે રોટલા પણ તમને ચાવી-ચાવીને ખવડાવ્યા કરે. પુરુષાર્થહીનતાની આ પરમ સીમા છે જ તો (સભામા- હસાહસ)

આને ભલે તમે પુણ્ય માનો, પરતુ જૈનદર્શન આનો સ્વીકાર કરતો નથી એ પુરુષાર્થવાદી દર્શન છે એ આળસને પાપ બતાવનાર દર્શન છે તો પછી જે સાધનો મનુષ્યને પુરુષાર્થથી આળસ ભણી ખેચી જાય છે એને પુણ્ય શે મનાય ? અને એક વાત એ પણ છે કે જે પોતાના શરીરને શ્રમથી બચાવે છે એના શરીરમા ચરબી વધી જાય છે, અને શરીર બેડોળ બની જાય છે મે પોતે જોયુ છે કે એક બહેનનુ શરીર એટલુ બધુ ફૂલી ગયુ હતુ કે એને ઉઠવા અને બેસવા સારુ પણ બીજાની મદદની જરૂર પડતી હતી હા, તો કહેવુ પડશે કે શ્રમથી જીવ ચોરનારાને પુણ્યશાળી નહી પણ પાપશાળી જ કહેવા પડશે ઉપનિષદ્ કહે છે કે જે માનવ સુએ છે એનુ ભાગ્ય પણ સુએ છે, જે બેઠો છે, એનુ ભાગ્ય પણ બેઠુ છે, જે ચાલી શકે છે, એનુ ભાગ્ય પણ એને ચાલી આપે છે ગતિ જ જીવન છે પુરુષાર્થ વાદીનુ કહેવુ છે કે ભાગ્યવાદ આળસુઓનો અવાજ છે પુરુષાર્થવાદીને ભાગ્ય પણ સહાયક બને છે માટે સમસ્ત કાર્યોની સિદ્ધિ પુરુષાર્થમા જ રહેલી છે કાળ અનુકૂળ હોય, સ્વભાવ પણ હોય, કર્મના (પુણ્ય) બળે સામગ્રી પણ ઉપલબ્ધ હોય પણ માનવી જો પુરુષાર્થ ન કરે તો એ ભૂખ્યો જ રહેશે.

## નિયતિવાદ (ભાવિભાવ)

નિયતિ વાદનો તર્ક છે વિશ્વની પ્રત્યેક વ્યવસ્થા નિયત (નિશ્ચિત) છે. દિવસ પછી રાતનું આવવું નિશ્ચિત છે જડ ને ચૈતન્ય સમસ્ત પદાર્થો નિયતિવાદની ધૂસરી પર ઘૂમી રહ્યા છે.

મનુષ્ય પુરુષાર્થ કરે છે અને પુરુષાર્થ જ આપણા હાથની વસ્તુ છે. પરંતુ થશે એ જ કે જે નિયતિવાદની વ્યવસ્થામાં નિયત (નિશ્ચિત) છે. કદી કોઈ અકસ્માત બને છે ત્યારે આપણે વિચારીએ છીએ કે એ તરફ આપણે ન ગયા હોત તો આમ ન થાત. પરંતુ આ તો આપણી તુચ્છ (અલ્પ) બુદ્ધિના વિકલ્પો છે. પૂર્ણ જ્ઞાનીની દૃષ્ટિમાં આ એમ થવાનું હતું જ. એટલે એ તો નિમિત્ત માત્ર હતું. પણ યથાર્થમાં એ સમયે એમ થવાનું જ હતું.

વાસુદેવ શ્રીકૃષ્ણ ભ. નેમિનાથ પાસે દ્વારકાના વિનાશ અંગે પ્રશ્ન છે- ભગવાને એમને જવાબ આપ્યો: દ્વૈપાયન ઋષિના ક્રોધની જ્વાળામાં તારી દ્વારિકા એક દાડો ભસ્મ થઈ જશે. ભગવાન નેમિનાથના આ શબ્દોએ શ્રીકૃષ્ણ-વાસુદેવના મનમાં ઘેરી ચિંતા પેઠી. ચિંતિત મને શ્રીકૃષ્ણ બોલ્યા: ભગવન્ કોઈ ઉપાય છે કે દ્વારિકા બચી શકે? ભગવાન બોલ્યા: વાસુદેવ આમ થવાનું જ છે. તથાપિ એમણે કૃષ્ણના મનને સમજાવવા સારુ ઉપાય બતાવ્યો: જ્યાં સુધી દ્વારિકામાં આયંબીલ થતાં રહેશે (ત્યાં સુધી) દ્વૈપાયન દ્વારિકાનું કંઈ નહીં બગાડી શકે." પરન્તુ એ દિવસ પણ આવ્યો જ્યારે દ્વારિકાના ભાગ્ય રૂઠ્યા ને એ વિશાળ નગરી દ્વારિકામાં આયંબીલ કરનાર કોઈ ન મળ્યું. અને જોત જોતામાં જ દ્વારિકામાં અગ્નિ-જ્વાળાઓ લાગવા લાગી અને થોડા જ કલાકોમાં રત્નનગરી દ્વારિકા રાખ બની ગઈ.

સાંભળનારના મનમાં કદાચ એમ થશે કે એક વ્યક્તિ જો આયંબીલ કરી લેત તો દ્વારિકા બચી જાત. પણ એ કેમ કરી બચી શકે? એ ઘડીએ સમાપ્ત થવાની જ હતી. દ્વૈપાયન તો એક નિમિત્ત હતો. પણ સત્ય તો એ હતું કે દ્વારિકાના દિવસો વીતી ગયા હતા. વૈભવની નગરી માટીને ભેટવા જઈ રહી હતી. દ્વૈપાયને તો એક ચિનગારી જ ફેંકી હતી.

સ્થૂળ આંખો આકારના નિમિત્તને જ જુએ છે અને નિમિત્ત પર જ રોષ અને દોષ ઢાળવે છે. પરંતુ તત્ત્વદર્શીના મનમાં એ ચીજ એ દિવસે થવાની હતી. તમારા બધા પ્રયત્નો નકામા બના. જો સારું થવાનું છે તો તેવાં નિમિત્ત પણ એમાં આવી મળશે. તમારો પુરુષાર્થ પણ એ બાજુએ જ દોરશે, ને અશુભ થવાનું છે તો બધા જ પ્રયત્નો પણ વ્યર્થ સિદ્ધ થશે. પાંચ પાંડવ જેવા બળવાનોની હાજરી હોવા છતાં દ્રૌપદીની લાજ લુંટાતી હતી. ભીમની ગદા અને અર્જુનનું ગાંડીવ એક બાજુએ જ ઊભાં રહ્યાં

ગયા તમે પૂછશો શા માટે ? એનો જવાબ છે, એમ થવાનુ જ હતુ આજે એક વ્યક્તિ દીક્ષા લે છે અને કાલે એ છોડી પણ દે છે સર્વજ્ઞ પોતાના જ્ઞાનચક્ષુ વડે જુએ છે કે આ વ્યક્તિ દીક્ષા નહી પાળે શાસનનો સહારક શત્રુ બનશે તો પણ દીક્ષા દે છે કે નહી ? જવાબ છે, જરૂર અપાય છે, આગમ સાક્ષી છે કે એવી વ્યક્તિઓને દીક્ષા અપાઈ છે ભગવાન મહાવીરે જમાલીને દીક્ષા આપી હતી અને એને પોતાનો શિષ્ય બનાવ્યો હતો પ્રશ્ન થશે એમ શા માટે ? કારણ કે તેઓ એ જાણતા હતા કે એ દીક્ષા લઈને છોડી દેશે, તેમ તેઓ એ પણ જાણતા હતા કે મારા હાથે આ થવાનુ જ છે એને અભાવવાની તાકાત એમના હાથોમા પણ નહોતી

ભાવિભાવ એ તત્ત્વ છે કે જેને આધીન કાળ, સ્વભાવ, કર્મ અને પુરુષાર્થ એ બધા છે એક માળી આબો રોપે છે, વર્ષાઋતુ આવી, કાળ સમવાય પણ અનુકૂળ છે ગોટલીમાં ઉગવાનો સ્વભાવ પણ છે સચિત કર્મના યોગે માળી પાસે આબાની ગોટલી પણ છે અને માળી એને જમીનમા રોપે છે એની રક્ષા કરે છે, અહી પુરુષાર્થ પણ છે પરતુ આ બધુ હોવા છતા એને એક કીટક લાગી ગયુ, જેણે ગોટલીને ખોખલી કરી નાખી, એ ઊગી ન શકી એ ગોટલીને આબાના વિશાળ વૃક્ષ પરિણત થવાનુ હતુ જ નહી

એક વિદ્યાર્થી છે એનો એ ધ્યેય છે કે પરીક્ષામા પહેલા નબરે પાસ થવુ પરતુ એના સારુ સમયની પણ જરૂર રહેશે એક દિવસમા જ કાંઈ એ બધુ વાચી શકશે નહિ માટે સમય ક્ષેપમા કાળ સમવાય જરૂરી છે એનો વાચવાનો સ્વભાવ પણ છે કારણ કે ચેતન વાચી શકે છે જડ નહી એટલે સ્વભાવ સમવાય પણ અનુકૂળ છે જ્ઞાનાવરણના ક્ષયોપશમથી બુદ્ધિ પણ સાંપડી છે કર્મ પણ સહયોગી છે, વાચન સારુ એ પરિશ્રમ પણ કરે છે, પુરુષાર્થી છે, પરતુ દુર્ભાગ્ય કે પરીક્ષાનો દિવસ આવ્યો અને એ ૧૦૫ ડીગ્રી તાવમા સપડાઈ ગયો પરીક્ષામા બેસી શક્યો નહી, અને એમ એને સફળતા મળી નહી અહી બધુ ઉપસ્થિત છે તો પણ એક વસ્તુનો અભાવ રહ્યો કહેવુ પડશે કે નિયતિવાદ અનુકૂળ ન હતો એને જો પરીક્ષામા પાસ થવુ જ હતુ તો એ બીમાર જ ન પડત

## : થોડાક પ્રશ્નો :

પચ સમવાયના તત્ત્વ ઉપર ચર્ચા ચાલી રહી છે એક પ્રશ્ન એ થાય છે કે ભાવિભાવ અને કર્મ વચ્ચે શો ભેદ છે ? કારણ કે મનુષ્યને શુભ કર્મનો ઉદય હશે તો એ સફળ થશે જ અને અશુભનો ઉદય હશે તો એના બધા પ્રયત્નો નિષ્ફળ સિદ્ધ થવાના, તો પછી ભાવિભાવને સ્વતત્ર જુદુ માનવાની શી જરૂર છે ?

ગાથા

જોયણ સહસ્સ, ગાઉઅ પુહુત્તં તત્તો જોયણ પુહુત્ત;
દોણ્હં તુ ધણુહ પુહુત્ત સમૂછીમે હોઇ ઉચ્ચત્ત. ૧

૧ **જલચરની,** એક હજાર જોજનની
૨ **સ્થળચરની,** પૃથક્ ગાઉની છે, (બેથી નવ ગાઉ સુધીની)
૩ **ઉરપરિસર્પની,** પૃથક્ યોજનાની છે, (બેથી નવ યોજન સુધીની)
૪ **ભુજપરિસર્પની,** પૃથક્ ધનુષ્યની છે (બેથી નવ ધનુષ્યની)
૫ **ખેચરની,** પૃથક્ ધનુષ્યની છે (બેથી નવ ધનુષ્ય સુધીની)

### ૩ સહનન દ્વાર.

ત્રણ વિકલેદ્રિય (બેઇંદ્રિય, ત્રિઇંદ્રિય, ચૌઇંદ્રિય) ને તિર્યંચ સમૂર્છિમ ૫ચેદ્રિયમા, સહનન એક તે, એક સેવાર્ત્ત

### ૪ સસ્થાન દ્વાર.

ત્રણ વિકલેંદ્રિય ને તિર્યંચ સંમૂર્છિમ પંચેંદ્રિયમાં, સસ્થાન તે એક, હુડ

**૫ કષાય દ્વાર.** તેમા કષાય ચાર
**૬ સંજ્ઞા દ્વાર.** તેમા સજ્ઞા ચાર
**૭ લેશ્યા દ્વાર.** તેમા લેશ્યા ત્રણ. ૧ કૃષ્ણ, ૨ નીલ, ૩ કાપોત

### ૮ ઇંદ્રિય દ્વાર.

બેઇંદ્રિયમા ઇંદ્રિય બે
ત્રિઇંદ્રિયમા ઇંદ્રિય ત્રણ
ચૌઇંદ્રિયમા ઇંદ્રિય ચાર
તિર્યંચ અમૂર્છિમ ૫ચેદ્રિયમા ઇંદ્રિય પાચ

### ૯ સમુદ્ઘાત.

તેમા સમુદ્ઘાત ત્રણ તે, ૧ વેદનીય ૨ કષાય, ૩ મારણાતિક

### ૧૦ સજ્ઞી અસંજ્ઞી દ્વાર.

ત્રણ વિકલેદ્રિય તથા સમૂર્છિમ તિર્યંચ ૫ચેદ્રિય, અસજ્ઞી

**તિર્યંચ સંમૂર્છિમ પંચેદ્રિયમાં** દશ ઔદારિકનો **આવે,** તે ઉપર મુજબ દશ કહ્યા તે, **જાય** બાવીશ દંડકમાં-તે જ્યોતિષી, ને વૈમાનિક એ બે વિનાના બાવીશ દંડકમા જાય

**૨૦ સ્થિતિ દ્વાર**

**બેઇંદ્રિયની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ બાર વર્ષની

**ત્રિઇંદ્રિયની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ ૪૯ દિવસની

**ચોઇદ્રિયની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ ૭ માસની

**તિર્યંચ સંમૂર્છિમ પંચેદ્રિયની સ્થિતિ,** જુદી જુદી નીચે મુજબ.

ગાથા

**પુવ્વ ક્રોડ ચઉરાશી, તેપન, બાયાલીસ, બહુત્તેર; સહસાઇ વાસાઇ, સમુછિમે આઉયં હોઇ.**

**જલચરની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ, પૂર્વક્રોડ વર્ષની

**સ્થળચરની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ ચોરાશી હજાર વર્ષની.

**ઉરપરિસર્પની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ, ત્રેપન હજાર વર્ષની.

**ભુજપરિસર્પની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ, બેતાળીશ હજાર વર્ષની

**ખેચરની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ બહોતેર હજાર વર્ષની

**૨૧ મરણદ્વાર**

સમોહિયા મરણ, તે એળની પેરે ચાલે,

અસમોહિયા મરણ, તે દડીની પેઠે ચાલે

**૨૩ આગતિ દ્વાર, ૨૪ ગતિ દ્વાર**

**બેઇદ્રિય, ત્રિઇદ્રિય ચૌઇદ્રિયમાં બે ગતિનો આવે તે,** ૧ મનુષ્ય, ને ૨ તિર્યંચનો, **જાય** બે ગતિમા તે એક મનુષ્ય, ને ૨ તિર્યંચમા

**તિર્યંચ સંમૂર્છિમ પંચેદ્રિયમાં બે ગતિનો આવે તે,** ૧ મનુષ્યનો, ને ૨ તિર્યંચનો **જાય ચાર ગતિમા** તે, ૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ને ૪ દેવ એ ચારમાં જાય

**ઇતિ ત્રણ વિકલેદ્રિય, (બેઇંદ્રિય, ત્રિઇદ્રિય, ચૌઇંદ્રિય) ને તિર્યંચ સંમૂર્છિમ પંચેદ્રિય દંડક સંપૂર્ણ.**

## ૧૪ દર્શન દ્વાર.

તેમા દર્શન ત્રણ તે, ૧ ચક્ષુ દર્શન, ૨ અચક્ષુ દર્શન, ૩ અવધિ દર્શન.

## ૧૫ જ્ઞાન દ્વાર.

તેમા જ્ઞાન ત્રણ તે, ૧ મતિ જ્ઞાન, ૨ શ્રુત જ્ઞાન, ૩ અવધિ જ્ઞાન અજ્ઞાન પણ ત્રણ તે, ૧ મતિ અજ્ઞાન, ૨ શ્રુત અજ્ઞાન, ૩ વિભંગ જ્ઞાન.

## ૧૬ યોગ દ્વાર.

તેમા યોગ તેર તે, ૧ સત્ય મનયોગ, ૨ અસત્ય મનયોગ, ૩ મિશ્ર મનયોગ, ૪ વ્યવહાર મનયોગ, ૫ સત્ય વચનયોગ, ૬ અસત્ય વચનયોગ, ૭ મિશ્ર વચનયોગ, ૭ વ્યવહાર વચનયોગ ૯ ઔદારિક શરીર કાયયોગ ૧૦ ઔદારીક મિશ્ર શરીર કાયયોગ, ૧૧ વૈક્રિય શરીર કાયયોગ, ૧૨ વૈક્રિય મિશ્ર શરીર કાયયોગ, ૧૩ કાર્મણ શરીર કાયયોગ

## ૧૭ ઉપયોગ દ્વાર

**તિર્યંચ ગર્ભજમાં** ઉપયોગ નવ તે, ૧ મતિ જ્ઞાન ઉપયોગ, ૨ શ્રુત જ્ઞાન ઉપયોગ, ૩ અવધિ જ્ઞાન ઉપયોગ ૪ મતિ અજ્ઞાન ઉપયોગ, ૫ શ્રુત અજ્ઞાન ઉપયોગ, ૬ વિભંગ જ્ઞાન ઉપયોગ, ૭ ચક્ષુ દર્શન ઉપયોગ, ૮ અચક્ષુ દર્શન ઉપયોગ, ૯ અવધિ દર્શન ઉપયોગ

**૧૮ આહાર દ્વાર.** તેમા આહાર ત્રણ પ્રકારનો

**૧૯ ઉપજવાનાં દ્વાર.** તેમા ચોવીશ દંડકનો આવે

**૨૨ ચવવાનાં દ્વાર.** જાય પણ ચોવીશ દંડકમા

## ૨૦ સ્થિતિ દ્વાર.

**જલચરની,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ, પૂર્વ ક્રોડ વર્ષની

**સ્થલચરની,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ, ત્રણ પલ્યની

**ઉરપરિસર્પની,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ, પૂર્વ ક્રોડ વર્ષની.

**ભુજપરિસર્પની,** જઘન્ય અંતર્મુહૂર્ત્તની; ઉત્કૃષ્ટ, પૂર્વ ક્રોડ વર્ષની.

**ખેચરની,** જઘન્ય, અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ, પલ્યના અસંખ્યાતમા ભાગની

## ૨૧ મરણ દ્વાર

સમોહિયા મરણ તે એળની પેઠે ચાલે

અસમોહિયા મરણ તે દડીની પેઠે ચાલે

૨૩ આગતિ દ્વાર, તિર્યંચ ગર્ભજ પંચેંદ્રિયમાં ચાર ગતિનો આવે

૨૪ ગતિદ્વાર, તે ચાર ગતિમાં જાય.

ઇતિ તિર્યંચ ગર્ભજ પંચેંદ્રિયના એક દંડક સંપૂર્ણ

---

મનુષ્ય ગર્ભજ પંચેંદ્રિયનો એક દંડક

૧ શરીર મનુષ્ય ગર્ભજમાં શરીર પાંચ.

૨ અવગાહના દ્વાર

અવસર્પિણી કાળમાં

મનુષ્ય ગર્ભજની અવગાહના પહેલો આરો બેસતા ત્રણ ગાઉની ઉતરતે આરે બે ગાઉની

બીજો આરો બેસતા બે ગાઉની ઉતરતે આરે એક ગાઉની

ત્રીજો આરો બેસતા એક ગાઉની ઉતરતે આરે પાંચસેં ધનુષ્યની

ચોથા આરો બેસતા પાંચસે ધનુષ્યની, ઉતરતે આરે સાત હાથની

પાંચમો આરો બેસતા સાત હાથની, ઉતરતે આરે એક હાથની.

છઠ્ઠો આરો બેસતા એક હાથની ઉતરતે આરે મુંઢ હાથની

ઉત્સર્પિણી કાળમાં

પહેલા આરો બેસતા મુંઢ હાથની, ઉતરતે આરે એક હાથની

બીજો આરો બેસતા એક હાથની, ઉતરતે આરે સાત હાથની

ત્રીજો આરો બેસતા સાત હાથની, ઉતરતે આરે પાંચસેં ધનુષ્યની

ચોથા આરો બેસતા પાંચસે ધનુષ્યની ઉતરતે આરે એક ગાઉની

પાંચમો આરો બેસતા એક ગાઉની ઉતરતે આરે બે ગાઉની.

છઠ્ઠો આરો બેસતા બે ગાઉની, ઉતરતે આરે ત્રણ ગાઉની.

મનુષ્ય વૈક્રિય કરે તો જઘન્ય, આંગુલનો અસંખ્યાતમો ભાગ. ઉત્કૃષ્ટ, લાખ જોજન અધિક

૩ સંઘયન દ્વાર, તેમાં સંઘયન ૭.

૪ સંસ્થાન દ્વાર તેમાં સંસ્થાન ૭

૫ કષાય દ્વાર તેમાં કષાય ચાર.

૬ સંજ્ઞા દ્વાર. તેમા સજ્ઞા ચાર

૭ લેશ્યા દ્વાર તેમા લેશ્યા ચાર

૮ ઇંદ્રિય દ્વાર તેમા ઇંદ્રિય પાચ

૯ સમુદ્દઘાત દ્વાર. તેમા સમુદ્ઘાત સાત

૧૦ સંજ્ઞી દ્વાર તેમા સંજ્ઞી

૧૧ વેદ દ્વાર તેમા વેદ ત્રણ

૧૨ પર્યાપ્તિ દ્વાર તેમા પર્યાપ્તિ છ અપર્યાપ્તિ છ

૧૩ દૃષ્ટિ દ્વાર તેમા દૃષ્ટિ ત્રણ

૧૪ દર્શન દ્વાર. દર્શન ચાર

૧૫ જ્ઞાન દ્વાર. જ્ઞાન પાંચ, અજ્ઞાન ત્રણ

૧૬ યોગ દ્વાર. યોગ પંદર

૧૭ ઉપયોગ દ્વાર. તેમા આહાર ત્રણ પ્રકારનો

૧૮ આહાર દ્વાર. તેમાં આહાર ત્રણ પ્રકારનો

૧૯ ઉપજવાનાં દ્વાર. મનુષ્ય ગર્ભજમા, બાવીશદંડકનો આવે, તે તેજસ્કાય, ને વાયુકાયના બે દંડક વિનાના, બાકીના બાવીશ દંડકનો આવે

૨૨ ચવવાનાં દ્વાર. જાય ચોવીશ દંડકમા

## ૨૦ સ્થિતિ દ્વાર.

### અવસર્પિણી કાળમાં

**પહેલો આરો બેસતાં,** ત્રણ પલ્યની સ્થિતિ, ઉતરતે આરે બે પલ્યની

**બીજો આરો બેસતાં,** બે પલ્યની સ્થિતિ, ઉતરતે આરે એક પલ્યની.

**ત્રીજો આરો બેસતાં** એક પલ્યની સ્થિતિ, ઉતરતે આરે ક્રોડ પૂર્વની

**ચોથા આરો બેસતાં.** ક્રોડ પૂર્વની સ્થિતિ, ઉતરતે આરે બસો વર્ષમા ઊણી

**પાંચમો આરો બેસતાં.** બસો વર્ષમા ઊણી સ્થિતિ, ઉતરતે આરે વીશ વર્ષના

**છઠ્ઠો આરો બેસતાં** વીશ વર્ષની, ઉતરતે આરે સોળ વર્ષની

### ઉત્સર્પિણી કાળમાં

**પહેલો આરો બેસતાં,** સોળ વર્ષની, ઉતરતે આરે વીશ વર્ષની.

બીજે આરે બેસતા, વીશ વર્ષની ઉતરતે આરે બસો વર્ષની.
ત્રીજે આરે બેસતા, બસો વર્ષની ઉતરતે આરે ક્રોડ પૂર્વની.
ચોથા આરે બેસતા, ક્રોડ પૂર્વની, ઉતરતે આરે એક પલ્યની.
પાંચમે આરે બેસતા, એક પલ્યની ઉતરતે આરે બે પલ્યની.
છઠ્ઠે આરે બેસતા બે પલ્યની ઉતરતે આરે ત્રણ પલ્યની સ્થિતિ.
૨૧ મરણ દ્વાર. મરણ બે. ૧ સમોહિયા મરણ, ૨ અસમોહિયા મરણ.
૨૩ આગતિ દ્વાર મનુષ્ય ગર્ભજમા ચાર ગતિનો આવે, તે ૧ નારકી ૨ તિર્યંચ ૩ મનુષ્ય, ૪ દેવના.
૨૪ ગતિ દ્વાર મનુષ્ય ગર્ભજ જાય પાંચ ગતિમાં.

ઇતિ મનુષ્ય ગર્ભજનો દંડક સંપૂર્ણ

---

## મનુષ્ય સમૂર્છિમનો દંડક.

### ૧ શરીર

મનુષ્ય સંમૂર્છિમમા શરીર ત્રણ તે, ૧ ઔદારિક ૨ તૈજસ, ૩ કાર્મણ.

### ૨ અવગાહના દ્વાર

તેની અવગાહના, જઘન્ય, આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ, પણ આંગુલના અસંખ્યાતમા ભાગની

૩ સંઘયન દ્વાર તેમાં સંઘયન એક તે ૧ સેવાર્ત્ત
૪ સંસ્થાન દ્વાર તેમાં સંસ્થાન એક તે, હુંડ.
૫ કષાય દ્વાર તેમાં કષાય ચાર.
૬ સંજ્ઞા દ્વાર તેમાં સંજ્ઞા ચાર.
૭ લેશ્યા દ્વાર તેમાં લેશ્યા ત્રણ તે, ૧ કૃષ્ણ, ૨ નીલ, ૩ કાપોત.
૮ ઇંદ્રિય દ્વાર તેમાં ઇંદ્રિય પાંચ.
૯ સમુદ્ઘાત દ્વાર સમુદ્ઘાત ત્રણ તે, ૧ વેદનીય ૨ કષાય ૩ મારણાંતિક.
૧૦ સંજ્ઞી દ્વાર તેમાં અસંજ્ઞી.
૧૧ વેદ દ્વાર તેમાં વેદ એક તે, નપુંસક વેદ.
૧૨ પર્યાપ્તિ દ્વાર તેમાં પર્યાપ્તિ ચાર. ને અપર્યાપ્તિ પાંચ.
૧૩ દૃષ્ટિ દ્વાર તેમાં દૃષ્ટિ એક ૧ મિથ્યાત્વ દૃષ્ટિ

**૧૪ દર્શન દ્વાર** તેમા દર્શન બે, ૧ ચક્ષુદર્શન, ૨ અચક્ષુદર્શન.

**૧૫ જ્ઞાન દ્વાર.** તેમા જ્ઞાન નથી અજ્ઞાન બે તે, ૧ મતિ અજ્ઞાન, ૨ શ્રુત અજ્ઞાન.

**૧૬ યોગ દ્વાર.**

તેમા યોગ ત્રણ તે, ૧ ઔદારિક શરીર કાયયોગ, ૨ ઔદારિક મિશ્ર શરીર કાયયોગ, ૩ કાર્મણ શરીર કાયયોગ.

**૧૭ ઉપયોગ દ્વાર.**

ઉપયોગ ચાર ૧ મતિ અજ્ઞાન ઉપયોગ, ૨ શ્રુત અજ્ઞાન ઉપયોગ, ૩ ચક્ષુ દર્શન ઉપયોગ, ૪ અચક્ષુ દર્શન ઉપયોગ.

**૧૮ આહાર દ્વાર.**

આહાર બે પ્રકારનો, ૧ ઓજમ્, ૨ રોમ, તે ૧ સચિત્ત, ૨ અચિત્ત, ૩ મિશ્ર

**૧૯ ઉપજવાનાં દ્વાર.**

મનુષ્ય સમૂર્છિમમા આઠ દંડકનો આવે તે, ૧ પૃથ્વીકાય, ૨ અપૂકાય, ૩ વનસ્પતિકાય, ૪ બેઇંદ્રિય, ૫ ત્રિઇંદ્રિય, ૬ ચોઇંદ્રિય, ૭ મનુષ્ય, ૮ તિર્યંચ ૫ ચેંદ્રિય એ આઠનો આવે

**૨૨ ચવવાનાં દ્વાર.**

તે પાચ એકેંદ્રિય, ત્રણ વિકલેંદ્રિય મનુષ્ય ને તિર્યંચ એ દશ દડકમા જાય

**૨૦ સ્થિતિ દ્વાર.**

તેની સ્થિતિ જઘન્ય, અતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ, અંતર્મુહૂર્તની.

**૨૧ મરણ દ્વાર.** મરણ બે ૧ સામોહિયા મરણ, ૨ અસમોહિયા મરણ.
**૨૩ આગતિ દ્વાર.** તેમા બે ગતિનો આવે તે, ૧ મનુષ્ય, ૨ તિર્યચનો.
**૨૪ ગતિ દ્વાર.** જાય બે ગતિમા તે મનુષ્ય ને તિર્યંચમા

**ઇતિ મનુષ્ય સંમૂર્છિમનો દંડક સંપૂર્ણ.**

---

જુગલીયાનો દડક.

**૧ શરીર દ્વાર.**

જુગલીયામાં શરીર ત્રણ તે, ૧ ઔદારિક ૨ તેજસ, ૩ કાર્મણ

## ૨ અવગાહના દ્વાર.

હેમવય, હિરણ્યવયમાં જઘન્ય આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ એક ગાઉની

હરિવાસ, રમ્યકવાસમાં જઘન્ય, આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ બે ગાઉની

દેવકુરુ ઉત્તરકુરુમાં જઘન્ય, આંગુલના અસંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ ત્રણ ગાઉની

છપ્પન અંતરદ્વીપમાં આઠસેં ધનુષ્યની

## સંઘયન દ્વાર

જુગલીયામાં સંઘયન એક તે, ૧ વજ્રઋષભનારચ સંઘયન.

## ૪ સંસ્થાન દ્વાર.

જુગલીયામાં સંસ્થાન એક તે, ૧ સમચતુરસ્ર સંસ્થાન.

૫ કષાય દ્વાર જુગલીયામાં કષાય ચાર.

૬ સંજ્ઞા દ્વાર જુગલીયામાં સંજ્ઞા ચાર.

૭ લેશ્યા દ્વાર જુગલીયામાં લેશ્યા ચાર તે ૧ કૃષ્ણ ૨ નીલ, ૩ કાપોત, ૪ તેજો.

૮ ઇંદ્રિય દ્વાર જુગલીયામાં ઇંદ્રિ પાંચ.

૯ સમુદ્ઘાત દ્વાર જુગલીયામાં સમુદ્ઘાત ત્રણ તે, ૧ વેદની ૨ કષાય ૩ મારણાંતિક.

૧૦ સંજ્ઞી દ્વાર જુગલીયા સંજ્ઞી. અંતરદ્વીપમાં સંજ્ઞી, અસંજ્ઞી

૧૧ વેદ દ્વાર તેમાં વેદ બે તે, ૧ સ્ત્રીવેદ, ૨ પુરૂષવેદ.

૧૨ પર્યાપ્તિ દ્વાર તેમાં પર્યાપ્તિ ૭ ને અપર્યાપ્તિ ૭.

## ૧૩ દષ્ટિ દ્વાર

પાંચ દેવકુરુ પાંચ ઉત્તરકુરુમાં દષ્ટિ બે તે, ૧ સમકિત દષ્ટિ ૨ મિથ્યાત્વ દષ્ટિ

પાંચ હરિવાસ, પાંચ રમ્યકવાસ, પાંચ હેમવય, પાંચ હિરણ્યવય એ વીશ અકર્મભૂમિ, ને છપ્પન અંતરદ્વીપમાં દષ્ટિ એક તે ૧ મિથ્યાત્વ દષ્ટિ

---

*૩ અકર્મભૂમિમાં ૨ દષ્ટિ અને ૨ જ્ઞાન તથા ૨ અજ્ઞાન છે અને ૫૬ અંતરદ્વીપમાંજ ૧ મિથ્યાદષ્ટિ અને ૨ અજ્ઞાન હોવાનું પણ કેટલાક ગ્રંથોમાં છે

## ૧૪ દર્શન દ્વાર.

સર્વમા દર્શન બે તે ૧ ચક્ષુદર્શન ૨ અચક્ષુદર્શન

## ૧૫ જ્ઞાનદ્વાર.

*પાંચ દેવકુરૂ, પાંચ ઉત્તરકુરૂમાં બે જ્ઞાન તે, ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન

પાંચ દેવકુરૂ, પાંચ ઉત્તરકુરૂમાં બે અજ્ઞાન તે. ૧ મતિ અજ્ઞાન, ૨ શ્રુતઅજ્ઞાન

બાકી રહેલ વીસ અકર્મભૂમિ, ને છપ્પન અંતરદ્વીપમાં બે અજ્ઞાન, ૧ મતિ અજ્ઞાન, ૨ શ્રુતઅજ્ઞાન

## ૧૬ યોગ દ્વાર.

સર્વમાં યોગ અગિયાર તે, ૧ સત્ય મનયોગ, ૨ અસત્ય મનયોગ, ૩ મિશ્ર મનયોગ ૪ વ્યવહાર મનયોગ, ૫ સત્ય વચનયોગ, ૬ અસત્ય વચનયોગ, ૭ મિશ્ર વચનયોગ, ૮ વ્યવહાર વચનયોગ, ૯ ઔદારિક શરીર કાયયોગ, ૧૦ ઔદારિક મિશ્ર શરીર કાયયોગ, ૧૧ કાર્મણ શરીર કાયયોગ

## ૧૭ ઉપયોગ દ્વાર.

*પાંચ દેવકુરૂ, પાંચ ઉત્તરકુરૂમાં ઉપયોગ છ તે, મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ મતિઅજ્ઞાન, ૪ શ્રુતઅજ્ઞાન, ૫ ચક્ષુદર્શન, ૬ અચક્ષુદર્શન.

બાકીના વીશ અકર્મભૂમિ ને છપ્પન અંતરદ્વીપમા ઉપયોગ ચાર, તે ૧ મતિ અજ્ઞાન ઉપયોગ, ૨ શ્રુત અજ્ઞાન ઉપયોગ, ૩ ચક્ષુ દર્શન, ૪ અચક્ષુ દર્શન

## ૧૮ આહાર દ્વાર.

જુગલીયામા આહાર ત્રણ પ્રકારનો

## ૧૯ ઉપજવાનાં દ્વાર. ૨૨ ચવનનાં દ્વાર.

ત્રીશ અકર્મભૂમિમાં બે દંડકનો આવે, તે ૧ મનુષ્ય, ૨ તિર્યંચનો.

જાય તેર દંડકમાં, તે દશ ભવનપતિના દશ દંડક, ૧૦ એક વાણવ્યતર, ૧૧. એક જ્યોતિષી, ૧૨ વૈમાનિક ૧૩, એ તેર દંડકમા

છપ્પન અંતરદ્વીપમા બે દંડકનો આવે, તે ૧ મનુષ્યનો તિર્યંચનો જાય અગિયાર દંડકમા તે, દશ ભવનપતિ, એક વાણવ્યંતર એ અગિયારમા જાય

---

*૩૦ અકર્મભૂમિમા ૬ ઉપયોગ (૨ જ્ઞાન, ૨ અજ્ઞાન ૨ દર્શન) અને ૫૬ અંતરદ્વીપમાજ ૪ ઉપયોગ (૨ અજ્ઞાન ૨ દર્શન) પણ અન્ય ગ્રંથોમા કહેલ છે

## २० स्थिति द्वार

हेमवय, हिरण्यवयमां जघन्य एक पल्यमां देश ऊणी, उत्कृष्ट एक पल्यनी.
हरिवास रम्यकवासमां जघन्य बे पल्यमां देश ऊणी. उत्कृष्ट बे पल्यनी.
देवकुरु उत्तरकुरुमां, जघन्य त्रण पल्यमां देश ऊणी, उत्कृष्ट त्रण पल्यनी.
छप्पन अंतरद्वीपमां जघन्य पल्यना असंख्यातमा भागमां देश ऊणी,
उत्कृष्ट पल्यना असंख्यातमा भागनी

## २१ मरण द्वार

मरण बे १ समोहिया मरण, २ असमोहिया मरण

## २३ आगति द्वार

वमां आवे बे गतिनो १ मनुष्य ने २ तिर्यंचनो

## २४ गति द्वार

जाय एक गतिमां ते, १ देवमां.

इति जुगलीयानो दंडक संपूर्ण

---

## सिद्धनो विस्तार

१ शरीर द्वार सिद्धमां शरीर नथी

२ अवगाहना द्वार पांचसे धनुष्यना सिद्ध थया होय तेनी त्रणसें
तेत्रीश धनुष्य ने बत्रीश आंगुलनी

सात हाथना सिद्ध थया होय तेनी चार हाथ ने सोळ आंगुलनी.

बे हाथना सिद्ध थया होय तेनी एक हाथ ने आठ आंगुलनी.

3 संघयण द्वार सिद्ध असंघयणी (असघयणी)

४ संस्थान द्वार सिद्ध असंस्थानी.

५ कषाय द्वार सिद्ध अकषायी

६ संज्ञा द्वार सिद्धने संज्ञा नथी

७ लेश्या द्वार सिद्धने लेश्या नथी

८ इन्द्रिय द्वार सिद्धने इन्द्रियो नथी.

९ समुद्घात द्वार सिद्धने समुद्घात नथी.

१० संज्ञी द्वार सिद्ध संज्ञी नथी, असंज्ञी नथी

११ वेद द्वार सिद्धने वेद नथी

૧૨ પર્યાપ્તિ દ્વાર. સિદ્ધને પર્યાપ્તિ નથી, અપર્યાપ્તિ નથી.
૧૩ દૃષ્ટિ દ્વાર. સિદ્ધમા સમકિત દૃષ્ટિ.
૧૪ દર્સન દ્વાર. સિદ્ધમા કેવલદર્શન
૧૫ જ્ઞાન દ્વાર. સિદ્ધમા કેવલજ્ઞાન
૧૬ યોગ દ્વાર. સિદ્ધને યોગ નથી
૧૭ ઉપયોગ દ્વાર. સિદ્ધને ઉપયોગ બે, ૧ કેવલજ્ઞાન, ૨ કેવલદર્શન
૧૮ આહાર દ્વાર. સિદ્ધને આહાર નથી
૧૯ ઉપજવાનાં દ્વાર. સિદ્ધમા ઉપજવુ છે.
૨૦ સ્થિતિ દ્વાર. સિદ્ધને આદિ છે પણ અંત (છેડો) નથી.
૨૧ મરણ દ્વાર. એકે મરણ નથી
૨૨ ચવણ દ્વાર. સિદ્ધને ચવવુ નથી
૨૩ આગતિ દ્વાર. આગતિ, તે એક મનુષ્યનો આવે
૨૪. ગતિ દ્વાર સિદ્ધને ગતિ નથી

એવા સિદ્ધ ભગવંતજીને મારો ત્રણે કાલ નમસ્કાર હો

ઇતિ શ્રી સિદ્ધ ભગવતનો વિસ્તાર સંપૂર્ણ.

ઇતિ ચોવીશ દંડક સપૂર્ણ

# (૭) આઠ કર્મની પ્રકૃતિ.

### પ્રથમ આઠ કર્મનાં નામ.

૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુષ્ય, ૬ નામ, ૭ ગોત્ર ૮ અતરાય.

### આઠ કર્મનાં લક્ષણ.

૧ જ્ઞાનાવરણીય કર્મ, સૂર્યને ઢાકવા જેમ વાદળ તે સમાન છે
૨ દર્શનાવરણીય કર્મ, રાજા પાસે જતા જેમ દ્વારપાળ તે સમાન છે
૩ વેદનીય કર્મ શાતાવેદનીય=મધથી ખરડેલી તરવારની ધાર જેમ તે સમાન છે તે ચાટે તો ગળી લાગે, પણ જીભ કપાય

## ૨ દર્શનાવરણીય કર્મનો વિસ્તાર.

### દર્શનાવરણીય કર્મની પ્રકૃતિ નવ.

૧ નિદ્રા, તે સુખે ઉંઘે, સુખે જાગે

૨ નિદ્રા નિદ્રા, તે દુઃખે ઉંઘે, દુઃખે જાગે

૩ પ્રચલા તે બેઠા બેઠા ઉંઘે.

૪ પ્રચલા પ્રચલા, તે બોલતા બોલતા, ખાતા ખાતા ઉંઘે.

૫ થીણદ્ધિ (સ્ત્યાનર્દ્ધિ) નિદ્રા, તે ઉંઘને વિષે અર્ધ વાસુદેવનું બળ આવે, ત્યારે ઉંઘમાં ને ઉંઘમા ઉઠે, ઉઠીને પટારો ઉઘાડે, ઉઘાડીને માહેથી ઘરેણાનો ડાબલો લે, અને લુગડાનો બચકો બાંધીને તે લઇને નદીએ જાય, તે ઘરેણાનો ડાબલો હજાર મણની શિલા ઉંચી કરી તેની નીચે દાટે ને લુગડા ધોઇને ઘેર આવે, સવારે જાગે પણ ખબર ન પડે ઘરેણાનો ડાબલો શોધે પણ ખબર ન પડે ઘરેણાનો ડાબલો શોધે પણ જડે નહિ એવી નિદ્રા ફરીથી ૭ મહિને આવે ત્યારે ઘરેણાનો ડાબલો દાટ્યો હોય ત્યાંથી લઇને આવે, ને જ્યાં હોય ત્યા મૂકે, ત્યારપછી કાળ કરે, એવી ઉંઘવાળો હોય તે મરીને નરકે જાય તેને થીણદ્ધિ (સ્ત્યાનર્દ્ધિ) નિદ્રા કહીયે.

૬ ચક્ષુ દર્શનાવરણીય, ૭ અચક્ષુ દર્શનાવરણીય ૮ અવધિ દર્શનાવરણીય, ૯ કેવળ દર્શનાવરણીય, એવં નવ

### દર્શનાવરણીય કર્મ છ પ્રકારે બાંધે.

૧ દંસણ પડિણિયાએ, તે ચક્ષુ આદિ ૪ દર્શનના કે તે દર્શનોના ધારકના અવર્ણવાદ (વાંકા) બોલે તો દર્શનાવરણીય કર્મ બાંધે ૧.

૨ દંસણ નિન્હવણિયાએ, તે દર્શન અને દર્શનીના ઉપકાર ઓળવે તો દર્શનાવરણીય કર્મ બાંધે ૨

૩ દંસણ અંતરાએણં, તે દર્શન અને દર્શનના સાધનોમા અંતરાય પાડે તો દર્શનાવરણીય કર્મ બાંધે ૩

૪ દંસણ પઓસેણં તે દર્શન કે દર્શનીના ઉપર દ્વેશ કરે તો દર્શનાવરણીય કર્મ બાંધે ૪

૫ દંસણ આસાયણાએ, તે દર્શન અને દર્શનીની આશાતના કરે તો દર્શનાવરણીય કર્મ બાંધે ૫

### ૭.શાતા વેદનીય બાર પ્રકારે બાંધે તે.

×૧ પર દુ:ખણિયાએ, ૨ પરસોયણિયાએ, ૩ પરઝુરણિયાએ ૪ પરટીપ્પણિયાએ, ૫ પરપીટ્ટણિયાએ, ૬ પરપરિતાવણિયાએ, ૭ બહુણં પાણાણં ભૂયાણં જીવાણં સત્તાણં દુ:ખણિયાએ, ૮ સોયણિયાએ, ૯ ઝુરણિયાએ, ૧૦ ટીપ્પણિયાએ, ૧૧ પીટ્ટણિયાએ, ૧૨ પરિતાવણિયાએ, એવં બાર કુલ બાવીશ.

**વેદનીય કર્મ સોળ પ્રકારે ભોગવે, તે સોળ પ્રકૃતિ કહી છે તે પ્રમાણે.**

### વેદનિય કર્મની સ્થિતિ

**શાતા વેદનીય સ્થિતિ,** જઘન્ય, બે સમયની ઉત્કૃષ્ટ પંદર ક્રોડા ક્રોડી સાગરોપમની' અબાધાકાળ કરે તો જઘન્ય અંતમુહૂર્ત્તનો ઉત્કૃષ્ટ, દોઢ હજાર વર્ષનો

**અશાતા વેદનીય સ્થિતિ,** જઘન્ય એક સાગરના સાત ભાગ કરીએ તે માંહેના ત્રણ ભાગ ને એક પલ્યને અસંખ્યાતમે ભાગ ઉણી, ઉત્કૃષ્ટ ત્રીશ ક્રોડા ક્રોડી સાગરોપમની એનો અબાધાકાળ ત્રણ હજાર વર્ષનો

### ૪ મોહનીય કર્મનો વિસ્તાર.

**મોહનીય કર્મના બે ભેદ,** ૧ દર્શન મોહનીય, ૨ ચારિત્ર મોહનીય

**૧ દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિ,** ૧ સમ્યક્ત્વ મોહનીય, ૨ મિથ્યાત્વ મોહનીય, ૩ સમમિથ્યાત્વ મોહનીય

**૨ ચારિત્ર મોહનીયના બે ભેદ,** ૧ કષાય ચારિત્ર મોહનીય, ૨ નોકષાય ચારિત્ર મોહનીય

**કષાય ચારિત્ર મોહનીયની સોળ પ્રકૃતિ, નોકષાય ચારિત્ર મોહનીયની નવ પ્રકૃતિ, એવં કુલ અઠાવીશ.**

### કષાય ચારિત્ર મોહનીયની સોળ પ્રકૃતિ.

**૧ અનંતાનુબંધી ક્રોધ,** તે પર્વત ફાટયા સમાન,

**૨ અનંતાનુબંધી માન,** તે પથ્થરના સ્થંભ સમાન,

**૩ અનંતાનુબંધી માયા,** તે વાંસના મૂળ સમાન,

×૧ પરને (બીજાઓને) દુઃખ આપવું ૨ પરને શોક કરાવવો, ૩ પરને ઝુરણા કરાવવી, ૪ પરને આંસુ પડાવવાં, ૫ પરને પીટાવવું, ૬ પરને પરિતાપના આપવી, ૭ બહુ પ્રાણી ભૂત જીવ સત્ત્વોને દુઃખ આપવું, ૮ શોક કરવો, ૯ ઝુરણા કરવી, ૧૦ ટપક ટપક આંસુ પાડવાં, ૧૧ પીટવું, ૧૨ પરિતાપના કરવી

૪ અનંતાનુબંધી લોભ તે કીરમજના રંગ સમાન,
એ ચારેની ગતિ નરકની સ્થિતિ જાવ જીવની, ઘાત કરે સમકિતની.
૫ અપ્રત્યાખ્યાની ક્રોધ, તળાવની તિરાડ સમાન.
૬ અપ્રત્યાખ્યાની માન, તે હાડકાના સ્થંભ સમાન,
૭ અપ્રત્યાખ્યાની માયા, તે મેંઢાના શીંગડાં સમાન
૮ અપ્રત્યાખ્યાની લોભ, તે નગરની ગટરના કીચ સમાન
એ ચારેની ગતિ તિર્યંચની સ્થિતિ એક વરસની ઘાત કરે દેશ વ્રતની
૯ પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ, તે રેતી મધ્યે લીટી સમાન.
૧૦ પ્રત્યાખ્યાનાવરણીય માન, તે લાકડાના સ્થંભ સમાન
૧૧ પ્રત્યાખ્યાનાવરણીય માયા, તે ગોમુત્રિકા સમાન
૧૨ પ્રત્યાખ્યાનાવરણીય લોભ, તે ગાડાના ખંજન કે અંજન સમાન.
એ ચારેની ગતિ મનુષ્યની સ્થિતિ ચાર માસની ઘાત કરે સાધુપણાની
૧૩ સંજ્વલનનો ક્રોધ, તે પાણી મધ્યે લીટી સમાન
૧૪ સંજ્વલનનો માન, તે નેતરના સ્થંભ સમાન
૧૫ સંજ્વલનની માયા, તે વાંસની છોઈ સમાન.
૧૬ સંજ્વલનનો લોભ, તે પતંગ તથા હળદરના રંગ સમાન
એ ચારે ગતિ દેવની, સ્થિતિ ૧૫ દિવસની ઘાત કરે યથાખ્યાત ચારિત્રની એ ૧૬ કષાય ચારિત્ર મોહનીય

## નોકષાય ચારિત્ર મોહનીયની નવ પ્રકૃતિ

૧ હાસ્ય ૨ રતિ ૩ અરતિ ૪ ભય ૫ શોક, ૬ દુગંછા, ૭ સ્ત્રી વેદ ૮ પુરૂષ વેદ, ૯ નપુંસક વેદ એવં નવ પછી કુલ ૨૫ ને પ્રથમ દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિ કુલ અઠ્ઠાવીશ પ્રકૃતિ થઈ

## મોહનીય કર્મ ૭ પ્રકારે બાંધે તે

૧ તીવ્ર ક્રોધ ૨ તીવ્ર માન ૩ તીવ્ર માયા ૪ તીવ્ર લોભ, ૫ તીવ્ર દર્શન મોહનીય, ૬ તીવ્ર ચારિત્ર મોહનીય.

## મોહનીય કર્મ પાંચ પ્રકારે ભોગવે તે.

૧ સમ્યક્ત્વ મોહનીય ૨ મિથ્યાત્વ મોહનીય, ૩ સમ્યક્ત્વ મિથ્યાત્વ મોહનીય, ૪ કષાય ચારિત્ર મોહનીય ૫ નોકષાય ચારિત્ર મોહનીય

**મોહનીય કર્મની સ્થિતિ,** જઘન્ય, અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ સીત્તેર ક્રોડા ક્રોડી સાગરોપમની, અબાધાકાળ જઘન્ય અંતર્મુહૂર્તનો ઉત્કૃષ્ટ સાત હજાર વર્ષનો.

**૫ આયુષ્ય કર્મનો વિસ્તાર.**

**આયુષ્ય કર્મની ચાર પ્રકૃતિ,** તે ૧ નારકીનુ આયુષ્ય, ૨ તિર્યંચનુ આયુષ્ય, ૩ મનુષ્યનુ આયુષ્ય, ૪ દેવનું આયુષ્ય

**આયુષ્ય કર્મ સોળ પ્રકારે બાંધે,** તેની વિગત. ૧ નારકીનુ આયુષ્ય ચાર પ્રકારે બાંધે, ૨ તિર્યંચનુ આયુષ્ય ચાર પ્રકારે બાંધે, ૩ મનુષ્યનુ આયુષ્ય ચાર પ્રકારે બાંધે ૪ દેવનુ આયુષ્ય ચાર પ્રકારે બાંધે

**નારકીનું આયુષ્ય ચાર પ્રકારે બાંધે તે.** ૧ મહા આરંભ, ૨ મહા પરિગ્રહ, ૩ કુણિમ, આહાર, ૪ પંચેંદ્રિય વંધ, એવ ચાર

**તિર્યંચનું આયુષ્ય ચાર પ્રકારે બાંધે તે.** ૧ માયા સહિત અલિક, ૨ નિવડ માયા અલિક, ૩ અલિક વચન, ૪ ખોટા તોલ ખોટા માપ, એ ચાર કુલ આઠ

**મનુષ્યનુ આયુષ્ય ચાર પ્રકારે બાંધે તે.** ૧ ભદ્રપ્રકૃતિ, ૨ વિનયપ્રકૃતિ, ૩ સાનુક્રોશ, ૪ અમત્સર, એવ ચાર કુલ ૧૨

**દેવનું આયુષ્ય ચાર પ્રકારે બાંધે તે.** ૧ સરાગ સંયમ, ૨ સંયમાસંયમ, ૩ બાલતપોપકર્મ, ૪ અકામ નિર્જરા, એવ ચાર કુલ સોળ

**આયુષ્ય કર્મ ચાર પ્રકારે ભોગવે.**

૧ નારકી, નારકીનું ભોગવે, ૨ તિર્યંચ, તિર્યંચનુ ભોગવે, ૩ મનુષ્ય, મનુષ્યનુ ભોગવે

**આયુષ્ય કર્મની સ્થિતિ.**

નારકી દેવની સ્થિતિ જઘન્ય દશ હજાર વર્ષ ને અંતર્મુહૂર્ત અધિક, ઉત્કૃષ્ટ તેત્રીશ સાગર ને પૂર્વક્રોડીનો ત્રીજો ભાગ અધિક

**૬ નામ કર્મનો વિસ્તાર.**

**નામ કર્મના બે ભેદ,** ૧ શુભ નામ, ૨ અશુભ નામ

**નામ કર્મની ૯૩ પ્રકૃતિ, તેના ૪૨ થોક.**

૧ ગતિ નામ, ૨ જાતિ નામ, ૩ શરીર નામ, ૪ શરીર અંગોપાંગ નામ, ૫ શરીર બંધન નામ, ૬ શરીર સંઘાતકરણ નામ ૭ સંહનન (સંઘયણ) નામ, ૮ સંસ્થાન નામ, ૯ વર્ણ નામ ૧૦ ગંધ નામ, ૧૧ રસ નામ, ૧૨ સ્પર્શ નામ, ૧૩ અગુરુલઘુ નામ, ૧૪ ઉપઘાત નામ, ૧૫ પરાઘાત નામ, ૧૬ અનુપૂર્વી નામ,

૧૭ ઉશ્વાસ નામ ૧૮ ઉદ્યોત નામ ૧૯ આતાપ નામ, ૨ વિહાયગતિ નામ ૨૧ ત્રસ નામ, ૨૨ સ્થાવર નામ, ૨૩ સુક્ષ્મ નામ, ૨૪ બાદર નામ, ૨૫ પર્યાપ્ત નામ ૨૬ અપર્યાપ્ત નામ ૨૭ પ્રત્યેક નામ ૨૮ સાધારણ નામ ૨૯ સ્થિર નામ ૩ અસ્થિર નામ ૩૧ શુભ નામ ૩૨ અશુભ નામ, ૩૩ સૌભાગ્ય નામ ૩૪ દુર્ભાગ્ય નામ ૩૫ સુસ્વર નામ, ૩૬ દુસ્વર નામ, ૩૭ આદેય નામ, ૩૮ અનાદેય નામ, ૩૯ જશોકીર્તિ નામ ૪ અપજશોકીર્તિ નામ, ૪૧ તીર્થંકર નામ ૪૨ નિર્માણ નામ, એ ૪૨ બોલ.

## ૪૨ બોલની ૯૩ પ્રકૃતિ

**પહેલી** ગતિ નામના ચાર ભેદ ૧ નરકની ગતિ ૨ તિર્યંચની ગતિ ૩ મનુષ્યની ગતિ ૪ દેવની ગતિ, એવ ચાર.

બીજે જાતિ નામના પાંચ ભેદ ૧ એકેન્દ્રિની જાતિ ૨ બેઇન્દ્રિની જાતિ ૩ ત્રેઇન્દ્રિની જાતિ ૪ ચોરેન્દ્રિની જાતિ, ૫ પંચેન્દ્રિની જાતિ. એવ નવ

ત્રીજે શરીર નામના પાંચ ભેદ ૧ ઔદારિક શરીર ૨ વૈક્રિય શરીર ૩ આહારક શરીર, ૪ તેજસ શરીર ૫ કાર્મણ શરીર. એવ ચૌદ.

ચોથે શરીર અંગોપાંગના ત્રણ ભેદ ૧ ઔદારિક શરીર અંગોપાંગ ૨ વૈક્રિય શરીર અંગોપાંગ ૩ આહારક શરીર અંગોપાંગ એવ ત્રણ કુલ સતર

પાંચમે શરીર બંધન નામના પાંચ ભેદ ૧ ઔદારિક શરીર બંધન, ૨ વૈક્રિય શરી બંધન ૩ આહારક શરીર બંધન ૪ તેજસ શરીર બંધન ૫ કાર્મણ શરીર બંધન એવ પાંચ. કુલ બાવીશ.

છઠે શરીર સંઘાતકરણના પાંચ ભેદ ૧ ઔદારિક શરીર સંઘાતકરણ ૨ વૈક્રિય શરીર સંઘાતકરણ, ૩ આહારક શરીર સંઘાતકરણ ૪ તેજસ શરીર સંઘાતકરણ, ૫ કાર્મણ શરી સંઘાતકરણ, એવ પાંચ થઈ કુલ સત્તાવીશ.

સાતમે સંઘનન નામના ૭ ભેદ. ૧ વજ્રઋષભનારાચ સંઘનન, ૨ ઋષભનારાચ સંઘનન, ૩ નારાચ સંઘનન, ૪ અર્ધ નારાચ સંઘનન ૫ કીલિકા સંઘનન. ૬ સેવાર્ત સંઘનન એવ ૭ કુલ તેત્રીશ.

આઠમે સંસ્થાન નામના ૭ ભેદ ૧ સમચોરસ સંસ્થાન, ૨ ન્યગ્રોધ પરિમંડળ સંસ્થાન ૩ સાદિ સંસ્થાન, ૪ કુબ્જ સંસ્થાન. ૫ વામન સંસ્થાન, ૬ હુંડ સંસ્થાન એવ ૭ કુલ ઓગણચાળીશ.

નવમે વર્ણના પાંચ ભેદ ૧ કાળો ૨ નીલો ૩ રાતો ૪ પીળો, ૫ ધોળો, એવ પાંચ. કુલ ચુમાળીશ.

દશમે ગંધના બે ભેદ. ૧ સુરભિ ગંધ, ૨ દુરભિ ગંધ, એવં બે કુલ છેંતાળીશ.

અગીઆરમે રસના પાંચ ભેદ. ૧ તીખો, ૨ કડવો. ૩ કસાયલો. ૪ ખાટો, ૫ મીઠો; એવં પાંચ, થઇ કુલ એકાવન.

બારમે સ્પર્શના આઠ ભેદ. ૧ હળવો. ૨ ભારે, ૩ કર્કશ, ૪ સુંહાળો. ૫ ટાઢો, ૬ ઉન્હો, ૭ લુખો, ૮ ચોપડયો, એવં આઠ, થઇ કુલ ઓગણસાઠ

તેરમે અગુરૂલઘુ નામનો એક ભેદ. એવં સાઠ.

ચૈદમે ઉપઘાત નામનો એક ભેદ. એવં એકસઠ.

પન્નરમે પરાઘાત નામનો એક ભેદ એવં બાસઠ.

સોળમે અનુપૂર્વીના ચાર ભેદ. ૧ નારકીની અનુપૂર્વી, ૨ તિર્યંચની અનુપૂર્વી, ૩ મનુષ્યની અનુપૂર્વી, ૪ દેવની અનુપૂર્વી, એવં ચાર, કુલ છાસઠ

સત્તરમે ઉશ્છવાસ નામનો એક ભેદ. એવં સડસઠ

અઢારમે ઉધોત નામનો એક ભેદ. એવં અડસઠ.

ઓગણીશમે આતાપ નામનો એક ભેદ. એવં ઓગણ્યોતેર

વીશમે વિહાયગતિ નામના બે ભેદ. ૧ પ્રશસ્ત વિહાયગતિ તે ગંધ હસ્તીની પેઠે શુભ ચાલવાની ગતિ, ૨ અપ્રશસ્ત વિહાયગતિ તે ઊંટની પેઠે અશુભ ચાલવાની ગતિ, એવં બે કુલ એકોતેર

બાકી જે બાવીશ બોલ રહ્યા તે દરેકના એક એક ભેદ છે. સર્વ થઇ ૯૩ ભેદ તે ૯૩ પ્રકૃતિ સંપૂર્ણ.

**નામ કર્મ આઠ કારે બાંધે. તેમાં શુભ નામ કર્મ ચાર પ્રકારે બાંધે તે.**

૧ કાયાની સરલતા તે, કાયાના યોગ સારા પ્રવર્તાવે

૨ ભાષાની સરલતા તે વચનના યોગ સારા પ્રવર્તાવે

૩ ભાવની સરલતા તે, મનના યોગ સારા પ્રવર્તાવે.

૪ અકલેશકારી પ્રવર્તન, તે ખોટા રાડ, ઝઘડા વિવાદ ન કરે

**અશુભ નામ કર્મ ચાર પ્રકારે બાંધે તે.**

૧ કાયાની વક્રતા, ૨ ભાષાની વક્રતા, ૩ ભાવની વક્રતા, ૪ કલેશકારી પ્રવર્તન

## નામ કર્મ ૨૮ પ્રકારે ભોગવે તે

૧ શુભ નામ કર્મ ચૌદ પ્રકારે ભોગવે, ૨ અશુભ નામ કર્મ ચૌદ પ્રકારે ભોગવે

## શુભ નામ કર્મ ચૌદ પ્રકારે ભોગવે તે

૧ ઇષ્ટ શબ્દ, ૨ ઇષ્ટ રૂપ, ૩ ઇષ્ટ ગંધ, ૪ ઇષ્ટ રસ ૫ ઇષ્ટ સ્પર્શ ૬ ઇષ્ટ ગતિ ૭ ઇષ્ટ સ્થિતિ, ૮ ઇષ્ટ લાવણ્ય, ૯ ઇષ્ટ યશોકિર્તિ, ૧૦ ઇષ્ટ ઉત્થાન, કર્મ બલવીર્ય પુરૂષાકાર પરાક્રમ, ૧૧ ઇષ્ટ સ્વર, ૧૨ કાંત સ્વર, ૧૩ પ્રિય સ્વર, ૧૪ મનોજ્ઞ સ્વર, એ ચૌદ.

## અશુભ નામ ચૌદ પ્રકારે ભોગવે

૧ અનિષ્ટ શબ્દ, ૨ અનિષ્ટ રૂપ, ૩ અનિષ્ટ ગંધ, ૪ અનિષ્ટ રસ, ૫ અનિષ્ટ સ્પર્શ ૬ અનિષ્ટ ગતિ, ૭ અનિષ્ટ સ્થિતિ, ૮ અનિષ્ટ લાવણ્ય ૯ અનિષ્ટ યશોકીર્તિ ૧૦ અનિષ્ટ ઉત્થાન કર્મ બલવીર્ય પુરૂષાકાર પરાક્રમ, ૧૧ હીન સ્વર ૧૨ દીન સ્વર, ૧૩ અનિષ્ટ સ્વર, ૧૪ અકાન્ત સ્વર, એ ચૌદ કુલ ૨૮

નામ કર્મની સ્થિતિ, જઘન્ય આઠ મુહૂર્તની ઉત્કૃષ્ટ વીસ ક્રોડાક્રોડ સાગરોપમની અબાધાકાળ બે હજાર વર્ષનો.

## ૭ ગોત્ર કર્મનો વિસ્તાર

ગોત્ર કર્મના બે ભેદ, ૧ ઉંચ ગોત્ર, ૨ નીચ ગોત્ર

## ગોત્ર કર્મની સોળ પ્રકૃતિ, તેમાં ઉંચ ગોત્રની આઠ પ્રકૃતિ, ને નીચ ગોત્રની આઠ પ્રકૃતિ

## ઉંચ ગોત્રની આઠ પ્રકૃતિ

૧ જાતિ વિશિષ્ટ, ૨ કુળ વિશિષ્ટ, ૩ બળ વિશિષ્ટ, ૪ રૂપ વિશિષ્ટ ૫ તપ વિશિષ્ટ ૬ સૂત્ર વિશિષ્ટ, ૭ લાભ વિશિષ્ટ, ૮ ઐશ્વર્ય વિશિષ્ટ.

## નીચ ગોત્રની આઠ પ્રકૃતિ

૧ જાતિ વિહીન ૨ કુળ વિહીન, ૩ બળ વિહીન ૪ રૂપ વિહીન ૫ તપ વિહીન, ૬ સૂત્ર વિહીન ૭ લાભ વિહીન ૮ ઐશ્વર્ય વિહીન.

ગોત્ર કર્મ સોળ પ્રકારે બાંધે, તેમાં ઉંચ ગોત્ર આઠ પ્રકારે બાંધે ને નીચ ગોત્ર આઠ પ્રકારે બાંધે

ઉંચ ગોત્ર આઠ પ્રકારે બાંધે તે, ૧ જાતિ અમદ ૨ કુળ અમદ, ૩ બળ અમદ, ૪ રૂપ અમદ ૫ તપ અમદ ૬ સૂત્ર અમદ ૭ લાભ અમદ ૮ ઐશ્વર્ય અમદ

નીચ ગોત્ર આઠ પ્રકારે બાંધે તે. ૧ જાતિ મદ ૨ કુળ મદ, ૩ બળ મદ, ૪ રૂપ મદ, ૫ તપ મદ, ૬ સૂત્ર મદ, ૭ લાભ મદ, ૮ ઐશ્વર્ય મદ, એવ આઠ, કુળ સોળ

. ગોત્ર કર્મ સોળ પ્રકારે ભોગવે, તેમા ઉચ્ચ ગોત્ર આઠ પ્રકારે, ને નીચ ગોત્ર આઠ પ્રકારે. તે જે પ્રમાણે ઉચ્ચ ગોત્ર તથા નીચ ગોત્રની આઠ આઠ પ્રકૃતિ છે તે જ આઠ આઠ પ્રમાણે ભોગવે.

ગોત્ર કર્મની સ્થિતિ, જઘન્ય આઠ મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ, વીશ ક્રોડાક્રોડી સાગરોપમની અબાધા કાળ બે હજાર વર્ષને

## ૮ અંતરાય કર્મનો વિસ્તાર.

### અંતરાય કર્મની પાંચ પ્રકૃતિ.

૧ દાનાતરાય, ૨ લાભાતરાય, ૩ ભોગાતરાય ૪ ઉપભોગાતરાય, ૫ વીર્યાતરાય, એ પાચ,

અંતરાય કર્મ પાંચ પ્રકારે બાંધે, તે ઉપર પ્રમાણે.

અંતરાય કર્મની પાંચ પ્રકારે, ભોગવે, તે પણ તે પ્રમાણે.

અતરાય કર્મની સ્થિતિ, જઘન્ય, અતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટ, ત્રીશ ક્રોડા ક્રોડી સાગરોપમના અબાધાકાળ ત્રણ હજાર વર્ષને.

ઇતિ અંતરાય કર્મ સંપૂર્ણ.

ઇતિ આઠ કર્મનો વિસ્તાર સપૂર્ણ

---

# (૮) ગતાગતિ

---

ગાથા.

બારસ,[૧] ચઉવીસાઇ,[૨] સંતર,[૩] એગસમય,[૪] કત્તો,[૫] ય;
ઉવટ્ટણ,[૬] પરભવ આઉયં,[૭] ચ અટ્ઠે વ આગરિસા.[૮] ૧.

### પહેલો બારસ દ્વાર.

નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવ એ ચાર ગતિમા ઉત્પન્ન થવાનુ તથા ચવવાનુ - અતર પડે તો જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ બાર મુહૂર્ત્તનું અતર પડે સિદ્ધગતિમાં અતર પડે તો જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ ૭ માસનુ ચવવાનુ નથી

## બીજો ચઉવીશ દ્વાર

૧ પહેલી નરકે, અંતર પડે તો, જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ ચોવીશ મુહૂર્તનું

૨ બીજી નરકે, અંતર પડે તો જઘન્ય, એક સમય ઉત્કૃષ્ટ, સાત દિવસનું

૩ ત્રીજી નરકે, જઘન્ય, એક સમય, ઉત્કૃષ્ટ પનર દિવસનું

૪ ચોથી નરકે, જઘન્ય, એક સમય, ઉત્કૃષ્ટ, એક માસનું

૫ પાંચમી નરકે જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ બે માસનું

૬ છઠ્ઠી નરકે, જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ, ચાર માસનું

૭ સાતમી નરકે, જઘન્ય, એક સમય, ઉત્કૃષ્ટ, ૭ માસનું

ભવનપતિ, વાણવ્યંતર જ્યોતિષી, પહેલા બીજા દેવલોક સુધી અંતર પડે તો જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ, ચોવીશ મુહૂર્તનું

ત્રીજે દેવલોકે અંતર પડે તો, જઘન્ય, એક સમય, ઉત્કૃષ્ટ, નવ દિવસ ને વીશ મુહૂર્તનું

ચોથે દેવલોકે અંતર પડે તો જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ બાર દિવસ ને દસ મુહૂર્તનું

પાંચમે દેવલોકે અંતર પડે તો, જઘન્ય, એક સમય, ઉત્કૃષ્ટ સા બાવીશ દિવસનું

છઠ્ઠે દેવલોકે અંતર પડે તો, જઘન્ય, એક સમય, ઉત્કૃષ્ટ પીસ્તાળીશ દિવસનું

સાતમે દેવલોકે અંતર પડે તો, જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ, એંશી દિવસનું

આઠમે દેવલોકે અંતર પડે તો જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ, સો દિવસનું

નવમે-દશમે દેવલોકે અંતર પડે તો, જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ સંખ્યાતા માસનું

અગિયારમે-બારમે દેવલોકે અંતર પડે તો, જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ સંખ્યાતા વર્ષનું

ગ્રૈવેયકની પહેલી ત્રિકે અંતર પડે તો, જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ સંખ્યાતા હજાર વર્ષનું

**ગ્રૈવેયકની ત્રીજી ત્રિકે અંતર પડે તો,** જઘન્ય, એક સમય, ઉત્કૃષ્ટ, સંખ્યાતા લાખ વર્ષનું,

**ચાર અનુત્તર વિમાને અંતર પડે તો,** જઘન્ય, એક સમય ઉત્કૃષ્ટ, પલ્યના અસંખ્યાતમા ભાગનું,

**પાંચમા સર્વાર્થસિદ્ધ વિમાને અંતર પડે તો,** જઘન્ય, એક સમય ઉત્કૃષ્ટ, પલ્યના સંખ્યાતમા ભાગનું,

**પાંચ એકેંદ્રિયમાં અંતર નથી;**

**ત્રણ વિકલેંદ્રિય ને તિર્યંચ સંમૂર્છિમમાં અંતર પડે તો,** જઘન્ય, એક સમય ઉત્કૃષ્ટ, અંતરમુહૂર્તનું,

**તિર્યંચ ગર્ભજ, મનુષ્ય ગર્ભજમાં અંતર પડે તો,** જઘન્ય, એક સમય, ઉત્કૃષ્ટ, બાર મુહૂર્તનું,

**મનુષ્ય સંમૂર્છિમમાં અંતર પડે તો,** જઘન્ય, એક સમય, ઉત્કૃષ્ટ, ચોવીશ મુહૂર્તનું,

**સિદ્ધમાં અંતર પડે તો,** જઘન્ય, એક સમય, ઉત્કૃષ્ટ ૭ માસનું એમજ સિદ્ધ વર્જી ચવવાનું ઉત્પન્ન વિરહની પેરે જાણવું

**બીજો દ્વાર સંપૂર્ણ.**

**ત્રીજો સઅંતર નિરંતર દ્વાર.**

**સઅંતર** કહેતા અંતર સહિત, **નિરંતર** કહેતાં અંતર રહિત ઉપજે તે

**પાંચ એકેંદ્રિયના પાંચ દંડક વર્જીને, બાકીના ઓગણીશ દંડક તથા સિદ્ધમાં** સઅંતર તથા નિરંતર ઉપજે

**પાંચ એકેંદ્રિયના પાંચ દંડકમાં** નિરંતર ઉપજે. એમજ ઉદ્વર્તન (ચવવાનું) પણ સિદ્ધને વર્જી સર્વને જાણવું

**ત્રીજો દ્વાર સંપૂર્ણ.**

**ચોથે એક સમયમાં જે બોલમાં જેટલા ઉપજે તથા ચવે તે દ્વાર.**

**સાત નારકી, ૭. દશ ભવનપતિ. ૧૭. વાણવ્યંતર, ૧૮. જ્યોતિષી, ૧૯ પહેલાથી આઠ દેવલોક, ૨૭. ત્રણ વિલેંદ્રિય, ૩૦ તિર્યંચ સમૂર્છિમ, ૩૩. એ તેત્રીશ બોલમાં એક સમયમાં** જઘન્ય, એક, બે, ત્રણ, ઉત્કૃષ્ટ ઉપજે, તો સંખ્યાતા તથા અસંખ્યાતા ઉપજે.

**નવમુ-દશમુ-અગિયારમુ-બારમુ એ ચાર દેવલોક ૪, નવ ગ્રૈવેયક ૧૩ પાંચ અનુત્તર વિમાન ૧૮, મનુષ્ય ગર્ભજ ૧૯, એ**

ઓગણીશ બોલમાં, જઘન્ય, એક બે, ત્રણ ઉત્કૃષ્ટ સંખ્યાતા ઉપજે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, એ ચાર એકેન્દ્રિયમાં, સમયે, સમયે, અસંખ્યાતા ઉપજે

વનસ્પતિમાં, સમયે સમયે સંખ્યાતા અસંખ્યાતા અને (ઘણસ્થાને) અનંતા ઉપજે

સિદ્ધમાં એક સમયે જઘન્ય, એક બે, ત્રણ ઉત્કૃષ્ટ એકસોને આઠ ઉત્પન્ન થાય. એમજ ઉદ્વર્તન પણ સિદ્ધ વર્જી સર્વનું જાણવું ઇતિ એક સમયે ઉત્પન્ન થવાનો તથા ચવવાનો ચોથો દ્વાર સંપૂર્ણ

## પાંચમો કતોં (ક્યાંથી આવે), છઠ્ઠો ઉદ્વર્તન (ચવીને જાય) તે બન્ને દ્વાર

૫૬૩ માંહેના જે જે બોલનો આવીને ઉત્પન્ન થાય તે આગતિ [કસ્માત્ (ક્યાંથી) આવે], ને ચવીને ૫૬૩ માંહેના જે જે બોલમાં જાય તે ગતિ (ઉદ્વર્તન)

૧ પહેલી નરકે ૨૫ બોલની આગતિ, તે ૧૫ કર્મ ભૂમિ, પાંચ સંજ્ઞી તિર્યંચ પાંચ અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય એ પચીશ પર્યાપ્તની

*ગતિ ૪૦ બોલની, તે ૧૫ કર્મ ભૂમિ, પાંચ સંજ્ઞી તિર્યંચ, એ વીશના પર્યાપ્ત, તથા અપર્યાપ્ત એમ ચાળીશની

૨ બીજી નરકે વીશ બોલની આગતિ, તે ૧૫ કર્મ ભૂમિ, પાંચ સંજ્ઞી તિર્યંચ, એવં ૨૦ પર્યાપ્તના

ગતિ ૪૦ બોલની, તે પહેલી નરક પ્રમાણે

૩ ત્રીજી નરકે, ઓગણીશ બોલની આગતિ, તે બીજી નરકમાં જે વીશ બોલનો આવે છે, તેમાંથી એક ભુજપરિસર્પ બાદ કરતાં બાકીના ઓગણીશની

ગતિ ૪૦ બોલની, તે પહેલી નરક પ્રમાણે

૪ ચોથી નરકે અઢાર બોલની આગતિ, તે બીજી નરકમાં જે વીશ બોલનો આવે છે તેમાંથી ૧ ભુજપરિસર્પ ૨ ખેચર એ બે બાદ કરતાં બાકીના અઢારની

ગતિ ૪૦ બોલની, તે પહેલી નરક પ્રમાણે

૫ પાંચમી નરકે સત્તર બોલની આગતિ, તે બીજી નરકમાં જે વીશ બોલનો આવે છે તેમાંથી ૧ ભુજપરિસર્પ ૨ ખેચર, ૩ સ્થળચર, એ ત્રણ બાદ કરતાં બાકીના સત્તર બોલની

---

* નારકી અને દેવતા કાળ કરીને મનુષ્ય કે તિર્યંચમાં જન્મે છે તે અપર્યાપ્તાવસ્થામાં મરતા નથી તે અપેક્ષાએ કોઈ મત પર્યાપ્તાજ માને છે

ગતિ ૪૦ બોલની, તે પહેલી નરક પ્રમાણે

૬ છઠ્ઠી નરકે સોળ બોલની આગતિ, તે બીજી નરકમા જે વીશ બોલનો આવે છે તેમાથી ૧ ભુજપરિસર્પ, ૨ ખેચર, ૩ સ્થળચર, ૪ ઉરપરિસર્પ, એ ચાર બાદ કરતાં બાકીના સોળની

ગતિ ૪૦ બોલની, તે પહેલી નરક પ્રમાણે.

૭ સાતમી નરકે સોળ બોલની આગતિ, તે પંદર કર્મભૂમિ ને જળચર એ સોળની, તે મધ્યેની સ્ત્રી મરીને ન આવે, પુરૂષ તથા નપુંસક મરીને આવે

ગતિ દશ બોલની, તે પાચ સંજ્ઞી તિર્યંચના પર્યાપ્ત અને અપર્યાપ્તાની.

૮ પચીશ ભવનપતિ, છવીશ વાણવ્યંતર, એ એકાવન જાતિના દેવની આગતિ, ૧૧૧ બોલની, તે ૧૦૧ સંજ્ઞી મનુષ્યના પર્યાપ્તા, પાચ સંજ્ઞી તિર્યંચ પચેદ્રિય ને પાચ અસંજ્ઞી તિર્યંચ, એવ ૧૧૧ ના પર્યાપ્તની.

ગતિ ૪૬ બોલની તે પદર કર્મભૂમિ, પાચ સંજ્ઞી તિર્યંચ, એવ વીશ, બાદર પૃથ્વીકાય, ૨૧, બાદર અપકાય ૨૨, બાદર વનસ્પતિકાય ૨૩, એ ત્રેવીશના પર્યાપ્તા અને અપર્યાપ્તાની

૯ જ્યોતિષીને પહેલા દેવલોકે ૫૦ બોલની આગતિ, તે પદર કર્મભૂમિ, ત્રીશ અકર્મભૂમિ, પાચ સંજ્ઞી તિર્યંચ, એવ પચાસ પર્યાપ્તની

ગતિ ૪૬ બોલની, તે ભવનપતિ પ્રમાણે

૧૦ બીજા દેવલોકે ચાળીશ બોલની આગતિ, તે પંદર કર્મભૂમિ, પાચ સંજ્ઞી તિર્યંચ, એ વીશ ને ત્રીશ અકર્મભૂમિમાથી પાચ હિરણ્યવય એ દશ બાદ કરતા, બાકીના વીશ, એવં ચાળીશ પર્યાપ્તની

ગતિ ૪૬ બોલની, ને ભવનપતિ પ્રમાણે

૧૧ પહેલા કિલ્વિષીમાં ત્રીશ બોલની આગતિ, તે પદર કર્મભૂમિ, પાચ સંજ્ઞી તિર્યંચ, પાચ દેવકુરૂ, પાચ ઉત્તરકુરૂ, એવ ત્રીશના પર્યાપ્તની

ગતિ ૪૬ બોલની, તે ભવનપતિ પ્રમાણે

૧૨ ત્રીજા દેવલોકથી આઠમા દેવલોક સુધીના, નવ લોકાંતિકના, ને બીજા ને ત્રીજા કિલ્વિષી, એ સત્તર જાતિના દેવની વીશ બોલની આગતિ, તે પદર કર્મભૂમિ, પાચ સંજ્ઞી તિર્યંચ, એ વીશના પર્યાપ્તની

ગતિ ૪૦ બોલની, તે પદર કર્મભૂમિ, પાચ સંજ્ઞી તિર્યંચ, એ વીશના પર્યાપ્તા અને અપર્યાપ્તાની

૧૩ નવમા, દશમા, અગિયારમા, બારમા, એ ચાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન, એ અઢાર જાતિના દેવની આગતિ, પદર કર્મભૂમિના પર્યાપ્તની

**૨ ઉરપરિસર્પની ૫૨૩ બોલની** તે, ઉપર પાચસે સત્તાવીશ કહ્યા તેમાથી, છઠ્ઠી ને સાતમી નરકના અપર્યાપ્ત ને પર્યાપ્ત એ ચાર બાદ કરતા બાકીના ૫૨૩ બોલની

**૩ સ્થળચરની ૫૨૧ બોલની** તે, ઉરપરિસર્પના પાચસો ત્રેવીશમાથી પાંચમી નરકના અપર્યાપ્ત ને પર્યાપ્ત એ બે બાદ કરતા બાકીના ૫૨૧ ની.

**૪ ખેચરની ૫૧૯ બોલની** તે, ૫૨૧ બોલમાથી ચોથી નરકના અપર્યાપ્ત ને પર્યાપ્ત એ બે બાદ કરતા બાકીના ૫૧૯ બોલની.

**૫ ભુજપરિસર્પની ૫૧૭ બોલની** તે, ૫૧૯ બોલમાથી ત્રીજી નરકના અપર્યાપ્ત ને પર્યાપ્ત એ બે બાદ કરતા બાકીના ૫૧૭ બોલની.

**૧૯ અસંજ્ઞી મનુષ્યની આગતિ ૧૭૧ બોલની તે,** ઉપર ૧૭૯ બોલ કહેલ છે તેમાથા તેજસ, વાયુના આઠ બાદ કરતાં બાકીના ૧૭૧ ની.

ગતિ **૧૭૯ બોલની** તે ઉપર ૧૭૯ બોલ કહેલ છે તે

**૨૦ ૫૬૨ કર્મભૂમિના સંજ્ઞી મનુષ્યની આગતિ,** ૨૭૧ બોલની તે, ૧૭૯ બોલ કહેલ છે, તેમાથી તેજસ્ વાયુના આઠ બાદ કરતા બાકી ૧૭૧ રહ્યા તે ને નવાણુ જાતિના દેવ, એ ૨૭૦ ને પહેલેથી છ નરક સુધી, એવ ૨૭૬ ની

**ગતિ ૫૬૩ ની,**

**૨૧ ત્રીશ અકર્મભૂમિના સંજ્ઞી મનુષ્યની આગતિ,** વીશ બોલની તે, ૫૬૨ કર્મભૂમિ, પાચ સજ્ઞી તિર્યંચ, એ વીશ પર્યાપ્તાની

**જુદી જુદી ગતિ નીચે મુજબ.**

**પાંચ દેવકુરૂ, પાંચ ઉત્તરકુરૂ, એ દશ ક્ષેત્રના જુગલીયાની ૧૨૮ બોલની,** તે ચોસઠ જાતિના દેવના અપર્યાપ્ત ને પર્યાપ્ત એ ૧૨૮ ની

**પાંચ હરિવાસ, પાંચ રમકવાસ એ દશ ક્ષેત્રના જુગલીયાની ૧૨૬ બોલની,** તે ઉપરના ૧૨૮ બોલમાથી પહેલા કિલ્વિષીના અપર્યાપ્ત ને પર્યાપ્ત, એ બે બાદ, એવ ૧૨૬ ની

**પાચ હેમવય, પાંચ હિરણ્યવય, એ દશ ક્ષેત્રના જુગલીયાની ૧૨૪ બોલની,** તે ઉપરના ૧૨૬ બોલમાથી બીજા દેવલોકના અપર્યાપ્ત ને પર્યાપ્ત એ બાદ કરતા બાકીના ૧૨૪ ની

**છપ્પન અંતરદ્વીપના જુગલીયાની આગતિ પચીશ બોલની તે,** ૫૬૨ કર્મભૂમિ, પાંચ સજ્ઞી તિર્યંચ, પાચ અસંજ્ઞી તિર્યંચ, એવ ૨૫ પર્યાપ્તની

ગતિ ૭૦ બોલની, તે બળદેવ પ્રમાણે

**૭ શ્રાવકની આગતિ ૨૭૬ બોલની,** તે સાધુની ૨૭૧ બોલની કહી છે તે, ને છઠ્ઠી નરકના પર્યાપ્ત, એવં ૨૭૬ ની

ગતિ ૪૨ બોલની, તે બાર દેવલોક, નવ લોકાંતિક, એ ૨૧ ના અપર્યાપ્ત ને પર્યાપ્ત એવં ૪૨ ની.

**૮ સમ્યક્ત્વ દૃષ્ટિની આગતિ ૩૬૩ બોલની,** તે નવાણું જાતિના દેવના પર્યાપ્ત, ને ૧૦૧ સન્ની મનુષ્યના પર્યાપ્ત એવં ૨૦૦ ને ૧૦૧ મનુષ્ય સમૂર્છિમના અપર્યાપ્ત એવં ૩૦૧ ને ૧૫ કર્મભૂમિના અપર્યાપ્ત. ૩૧૬, સાત નરકના પર્યાપ્ત, એવં ૩૨૩, ને તિર્યંચના ૪૮ ભેદમાંથી, તેજસ્ વાયુના આઠ બાદ કરતાં બાકીના ચાળીશ એવં ૩૬૩ ની

*ગતિ ૨૫૮ ની તે, નવાણું જાતિના દેવ, ૫ ૬૨ કર્મભૂમિ, પાચ સન્ની તિર્યંચ, ૭ નરક એ ૧૨૫ ના અપર્યાપ્ત ને પર્યાપ્ત એવં ૨૫૦, ત્રણ વિકલેંદ્રિયના અપર્યાપ્ત એ ૨૫૩, ને પાચ અસન્ની તિર્યંચના અપર્યાપ્ત એવં ૨૫૮ ની

**૯ મિથ્યાત્વ દૃષ્ટિની આગતિ ૩૭૧ બોલની,** તે નવાણું જાતિના દેવતા ને ૧૭૯ બોલ આગળ કહેલ છે તે, એવં ૨૭૮, સાત નરકના પર્યાપ્ત એવં ૨૮૫, ને ૮૬ જાતિના જુગલીયાના પર્યાપ્ત એવં ૩૭૧ ની.

ગતિ ૫૫૩ ની તે ૫૬૩ બોલમાંથી પાચ અનુત્તર વિમાનના અપર્યાપ્ત ને પર્યાપ્ત એ દશ બાદ કરતા બાકી ૫૫૩ ની

**૧૦ સ્ત્રી વેદની આગતિ** ૩૭૧ બોલની, મિથ્યાદૃષ્ટિ પ્રમાણે

ગતિ ૫૬૧ બોલની, તે સાતમી નરકના અપર્યાપ્ત ને પર્યાપ્ત એ બે બાદ કરતાં બાકીના ૫૬૧ ની

**૧૧ પુરૂષ વેદની આગતિ** ૩૭૧ બોલની, તે મિથ્યાત્વ દૃષ્ટિની આગતિ પ્રમાણે

ગતિ ૫૬૩ ની

**૧૨ નપુસક વેદની આગતિ** ૨૮૫ બોલની, તે નવાણું જાતિના દેવના પર્યાપ્ત ને આગળ ૧૭૯ બોલ કહ્યા છે તે, ને સાત નરકના પર્યાપ્ત ને આગળ ૧૭૯ બોલ કહ્યા છે તે, ને સાત નરકના પર્યાપ્ત એવં ૨૮૫

ગતિ ૫૬૩ ની

**ઇતિ પાંચમો છઠ્ઠો દ્વાર સંપૂર્ણ.**

*૨૨૨ ની પણ મનાય છે. તે ૧૫ પરમાધામી અને ૩ કિલ્વિષી એ ૧૮ ના પર્યાપ્ત-અપર્યાપ્ત એમ ૩૬ વર્જીને

# (૯) છ આરાના ભાવ.

દશ ક્રોડાક્રોઠી સાગરોપમના છ આરા જાણવા.

## પહેલો આરો.

ચાર ક્રોડાક્રોડી સાગરોપમનો પહેલો આરો સુષમ સુષમ નામે એટલે અતિશય સુદર જાણવો એ આરાને વિષે ત્રણ ગાઉનુ શરીર ને ત્રણ પલ્યોપમનું આયુષ્ય જાણવુ, ઉતરતે આરે બે ગાઉનું શરીર ને બે પલ્યોપમનું આયુષ્ય જાણવુ. એ આરાને વિષે શરીરમા ૨૫૬ પાસળીઓ જાણવી, ને ઉતરતે આરે ૧૨૮ પાસળીઓ જાણવી. એ આરાને વિષે, વજ્રઋષભ નારાચ સંહનન, ને સમચતુરસ્ર સસ્થાન જાણવુ એ આરાને વિષે સ્ત્રી પુરૂષના રૂપ ઘણાં શોભાયમાન દેખાય એ આરાને વિષે અઠમભકતે (ત્રણ દિવસે) આહારની ઇચ્છા થાય, ત્યારે શરીર પ્રમાણે આહાર કરે જમીનની સરસાઈ (રસ) સાકર સરખી જાણવી એ આરાને વિષે કલ્પવૃક્ષ દશ પ્રકારના *મનવાછિત સુખ આપે, તે દશ પ્રકારના મનવાછિત સુખની—

ગાથા

મતગાય ભિંગા, તુડીયંગા દીવ જોઇ ચિતગા;
ચિતરસા મણવેગા, ગિહગારા અનિયગણાઉ. ૧

અર્થ—૧ મતગા કહેતા મધુર રસના ફળના કલ્પવૃક્ષ થઇ આવે, ૨ ભિંગા કહેતા રત્નજડાવ ભાજનનાં કલ્પવૃક્ષ થઇ આવે, ૩ તુડીયગા કહેતાં, ૪૯ જાતિના વાજિત્રના કલ્પવૃક્ષ થઇ આવે, ૪ દીવ કહેતા રત્નજડાવ દીવાના કલ્પવૃક્ષ થઇ આવે, ૫ જોઇ કહેતાં રત્નજડાવ સૂર્યની જ્યોતિના કલ્પવૃક્ષ થઇ આવે, ૬ ચિતગા કહેતા, ચિત્રામણ સહિત ફૂલની માળાના કલ્પવૃક્ષ થઈ આવે, ચિતરસા કહેતા, ચિત્તને ગમે તેવા રસવતા ભોજનના કલ્પવૃક્ષ થઇ આવે, ૮ મણવેગા કહેતા રત્ન જડાવ આભરણના કલ્પવૃક્ષ થઇ આવે, ૯ ગિહગારા કહેતા, ૪૨ ભોમીયા આવાસનાં કલ્પવૃક્ષ થઇ આવે, ૧૦ અનિયગણાઉ કહેતા, નાકને વાયરે ઉડે એવા ઝીણા રત્નજડાવ વસ્ત્રના કલ્પવૃક્ષ થઇ આવે, એ દશ પ્રકારના કલ્પવૃક્ષ જુગલીઆને સુખ આપે એ આરાને વિષે જુગલીયાને આયુષ્યના છ માસ બાકી રહે, તે વખતે જુગલીયા પરભવનું આયુષ્ય બાધે, ત્યારે જુગલાણી એક જોડુ પ્રસવે તે જોડાની પ્રતિપાલના (આસના-વાસના) ઓગણપચાસ દહાડાની કરે જુગલ જુગલાણીને

*એ દશ પ્રકારના કલ્પવૃક્ષ તેની પાસે જે ફળ છે તે જ આપે છે એટલે દશે કલ્પવૃક્ષ મળીને દશ વસ્તુ આપે છે પણ જે મનમા ચિંતવે તે આપવા સમર્થ નથી

સમચતુરસ સંસ્થાન જાણવું એ આરાને વિષે ૬૪ પાસળીયો, ઉતરતે આરે ૩૨ પાસળીઓ જાણવી એ આરાને વિષે ચઉથભકતે (એક દિવસે) આહારની ઈચ્છા ઉપજે, ત્યારે શરીર પ્રમાણે આહાર કરે જમીનની સરસાઈ (રસ) ગોળ સરખી જાણવી ઉતરતે આરે સારી જાણવી એ આરાને વિષે કલ્પવૃક્ષ દશ પ્રકારના સુખ આપે એ આરાને વિષે છેલ્લા જુગલીયાના આયુષ્યમાં છેલ્લા ૭ માસ બાકી રહે રહે ત્યારે જુગલીયા પરભવનું આયુષ્ય બાંધે, તે વારે જુગલાણી એક જોડું પ્રસવે, તે જોડાની પ્રતપાલના ઓગણએંશી દિવસની કરે જુગલ જુગલાણીને ક્ષણ માત્રનો વિયોગ ન પડે એકને છીંક ને એકને બગાસું આવે, તે મરીને દેવ ગતિમાં જાય એના શરીરનો નિહારણ (મરણક્રિયા) દેવ કરે એ ત્રણ આરા જુગલીયાના એકલો જુગલ ધર્મ જાણવો. એ ત્રીજા આરામાં જુગલીયા સુધી, ગતિ એક દેવની જાણવી એ આરાને વિષે જુગલીયા ધર્મ સુધી રોગ નહિ, વેર નહિ, ઇર્ષ્યા નહિ, જરા નહિ, રોગ નહિ, કુરૂપ નહિ, પરિપૂર્ણ અંગ ઉપાંગને વિષે સુખ ભોગવે તે પૂર્વના દાન પુન્યના ફળ જાણવાં

**ઇતિ જુગલીયા ધર્મ સંપૂર્ણ.**

**ત્રીજા આરાના જતાં શેષ ચોરાસી લાખ પૂર્વ ત્રણ વર્ષ અને સાડા આઠ મહિના રહ્યા ત્યારે** સર્વાર્થસિદ્ધ વિમાનમાં ૩૩ સાગરોપમનું આયુષ્ય ભોગવીને, ત્યાંથી ચવીને, વનિતા નગરીને વિષે, નાભિરાજાને ઘેર મરૂદેવી રાણીની કુક્ષીમાં શ્રી ઋષભદેવ સ્વામી ઉપન્યા પછી સવા નવ માસે જન્મ થયો પ્રથમ ઋષભનું સ્વપ્ન દીઠું માટે ઋષભદેવ નામ પાડ્યું તે ઋષભદેવ સ્વામીએ જુગલ ધર્મ નિવારી (કાઢી નાખી) ને ૧ અસિ, ૨ મસિ, ૩ કૃષિ, ઇત્યાદિક બહોતેર કળા પુરૂષને શીખવી, અને ચોસઠ કળા સ્ત્રીને શીખવી અનુકંપા વાસ્તે વીશ લાખ પૂર્વ તો કુંવરપણામાં રહ્યા ત્રેસઠ લાખ પૂર્વનું રાજ્ય પાળ્યું પછી પોતાના પુત્ર ભરતને રાજ્ય સોંપી, પોતે ચાર હજાર પુરૂષ સહિત સંયમ લીધો સંયમ લીધા પછી એક હજાર વર્ષે કેવળ જ્ઞાન ઉપન્યું, એમ છદ્મસ્થપણું, તથા કેવળપણું મળીને પૂરૂ એક લાખ પૂર્વનો સંયમ પાળીને, અષ્ટાપદ પર્વત ઉપર, પદ્મ આસને બેસીને દશ હજાર સાધુ સહિત, ભગવંત મોક્ષ પધાર્યા તે સ્વામીજીના પાંચ કલ્યાણીક, ઉત્તરાષાઢા નક્ષત્રમાં થયા, તે ૧ પહેલે કલ્યાણીકે, ઉત્તરાષાઢા નક્ષત્રમાં સર્વાર્થસિદ્ધ વિમાનથી ચવીને મરૂદેવી રાણીની કુક્ષીમાં ઉપન્યા, ૨ બીજે કલ્યાણીકે ઉત્તરાષાઢા નક્ષત્રમાં જન્મ થયો, ૩ ત્રીજે કલ્યાણીકે, ઉત્તરાષાઢા નક્ષત્રમાં રાજ્યાસને બિરાજ્યા, ૪ ચોથે કલ્યાણીકે, ઉત્તરાષાઢા નક્ષત્રમાં દીક્ષા લીધી, ૫ પાંચમે કલ્યાણીકે, ઉત્તરાષાઢા નક્ષત્રમાં કેવળજ્ઞાન પામ્યા અને અભિજિત નક્ષત્રમાં પ્રભુજી મોક્ષ પધાર્યા એ જુગલીયા ધર્મ નિવાર્યા પછી ગતિ પાંચ જાણવી

**ઇતિ ત્રીજા આરાના ભાવ સંપૂર્ણ.**

ઋજુવાલિકા નદીને ઉત્તર દિશાને તટે સામાધિક ગાથાપતિ કૃષ્ણીના ક્ષેત્રને વિષે વૈયાવૃત્યી યક્ષના સ્થાનકના ઇશાન ખુણે, ત્યા શાલવૃક્ષની નજીક, ઉકડુ અને ગોદુમ આસને તડકાની આતાપના લેતાં થકા, એવે શુભ પ્રકારે પાણી પીવા રહિત, ચઉવીઆરો છઠ્ઠભક્ત કરે, શ્રી મહાવીર ઉચા ઢીંચણ નીચુ મસ્તક, એવી રીતે ધર્મધ્યાનમાહી પ્રવર્તતા ધ્યાનરૂપ કોઠાને વિષે પહોચ્યા છતે, શુકલ ધ્યાનના ચાર ભેદ છે તેણે અ તરાલે (વચ્ચે) વર્તતા થકા આઠ કર્મ મધ્યે, ૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ મોહનીય, ૪ અ તરાય, એ ચાર ઘનઘાતી કર્મ અરિ કહેતા શત્રુ સમાન, વૈરી સમાન, ઝેરિંગ સમાન તેને હણી, ક્ષય કરી, દૂર કરીને મહા પ્રકાશ કરે એવું કેવલજ્ઞાન કેવલદર્શન પ્રાપ્ત કર્યું ઓગણત્રીશ વર્ષ ને સાડ પાચ મહિના સુધી, કેવળજ્ઞાનપણે વિચર્યા એવ સર્વ થઇને બહોતેર વર્ષનુ આયુષ્ય ભોગવીને, ચોથા આરાના શેષ જતાં ત્રણ વર્ષ ને સાડાઆઠ મહિના બાકી રહ્યા, ત્યારે કાર્તિક વદી અમાસને દિને, પાવાપુરી નગરીને વિષે એકાએકપણે સ્વામી નિર્વાણ (મોક્ષ) પધાર્યા તે ભગવતના પાચ કલ્યાણીક ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમા થયા, તે ૧ પહેલે કલ્યાણીકે ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમા દશમા પ્રાણત દેવલોકથી ચવીને દેવાનદાની કુક્ષીએ ઉપન્યા, ૨ બીજે કલ્યાણીકે, ગર્ભનુ સાહરણ થયુ, ૩ ત્રીજે કલ્યાણીકે, જન્મ થયો, ૪ ચોથે કલ્યાણીકે, દીક્ષા લીધી, ૫ પાચમે કલ્યાણીકે, કેવળજ્ઞાન પામ્યા સ્વાતિ નક્ષત્રમા ભગવત મોક્ષ પધાર્યા એ આરાને વિષે ગતિ પાચ જાણવી શ્રી મહાવીરદેવ નિર્વાણ પધાર્યા, તેજ વખતે શ્રી ગૌતમ સ્વામીને કેવળજ્ઞાન ઉપન્યુ તે ગૌતમ સ્વામી બાર વર્ષ કેવળ પ્રવર્જ્યા પાળીને મોક્ષ પધાર્યા, તેજ વખતે શ્રી સુધર્મા સ્વામીને કેવળજ્ઞાન ઉપન્યુ, તે સુધર્મા સ્વામી આઠ વર્ષ કેવળ પ્રવર્જ્યા પાળી મોક્ષ પધાર્યા, તેજ વખતે શ્રી જંબૂસ્વામીને કેવળજ્ઞાન ઉપન્યુ, તે જબૂસ્વામી ૪૪ વર્ષ લગી કેવળ પ્રવર્જ્યા પાળીને મોક્ષ પધાર્યા, એવ સર્વ થઇને શ્રી મહાવીર દેવને મોક્ષ પધાર્યા પછી ૬૪ વર્ષ લગી કેવળજ્ઞાન રહ્યુ, પછી વિચ્છેદ ગયુ (નષ્ટ થયુ.) એ આરાને વિષે જન્મેલ હોય, તે પાચમા આરામા મોક્ષ જાય, પરતુ પાંચમાં આરાનો જન્મેલ હોય, તે પાચમા આરામા મોક્ષ જાય નહિ જબૂસ્વામીજી મોક્ષ પધાર્યા પછી દશ બોલ વિચ્છેદ ગયા તે આ પ્રમાણે:—૧ પરમ અવધિજ્ઞાન ૨ મનપર્યવજ્ઞાન, ૩ કેવળજ્ઞાન, ૪ પરિહાર વિશુદ્ધ ચારિત્ર, ૫ સૂક્ષ્મ સપરાય ચારિત્ર, ૬ યથાખ્યાત ચારિત્ર, ૭ પુલાકલબ્ધિ ૮ ક્ષપક–ઉપશમ શ્રેણી, ૯ આહારક શરીર, ૧૦ જીનકલ્પી સાધુ એ દશ બોલ વિચ્છેદ ગયા (નષ્ટ થયા.)

ઇતિ ચોથા આરાના ભાવ સપૂર્ણ.

———

૧૮ મિથ્યાત્વીની લોક ઘણા થશે

૧૯ માણસને દેવદર્શન દુર્લભ થશે.

૨૦ વિદ્યાધરના વિદ્યાપ્રભાવ થોડા રહેશે

૨૧ ગોરસ (દૂધ, દહી, ઘી,) મા સરસાઇ થોડી રહેશે

૨૨ બળદ પ્રમુખના બળ, આયુષ્ય થોડા રહેશે.

૨૩ સાધુ, સાધ્વીને માસ કલ્પ તથા ચોમાસુ કર્યા જેવાં ક્ષેત્ર થોડા રહેશે

૨૪ ×શ્રાવકની અગિયાર પ્રતિમા તથા સાધુની બાર પ્રતિમા વિચ્છેદ જશે

૨૫ ગુરૂ શિષ્યને ભણાવશે નહિ

૨૬ શિષ્ય અવિનીત, કલેશી ઘણા થશે.

૨૭ અધર્મી, કલેશી, ઝગડાખોર, કુમાણસ ઘણા થશે, ને સુમાણસ થોડા થશે

૨૮ આચાર્ય પોતપોતાના ગચ્છની પરપરા, સમાચારી જુદી જુદી પ્રવર્તાવશે, તથા મૂઢ, મૂર્ખ માણસને મોહ, મિથ્યાત્વના પાશમા નાખશે, ઉત્સૂત્ર ભાખશે, નિહ્નવિક, કુબુદ્ધિક ઘણા થશે, પોતપોતાની પરપરામા રાચશે

૨૯ સરલ, ભદ્રિક, ન્યાયી, પ્રમાણિક પુરૂષ થોડા રહેશે

૩૦ મ્લેચ્છના રાજ્ય ઘણા થશે

૩૧ હિંદુના રાજ્ય અલ્પ ઋદ્ધિવાળા ને થોડા રહેશે

૩૨ મોટા કુળના રાજા તે નીચ કામ કરશે અન્યાય અધર્મ તથા કુવ્યસનમા ઘણા રાચશે **એ ૩૨ બોલ સંપૂર્ણ.**

એ આરાને વિષે ધન સર્વ વિચ્છેદ જશે. લોઢાની ધાતુ રહેશે. ચામડાની મોહોરો ચાલશે, તે ધનવત કહેવાશે એ આરાને વિષે એક ઉપવાસ તે માસખમણ સરખો થશે [એ* આરાને વિષે જ્ઞાન સર્વ વિચ્છેદ જશે, ફક્ત દશવૈકાલિક સૂત્રના પહેલા ૪ અધ્યયન રહેશે. કોઇ માને છે કે, દશવૈકાલિક, ૨ ઉત્તરાધ્યયન, ૩ આચારાગ ૪ આવશ્યક એ ચાર સૂત્ર રહેશે તે ઉપર ચાર જીવ એકાવતારી થશે તે ચાર જીવના નામ દુપસહ નામા આચાર્ય, ૨ ફાલ્ગુની નામા સાધ્વી ૩ જીનદાસ નામે શ્રાવક, ૪ નાગશ્રી નામે શ્રાવિકા એ સર્વ થઇને ૨૦૦૪ પાચમા આરાના છેડા સુધી શ્રી મહાવીરના યુગધર જાણવા ]

---

× શ્રાવકની ૧૧ પ્રતિમાનો વિચ્છેદ કોઈ કોઈ નથી માનતા

* કાઉસ [ ] મા લખેલી વાત સિદ્ધાતમા નથી, ગ્રથની છે અને ચર્ચાસ્પદ છે

એકવીશ હજાર વર્ષ પૂરા કરશે જે માણસ દાન પુન્યરહિત, તેમજ નમોક્કાર રહિત વ્રત પ્રત્યાખ્યાન રહિત સમકિત વિનાનો હશે, તે એવા આરાને વિષે આવીને ઉપજશે એવુ જાણી જે કોઈ મનુષ્ય જૈન ધર્મ પાળશે, અથવા જૈન ધર્મની આસ્થા રાખશે તે જીવ આ ભવાગ્નિમાથી તરીને પરમ સુખ પામશે

**ઇતિ છઠ્ઠા આરાના ભાવ સંપૂર્ણ.**

ઇતિ છ આરાના ભાવ સંપૂર્ણ.

# ૧૦ દશ દ્વારના જીવસ્થાનક.

**ગાથા.**

**જીવઠાણ[૧] નામ, લખ્ખણ[૨] ઠિઇ,[૩] કિરિયા,[૪] કમ્મસત્તાઅ,[૫]**
**બંધ,[૬] ઉદીરણ,[૭] ઉદઅ,[૮] નિજ્જરા,[૯] છ ભાવ,[૧૦] દશ દારાઅ ૧**

**અર્થ —દશ દ્વારના નામ,** ૧ પહેલો ચઉદ જીવસ્થાનકના નામનો દ્વાર ૨ બીજો લક્ષણ દ્વાર, ૩ ત્રીજો સ્થિતિ દ્વાર, ૪ ચોથો ક્રિયા દ્વાર, ૫ પાચમો કર્મસત્તા દ્વાર, ૬ છઠ્ઠો કર્મ બંધ દ્વાર, ૭ સાતમો કર્મ ઉદીર્ણ દ્વાર ૮ આઠમો કર્મ ઉદય દ્વાર, ૯ નવમો કર્મનિર્જરા દ્વાર ૧૦ દશમો છ ભાવ દ્વાર

## દશ દ્વારનો વિસ્તાર.

**પહેલો નામદ્વાર,** તે ચૌદ જીવસ્થાનકનાં નામ

૧ મિથ્યાત્વ જીવસ્થાનક ૨ સાસ્વાદાન જીવસ્થાનક. ૩ સમમિથ્યાત્વ દૃષ્ટિ જીવસ્થાનક ૪ અવ્રતી સમદૃષ્ટિ જીવસ્થાનક ૫ દેશવ્રતી જીવસ્થાનક ૬ પ્રમત્ત સંયતિ જીવસ્થાનક ૭ અપ્રમત્ત સંયતિ જીવસ્થાનક, ૮ નિવર્તિ બાદર જીવસ્થાનક, ૯ અનિવર્તિ બાદર જીવસ્થાનક ૧૦ સૂક્ષ્મ સપરાય જીવસ્થાનક ૧૧ ઉપશમ મોહનીય જીવસ્થાનક, ૧૨ ક્ષીણ મોહનીય જીવસ્થાનક. ૧૩ સયોગી કેવલી જીવસ્થાનક ૧૪ અજોગી કેવલી જીવસ્થાનક **ઇતિ નામ દ્વાર સંપૂર્ણ.**

## બીજો લક્ષણ દ્વાર.

**૧ મિથ્યાત્વ દૃષ્ટિ જીવસ્થાનકનુ લક્ષણ,** જે મિથ્યાત્વના બે પ્રકાર ૧ ઉણાદ્રિત, ૨ તવાદ્રિત

૧ ઉણાધકિત તે ઓછુ અધિક સર્દહે તથા પ્રરૂપે

૨ તવાદકિત તે વિપરીત સર્દહે તથા પ્રરૂપે

**૬-પ્રમત્તસંયતિ જીવસ્થાનકનું લક્ષણ,** જે સમકિત સહિત સર્વ વ્રત આદરે, પ્રમત્તનો અર્થ જે (અપ્રમત્ત જીવસ્થાનકે સંજ્વલનના ચાર કષાય છે તે થકી) **પ્ર** કહેતા વિશેષે, **મત્ત** કહેતા માતો છે સંજ્વલનનો ક્રોધ, માન, માયા લોભ તેને પ્રમત્ત સયાત જીવસ્થાનક કહિયે, પણ પ્રમાદી ન કહિયે ૬

**૭ સાતમા અપ્રમત્ત સંયમિ જીવસ્થાનકનું લક્ષણ,** જે **અ** કહેતા નથી, **પ્ર** કહેતા વિશેષે, **મત્ત** કહેતા માતા, સંજ્વલનનો ક્રોધ માન, માયા, લોભ એટલે છઠ્ઠાથી કાંઇક પાતળો છે, તેને અપ્રમત્ત સંયતિ જીવસ્થાનક કહિયે ૭

**૮ આઠમા નિવર્તિ બાદર જીવસ્થાનકનું લક્ષણ,** જે નિવર્તિ કહેતા નિવર્ત્યો છે, સંજ્વલનના ક્રોધ અને માનથકી તેને નિવર્તિ બાદર જીવસ્થાનક કહિયે ૮.

**૯ નવમું અનિવર્તિ બાદર જીવસ્થાનકનુ લક્ષણ,** અનિવર્તિ કહેતા નથી નિવર્ત્યો, સંજ્વલનના લોભ થકી તેને અનિવર્તિ બાદર જીવસ્થાનક કહિયે ૯

**૧૦ દશમુ સૂક્ષમ સંપરાય જીવસ્થાનકનું લક્ષણ,** જે થોડાક સંજ્વલનના લોભનો ઉદય છે, તને સૂક્ષમસંપરાય જીવસ્થાનક કહિયે ૧૦

**૧૧ અગિયારમું ઉપશાંત મોહનીય જીવસ્થાનકનુ લક્ષણ,** જે મોહનીય કર્મના ૨૮ પ્રકૃતિ ઉપશમાવી છે તેને ઉપશાંત મોહનીય જીવસ્થાનક કહિયે. ૧૧

**૧૨ બારમું ક્ષીણ મોહનીય જીવસ્થાનકનું લક્ષણ,** જે મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ ક્ષય કરી છે તેને ક્ષીણ મોહનીય જીવસ્થાનક કહિયે ૧૨

**૧૩ સયોગી કેવળી જીવસ્થાનકનું લક્ષણ,** જે મન, વચન, કાયના શુભ યોગ સહિત, કેવળજ્ઞાન, કેવળદર્શનપણે પ્રવર્તે, તેને સયોગી કેવળી જીવસ્થાનક કહિયે

**૧૪ ચૌદમુ અયોગી કેવળી જીવસ્થાનકનું લક્ષણ,** જે શરીર સહિત મન, વચન, કાયાના યોગ રૂંધીને કેવળજ્ઞાન કેવળદર્શનપણે પ્રવર્તે તેને અયોગી કેવળી જીવસ્થાનક કહિયે ૧૪

**ઇતિ બીજો લક્ષણ દ્વાર સંપૂર્ણ.**

## ત્રીજો સ્થિતિ દ્વાર

**પહેલા મિથ્યાત્વ જીવસ્થાનકની સ્થિતિ,** ત્રણ પ્રકારની.

**૧ અનાદિ અપર્યવસિત** તે મિથ્યાત્વની આદિ નથી અને અંત (છેડો) પણ નથી, તે અભવ્ય જીવોનુ મિથ્યાત્વ જાણવું

૨ અનાદિ સપર્યવસિત, તે મિથ્યાત્વની આદિ નથી પણ અંત (છે) છે તે ભવ્ય જીવોનુ મિથ્યાત્વ જાણવુ ૨.

૩ સાદિ સપર્યવસિત, તે મિથ્યાત્વની આદિ છે અને અંત પણ છે અનાદિ કાળનુ જીવને મિથ્યાત્વ છે, તે ભવ્ય જીવ કોઇક વારે, સમકિત પામ્યો તેમાંથી સંસાર પરિભ્રમણ મોહ કર્મને વિશેષે કરી, સમકિતથી પડ્યો ને મિથ્યાત્વ પામ્યો. તે ભવ્ય જીવ સમદૃષ્ટિ પડિવાઇ આમાં જાણવુ તે મિથ્યાત્વની સ્થિતિ, જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટ અર્ધ પુદ્ગલ પરાવર્તનમાં દેશ ઉણ. તે જીવ, નિશ્ચે સમકિત પામી મોક્ષ જાય ૩

મિથ્યાત્વ ગુણસ્થાનકની સ્થિતિ કહી તેની સાખ, સૂત્ર જીવાભિગમ કમને અધિકારે

૨-૩ બીજા અને ત્રીજા એ બે ગુણસ્થાનકની સ્થિતિ, જઘન્ય એક સમયની ઉત્કૃષ્ટ, અંતર્મુહૂર્તની, ૨-૩

૪ ચોથા ગુણસ્થાનકની સ્થિતિ, જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ છાસઠ સાગરોપમ ઝાઝેરી ૪

૫ પાંચમા ગુણસ્થાનકની સ્થિતિ, જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટ ક્રોડ પૂર્વમાં દેશ ન્યૂન ૫.

૬ છઠ્ઠા ગુણસ્થાનકની સ્થિતિ પરિણામ આશ્રી, જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ ક્રોડ પૂર્વમાં દેશ ન્યૂન. પ્રવર્તન આશ્રી જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટ ક્રોડ પૂર્વમાં દેશ ન્યુન તે ધર્મદેવ આશ્રી તેની સાખ સૂત્ર ભગવતી શતક બારમે ઉદ્દેશે નવમે ૬

૭ સાતમા, ૮ આઠમા, ૯ નવમા, ૧૦ દશમા, ને ૧૧ અગિયારમા એ પાંચ ગુણસ્થાનકની સ્થિતિ, જઘન્ય એક સમયની ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની તેની સાખ, સૂત્ર ભગવતી શતક પચીસમે. ૧૧

૧૨ બારમા ગુણસ્થાનકની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની ૧૨

૧૩ તેરમા ગુણસ્થાનકની સ્થિતિ, જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટ ક્રોડ પૂર્વમાં દેશ ઉણ ૧૩

૧૪ ચૌદમા ગુણસ્થાનકની સ્થિતિ, જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની તે અંતર્મુહૂર્ત કેટલું તો પાંચ અક્ષર (અ, ઇ, ઉ, ઋ, લૃ) ઉચ્ચારે એટલા વખતનો ? કાળ, તે અંતર્મુહૂર્ત જાણવુ ૧૪

ઇતિ ત્રીજો સ્થિતિદ્વાર સંપૂર્ણ

## ચોથો ક્રિયાદ્વાર.

ક્રિયા પચીશ છે, તે ૧ કાઇયા ક્રિયા ઇત્યાદિક પચીશ ક્રિયા પ્રથમ લખી છે, તેમાની ક્રિયા જે જે જીવસ્થાનકે જેટલી જે જે કારણે કરીને લાગે તેનો વિસ્તાર. કર્મ આઠ છે, તેમા એક ચોથુ મોહનીય કર્મ સરદાર છે. તે મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ છે.

**તે ૨૮ પ્રકૃતિનો વિસ્તાર** કર્મ પ્રકૃતિના થોકડા મધ્યે લખેલ છે તે મોહનીય કર્મની પ્રકૃતિની સત્તા, ઉદય, ક્ષયોપશમ, ક્ષયને લીધે જે જે ક્રિયા લાગે, અને જે જે ક્રિયા ન લાગે તે કહિયે છીએ

**પહેલે મિથ્યાત્વ જીવસ્થાનકે,** જે મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ છે, તેમાા અભવ્યને છવીશ પ્રકૃતિની સત્તા છે તે ૧ સમક્તિ મોહનીય, ૨ સમમિથ્યાત્વ મોહનીય, એ બે વર્જીને. કેટલાએક ભવ્ય જીવને ૨૮ પ્રકૃતિનો ઉદય છે, તેમા મિથ્યાત્વનુ બળ વિશેષ છે, તેમા બેનુ ખરુ, ને ત્રણનો વાદ બેનુ ખરૂ તે, ૧ સમક્તિ મોહનીય, ૨ સમમિથ્યાત્વ મોહનીય, એ બેનુ ખરૂ ત્રણનો વાદ તે, ૧ અક્રિયાવાદી, ૨ અજ્ઞાનવાદી, ૩ વિનયવાદી, એ ત્રણનો વાદ; તેણે કરીને ચોવીશ સપગય ક્રિયા લગે. ૧.

**બીજી જીવસ્થાનકે,** મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિમાની અઠાવીશનો ઉદય છે, તેમા સાસ્વાદનનું બળ વિશેષ છે, તેમાં બેનુ ખરૂં ને બેનો વાદ બેનું ખરૂં તે ૧ મિથ્યાત્વ મોહનીય, ૨ સમમિથ્યાત્વ મોહનીય, એ બેનું ખરૂં ને બેનો વાદ તે ૧. અક્રિયાવાદી, ૨ અજ્ઞાનવાદી એ બેનો વાદ, તેણે કરીને ચોવીશ સપરાય ક્રિયા લાગે ૨

**ત્રીજે સમમિથ્યાત્વ દષ્ટિ જીવસ્થાનકે,** મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ માહેની ૨૮ નો ઉદય તેમા સમમિથ્યાત્વનું બળ વિશેષ છે, તેમા બેનુ ખરૂં, ને બેનો વાદ બેનુ ખરૂ તે ૧ સમક્તિ મોહનીય, ૨ મિથ્યાત્વ મોહનીય, એ બેનુ ખરૂ, બેનો વાદ તે ૧ અજ્ઞાનવાદી, ૨ વિનયવાદી, એ બેનો વાદ, તેણે કરીને ૨૪ સપગય ક્રિયા લાગે ૩

**ચોથે અવ્રતી સમદષ્ટિ જીવસ્થાનકે,** મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ માહેની સાતનો ક્ષયોપશમ, એકવીશનો ઉદય, સાતનો ક્ષયોપશમ, તે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ, સમક્તિ મોહનીય ૫, મિથ્યાત્વ મોહનીય ૬, સમમિથ્યાત્વ મોહનીય ૭, એ સાતનો ક્ષયોપશમ ૨૧ નો ઉદય તે, ઉપર જે સાત બોલ કહ્યા તે વર્જ્યા, સાતના ક્ષયોપશમ માટે, એક મિથ્યાદર્શનવત્તિયા ક્રિયા ન લાગે, એકવીશના ઉદય માટે, તેવીશ સપગય ક્રિયા લાગે ૪

**પાંચમે દેશવ્રતી જીવસ્થાનકે,** મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ માહેની ૧૧ નો ક્ષયોપશમ ૧૭ નો ઉદય આગીઆરનો ક્ષયોપશમ તે ૧ અનતાનુબંધી

માન, ૧૧ માયા એ અગિયારનો ક્ષયોપશમ. સાતનો ઉદય તે નોકષાય ૯ માંથી ત્રણ વેદ વર્જીને ૭, અને સંજ્વલનનો લોભ, એ સાતનો ઉદય ૧૧ ના ક્ષયોપશમ માટે ૨૩ સંપરાય ક્રિયા ન લાગે, સાતના ઉદય માટે એક માયાવત્તિયા ક્રિયા લાગે ૯

**દશમે જીવસ્થાનકે,** મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ માહેની ૨૭ નો ઉપશમ અથવા ક્ષાયિક, એક થોડા સંજ્વલનના લોભનો ઉદય, ૨૭ ના ઉપશમ અથવા ક્ષયિકે કરી ૨૩ સંપરાય ક્રિયા ન લાગે, એક સંજ્વલનના લોભને ઉદયે કરી, એક માયાવત્તિયા ક્રિયા લાગે ૧૦

**અગિયારમે જીવસ્થાનકે,** મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ તે સર્વે ઉપશમાવી છે, તેણે કરીને ૨૪ સંપરાય ક્રિયા ન લાગે, પણ સાત કર્મનો ઉદય છે, તેણે કરીને એક ઇર્યાપથિકા (ઇરેયાવાહયા) ક્રિયા લાગે. ૧૧

**બારમે જીવસ્થાનકે,** મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ, છે, તે સર્વે ખપાવી છે, માટે ૨૪ સંપરાય ક્રિયા ન લાગે પણ સાત કર્મનો ઉદય છે, તેણે કરીને એક ઇર્યાપથિકા ક્રિયા લાગે ૧૨

**તેરમે જીવસ્થાનકે,** ચાર ઘાતીયા કર્મ ખપાવ્યા છે, તેણે કરીને ૨૪ સંપરાય ક્રિયા ન લાગે, ચાર અઘાતીયા કર્મના ઉદયે કરીને એક ઇર્યાપથિકા ક્રિયા લાગે. ૧૩

**ચૌદમે જીવસ્થાનકે,** ચાર ઘાતીયા કર્મ ખપાવ્યા છે. ચારનો ઉદય તેમાં, પણ વેદનીય કર્મનું બળ હતુ તે ભાગ્યુ તે ભણી ત્યાં એક પણ ક્રિયા ન લાગે

## ઇતિ ચોથો ક્રિયાદ્વાર સંપૂર્ણ.

## પાંચમો કર્મની સત્તાનો દ્વાર.

પહેલે માંડીને નિરંતર ૧૧ મા જીવસ્થાનક પર્યંત આઠે કર્મની સત્તા, બારમે જીવસ્થાનકે સાત કર્મની સત્તા, મોહનીય ન હોય તેરમે ને ચૌદમે જીવસ્થાનકે ચાર કર્મની સત્તા તે ૧ વેદનીય કર્મ, ૨ આયુષ્ય કર્મ, ૩ નામ કર્મ ૪ ગોત્ર કર્મ

## ઇતિ પાંચમો કર્મની સત્તાનો દ્વાર સંપૂર્ણ.

## છઠ્ઠો કર્મના બંધનો દ્વાર.

પહેલે તથા બીજે જીવસ્થાનકે સાત આઠ કર્મ બાંધે, સાત બાંધે તો આયુષ્ય કર્મ વર્જીને સાત કર્મ બાંધે ચોથાથી સાતમા જીવસ્થાનક સુધી સાત, તથા આઠ કર્મ બાંધે, તો આયુષ્ય કર્મ વર્જીને ત્રીજા, આઠમા નવમા જીવસ્થાનકે સાત કર્મ બાંધે, તે આયુષ્ય કર્મ વર્જીને દશમે જીવસ્થાનકે છ કર્મ બાંધે, તે આયુષ્ય ને મોહનીય એ બે કર્મ વર્જીને અગિયારમે બારમે તેરમે જીવસ્થાનકે એકજ શાતાવેદનીય કર્મ બાંધે ચૌદમે જીવસ્થાનકે એક પણ કર્મ ન બાંધે

## ઇતિ છઠ્ઠો કર્મના બંધનો દ્વાર સંપૂર્ણ.

ગાથા

**ગઇ, કાય, કસાય, વેદ, લેસ્સ, મિચ્છદિઠિ, અવિરિએ;**
**અસન્ની અનાણીઆહારે, છઉમથ્થ સજોગી સંસારથ્થઅસિદ્ધેય.**

**અર્થ** –ગતિ ચાર, ૪ કાય છ, ૧૦ કષાય ચાર ૧૪ વેદ ત્રણ, ૧૭ લેશ્યા છ, ૨૩ મિથ્યાત્વદષ્ટિ એક ૨૪ અવ્રતીપણું એક, ૨૫ અસન્નીપણું એક ૨૬. અજ્ઞાન એક, ૨૭ અહારકપણું એક, ૨૮ છદ્મસ્થપણું, ૨૯ સજોગીપણું, ૩૦ સંસારને વિષે રહેવાપણું, ૩૧ અસિદ્ધપણું, ૩૨ એ પ્રમાણે ૩૨ બોલ જીવ ઓદયિકથી પામે એ જીવ ઓદયિકના ભેદ કહ્યા ૧

**૨ અજીવ ઔદયિકના ચૌદ ભેદ.** ૧ ઓદારિક શરીર, ૨ ઓદારિક શરીરે જે જે પુદ્ગલ પરિણમે ૩ વૈક્રેય શરીર, ૪ વૈક્રિય શરીરે જે જે પુદ્ગલ પરિણમે, ૫ આહારક શરીર, ૬ આહારક શરીરે જે જે પુદ્ગલ પરિણમે ૭ તેજસ્ શરીર, ૮ તેજસ્ શરીરે જે જે પુદ્ગલ પરિણમે, ૯ કાર્મણ શરીર, ૧૦ કાર્મણ શરીરે જે જે પુદ્ગલ પરિણમે, ૧૧ વર્ણ, ૧૨ ગંધ, ૧૩ રસ, ૧૪ સ્પર્શ એ અજીવ ઓદયિકના ભેદ સંપૂર્ણ ૨

**બીજે આપશમિક ભાવના બે ભેદ.** ૧ ઓપશમિક ને ૨ ઔપશમિક નિષ્પન્ન ઓપશમિક તે મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ ઉપશમાવી છે તે ઓપશમિક નિષ્પન્ન તે મોહનીય કર્મના ઉપશમ થકી જે જે પદાર્થ નીપજે તેને ઓપશમિક નિષ્પન્ન કહિયે

ઉપશમથી શા શા પદાર્થ ઉપજે તેની ગાથા તથા અર્થ

ગાથા.

**કસાય પેજ્જદોસે, દંસણમોહણીજે ચરિત મોહણીજે;**
**સમ્મત્ત ચરીત લદ્ધિ, છઉમથ્થે વીયરાગે ય. ૧**

**અર્થ**-કસાય ચાર, ૪ રાગ, ૫ દ્વેષ ૬ દર્શન મોહનીય, ૭ ચારિત્ર મોહનીય, ૮ એ આઠની ઉપશમતા સમકિત તથા ઉપશમ ચારિત્રની લબ્ધિની પ્રાપ્તિ, ૯ છદ્મસ્થપણું ૧૦. યથાખ્યાત ચારિત્રપણું, ૧૧ એ અગિયાર બોલ ઉપશમથી પામે ૧ તેમજ એજ અગિયાર બોલ. ઉપશમ નિષ્પન્નથી પણ પામે ૨ ઇતઉપશમભાવ સંપૂર્ણ

**ત્રીજે ક્ષાયિક ભાવના બે ભેદ.** ૧ ક્ષાયિક, ૨ ક્ષાયિક નિષ્પન્ન તેમાં ક્ષાયિક તે આઠ કર્મને ખપાવે તે ૧ ક્ષાયિક નિષ્પન્ન તે આઠ કર્મ ખપાવ્યા પછી જે જે પદાર્થ નીપજે તેને ક્ષાયિક નિષ્પન્ન કહિયે ૨

**ક્ષાયિક નિષ્પન્નના આઠ ભેદ.**

૧ જ્ઞાનાવરણીય કર્મ ખપાવે ત્યારે કેવળજ્ઞાન પામે, ૨ દર્શનાવરણીય કર્મ ખપાવે ત્યારે કેવળ દર્શન પામે, ૩ વેદનીય કર્મ ખપાવે ત્યારે નિરાબાધપણું પામે,

પુઢવિસત્ત કપ્પોબાર, ગેવિજય અણુત્તર સિદ્ધિ;
પરમાણુ પોગ્ગલદોપ્પએસી, જાવ અણંતપ્પએસી ખંધે ૫

અર્થ—જુનો દારૂ, જુનો ગોળ, જુનુ ઘૃત (ઘી), જુના ચોખા, વાદળાં, વાદળાની રેખા, સંધ્યાનો વર્ણ ગંધર્વના ચિહ્ન, નગરના ચિહ્ન (૧). ઉલ્કાપાત, ૨ દિશિદાહ, ૩ ગર્જના, ૪ વીજળી, ૫ નિર્ઘાત (કડકો), ૬ શુક્લપખનો બોલો-ચંદ્રમા, ૭ આકાશે જક્ષના ચિહ્ન, ૮ ધૂયર કાલી, ૯ ધૂયર ઉજળી, ૧૦ રજોવાત (૨). ચંદ્રમાનુ ગ્રહણ, સૂર્યનુ ગ્રહણ ચંદ્રમા જળકુંડે સૂર્ય જળકુંડે, એકી લખતે બે ચંદ્ર, બે સૂર્ય દેખાય, ઈંદ્ર ધનુષ્ય, પાણીભર્યા વાદળા મચ્છરના ચિહ્ન વાદરાના ચિહ્ન, શસ્ત્રના ચિહ્ન ગાણુના ચિહ્ન (૩). ક્ષેત્ર, વર્ષધર, પર્વત, ગ્રામ, ઘર, નગર, પ્રાસાદ (મહેલ), પાતાલ કલશા, ભવનપતિના ભવન, નરકવાસા (૪) સાત પૃથ્વી, ૧૨ (દેવલોક) ભાગ, નવ ગ્રૈવેયક, અનુત્તર વિમાન -પાંચ, સિદ્ધશિલા પરમાણુ પુદ્ગલ, બે પ્રદેશી સ્કંધ, -યાવત્ -અનંતપ્રદેશી- સ્કંધ-(૫) -એ બોલ કહ્યા તેમાં પુદ્ગલ જાય તથા આવે, ગળે તથા મળે, તેને સાદિ પારિણામિક કહિયે

**છઠે સાન્નિપાતિક ભાવ, તેના ૨૬ ભાંગા છે.** બે સંયોગી દશ, ત્રણ સંયોગી દશ, ચાર સંયોગી પાંચ, પાંચ સંયોગી એક, એમ છવીશ છે તે યંત્રે કરીને કહીએ છીએ

**બે સંયોગી દશ ભાંગ**

| ભાંગા | ઔદયિક ૧ | ઔપશમિક ૨ | ક્ષાયિક ૩ | ક્ષયોપશમિક ૪ | પારિણામિક ૬ |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ |
| ૨ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૩ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ |
| ૪ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૫ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૬ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ |
| ૭ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ |
| ૮ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ |
| ૯ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| ૧૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |

નવમો ભાગો સિદ્ધને લાભે.

| ત્રણ સંયોગી દસ ભાંગા. | | | | | |
|---|---|---|---|---|---|
| ભાંગા | ઔદયિક ૧ | ઔપશમિક ૨ | ક્ષાયિક ૩ | ક્ષયોપશમિક ૪ | પારિણામિક ૫ |
| ૧૧ | ૧ | ૧ | ૧ | | |
| ૧૨ | ૧ | ૧ | | ૧ | |
| ૧૩ | ૧ | ૧ | • | • | ૧ |
| ૧૪ | ૧ | | ૧ | ૧ | |
| ૧૫ | ૧ | | ૧ | | ૧ |
| ૧૬ | ૧ | | | ૧ | ૧ |
| ૭ | | ૧ | ૧ | ૧ | |
| ૧૮ | | ૧ | ૧ | | ૧ |
| ૧૯ | | ૧ | | ૧ | ૧ |
| ૨ | | • | ૧ | ૧ | ૧ |

પંદરમો ભાંગો તેરમે, ચૌદમે ગુણસ્થાનકે લાભે. સોળમો ભાંગો પહેલા સાત ગુણસ્થાનકે હોય.

| ચાર સંયોગી પાંચ ભાંગા. | | | | | |
|---|---|---|---|---|---|
| ભાંગા | ઔદયિક ૧ | ઔપશમિક ૨ | ક્ષાયિક ૩ | ક્ષાયોપશમિક ૪ | પારિણામિક ૫. |
| ૨૧ | ૧ | ૧ | ૧ | ૧ | |
| ૨૨ | ૧ | ૧ | ૧ | | ૧ |
| ૨૩ | ૧ | ૧ | | ૧ | ૧ |
| ૨૪ | ૧ | | ૧ | ૧ | ૧ |
| ૨૫ | | ૧ | ૧ | ૧ | ૧ |

૨૩ મો ભાંગો ઉપશમ શ્રેણીના આઠમાથી ૧૧ મા ગુણસ્થાનક સુધી લાભે.
૨૪ મો ભાંગો ક્ષપક શ્રેણીના ૮ માથી ૧૧ મા વર્જી બારમા ગુણસ્થાનક સુધી લાભે.

| પાંચ સંયોગી એક ભાંગો. | | | | | |
|---|---|---|---|---|---|
| ભાંગા. | ઔદયિક ૧ | ઔપશમિક ૨ | ક્ષાયિક ૩ | ક્ષાયોપશમિક ૪ | પારિણામિક ૫. |
| ૨૬ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |

આ છઠ્ઠા સાન્નિપત્તિક ભાંગા યંત્રે કરી કહ્યા. એ છવીશ ભાંગામા પાંચ ભાંગા પારિણામિક છે બાકીના ૨૧ ભાંગા અપારિણામિક છે. એ છઠ્ઠા સાન્નિપાતિક ભાવના છવીશ ભાંગા સંપૂર્ણ

ઇતિ ૭ દ્વારના ભાવ સંપૂર્ણ.

ઇતિ શ્રી જીવસ્થાનક સંપૂર્ણ.

---

# (૧૦ અ) શ્રી ગુણસ્થાનદ્વાર.

---

### ગાથા.

**નામ, લક્ખણ, ગુણ ઠિઇ, કિરિયા, સત્તા, બંધ, વેદય,**
**ઉદય, ઉદિરણા, ચેવ, નિજ્જરા, ભાવ, કારણા. ૧**
**પરિસહ, મગ્ગ, આયાય, જીવાય ભેદે, જોગ, ઉવવોગ,**
**લેસ્સા, ચરણ, સમ્મત્ત, અપ્પાબહુચ્ચ, ગુણઠાણેહિં. ૨**

### પહેલો નામદ્વાર.

પહેલુ મિથ્યાત્વ ગુણઠાણુ બીજું સાસ્વાદાન ગુ૦, ત્રીજુ સમામિથ્યાત્વ ગુ૦, ચોથું અવિરતિ સમ્યક્ત્વદષ્ટિ ગુ૦, પાંચમુ દેશવિરતિ ગુ૦, છઠ્ઠુ પ્રમત્તસંજતિ ગુ૦ સાતમુ અપ્રમત્તસંજતિ ગુ૦ આઠમુ નિયટ્ટિબાદર ગુ૦, નવમુ અનિયટ્ટિબાદર ગુ૦, દશમું સૂક્ષ્મસંપરાય ગુ૦, અગિયારમું ઉપશાતમોહ ગુ૦, બારમું ક્ષીણમોહ ગુ૦, તેરમુ સજોગિ કેવલિ ગુ૦, ચઉદમુ અજોગિ કેવલિ ગુણઠાણુ. એ નામદ્વાર સમાપ્ત.

### લક્ષણગુણ દ્વાર.

**પહેલા મિથ્યાત્વ ગુણઠાણાનાં લક્ષણ:**–શ્રી વીતરાગની વાણીથી ઓછુ અધિક વિપરીત શ્રદ્ધે પરૂપે ફરસે તેને મિથ્યાત્વ કહિયે ઓછી પરૂપણા તે કેને કહિયે ? જેમ કોઈ કહે જે જીવ અંગુઠા માત્ર છે, તંદુલ માત્ર છે, શામા માત્ર છે, દીપક માત્ર છે, તેને ઓછી પરૂપણા કહિયે ૧ અધિકી પરૂપણા તે કેને કહિયે ? એક જીવ સર્વ લોક બ્રહ્માંડ માત્રમા વ્યાપી રહ્યો છે તેને અધિકી પરૂપણા કહિયે ૨ વિપરીત પરૂપણા તે કેને કહિયે ? કોઇ કહે જે પંચ ભૂત થકી આત્મા ઉપન્યો છે, અને એને વિનાશે જીવ પણ વિણસે છે, તે જડ છે. તે થકી ચૈતન્ય ઉપજે વિણસે. એમ કહે તેને વિપરીત પરૂપણા કહિયે ૩ એ મિથ્યાત્વ એમ નવ પદાર્થનુ વિપરીતપણુ શ્રદ્ધે પરૂપે કરસે તેને મિથ્યાત્વ કહિયે જૈન માર્ગે આત્મા

| ત્રણ સંયોગી દશ ભાંગા | | | | | |
|---|---|---|---|---|---|
| ભાંગા | ઔદયિક ૧ | ઔપશમિક ૨ | ક્ષાયિક ૩ | ક્ષાયોપશમિક ૪ | પારિણામિક ૫ |
| ૧૧ | ૧ | ૧ | ૧ | | |
| ૧૨ | ૧ | ૧ | | ૧ | |
| ૧૩ | ૧ | ૧ | | | ૧ |
| ૧૪ | ૧ | | ૧ | ૧ | |
| ૧૫ | ૧ | | ૧ | | ૧ |
| ૧૬ | ૧ | | | ૧ | ૧ |
| ૧૭ | | ૧ | ૧ | ૧ | |
| ૧૮ | | ૧ | ૧ | | ૧ |
| ૧૯ | | ૧ | | ૧ | ૧ |
| ૨૦ | | | ૧ | ૧ | ૧ |

પંદરમો ભાંગો તેરમે, ચૌદમે ગુણસ્થાનકે લાભે. સોળમો ભાંગો પહેલા સાત ગુણસ્થાનકે લાભે.

| ચાર સંયોગી પાંચ ભાંગા. | | | | | |
|---|---|---|---|---|---|
| ભાંગા | ઔદયિક. ૧ | ઔપશમિક ૨ | ક્ષાયિક ૩ | ક્ષાયોપશમિક ૪ | પારિણામિક ૫ |
| ૨૧ | ૧ | ૧ | ૧ | ૧ | |
| ૨૨ | ૧ | ૧ | ૧ | | ૧ |
| ૨૩ | ૧ | ૧ | | ૧ | ૧ |
| ૨૪ | ૧ | | ૧ | ૧ | ૧ |
| ૨૫ | | ૧ | ૧ | ૧ | ૧ |

૨૩ મો ભાંગો ઉપશમ શ્રેણીના આઠમાથી ૧૧ મા ગુણસ્થાનક સુધી લાભે.
૨ મો ભાંગો ક્ષપક શ્રેણીના ૮ માથી ૧૧ મા વર્જી બારમા ગુણસ્થાનક સુધી લાભે.

| પાંચ સંયોગી એક ભાંગો | | | | | |
|---|---|---|---|---|---|
| ભાંગા | ઔદયિક ૧ | ઔપશમિક ૨ | ક્ષાયિક ૩ | ક્ષાયોપશમિક ૪ | પારિણામિક ૫. |
| ૨૬ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |

ગ્ની મુરૂ કહે છે, જે કાળા અડદ સરખો હતો તે છડિ ંગળ સરખો થયો, કૃષ્ણપક્ષી ટળીને શુકલપક્ષી થયો, અનાદિ કાળનો ઉલટો હતો તે સુલટો થયો, સમકિત સન્મુખ થયો, પણ પગ ભરવા સમર્થ નહિ તે વારે ગૌતમ સ્વામી હાથ જોડી માન મોડી વંદણા નમસ્કાર કરીને શ્રીભગવંતને પુછતા હવા, સ્વામિનાથ ! તે જીવને શુ ગુણ નિપજ્યો ? તે વારે શ્રીભગવંત કહે છે, તે જીવ ૪ ગતિ ૨૪ દંડકમા ભમીને પણ ઉત્કૃષ્ટો દેશ ઉણો અર્દ્ધ પુદ્‌ગલ પરાવર્તનમા સંસારનો પાર પામશે ૩

**ચોથું અવિરતિ સમ્યકત્વદૃષ્ટિ ગુણઠાણું**–તેના શુ લક્ષણ ? ૭ પ્રકૃતિને ક્ષયોપશમાવે, અનંતાનુબંધી ક્રોધ, માન માયા, લોભ, સમ્યકત્વમોહનીય, મિથ્યાત્વમોહનીય, મિશ્રમોહનીય એ ૭ પ્રકૃતિને કાંઈક ઉદય આવે તેને ક્ષય કરે અને સત્તામા દલ છે તેને ઉપશમાવે તેને ક્ષયોપશમ સમ્યકત્વ કહીયે તે સમ્યકત્વ અસંખ્યાતી વાર આવે ૭ પ્રકૃતિના દલને સર્વથા ઉપશમાવે, ઢાંકે તેને ઉપશમ સમ્યત્વ કહિયે, તે સમકિત પાચ વાર આવે ૭ પ્રકૃતિના દલનો ક્ષય કરે તે વારે ક્ષાયક સમકિત કહિયે તે સમ્યકત્વ ૧ વાર આવે ચોથે ગુણઠાણે આવ્યો થકા જીવાદિક પદાર્થ દ્રવ્યથકી, ક્ષેત્રથકી, કાલથકી, ભાવથકી, નોકારસી આદિ છમાસી તપ જાણે સદ્દહે પરૂપે પણ ફરસી શકે નહિ તે વારે ગૌતમ–સ્વામી હાથ જોડી માન મોડી શ્રીભગવંતને પૂછતા હવા સ્વામિનાથ ! તે જીવને શુ ગુણ નિપજ્યો ? તે વારે શ્રીભગવંત કહે, ગૌતમ ! તે જીવ સમકિત વ્યવહારપણે શુદ્ધ પ્રવર્તતો તે જીવ જઘન્ય ત્રીજે ભવે મોક્ષ જાય, ઉત્કૃષ્ટો ૧૫દર ભવે મોક્ષ જાય, વેદક સમકિત એક વાર આવે, એક સમયની સ્થિતિ છે પૂર્વે જો આયુષનો બંધ પડયો ન હોય તો ૭ બોલમા બંધ પાડે નહિ નરકનુ આયુષ, ભવનપતિનુ આયુષ, તિર્યંચનુ આયુષ વાણવ્યંતરનું આયુષ, જ્યોતિષનું આયુષ, સ્ત્રીવેદ, નપુંસકવેદ એ ૭ બોલના આયુષનો બંધ પાડે નહિ તે જીવ ૮ આચાર સમકિતના આરાધી ચતુર્વિધ સંઘની વાછલ્ય પરમહર્ષભર ભકિત કરતો થકો જઘન્ય પહેલે દેવલોકે ઉપજે, ઉત્૦ બારમે દેવલોકે ઉપજે પન્નવણાની શાખે પૂર્વ કર્મને ઉદયે કરીને વ્રત પચ્ચખાણ કરી ન શકે પણ અનેક વરસની શ્રમણોપાસકની પ્રવજ્યાનો પાલક કહિયે દશાશ્રુતસ્કંધે શ્રાવક કહ્યા છે તે માટે દર્શન શ્રાવકને અવિરત સમદૃષ્ટિ કહિયે ૪

**પાંચમુ દેશવિરતિ ગુણઠાણુ**:–તેના શું લક્ષણ ? અગિયાર પ્રકૃતિને ક્ષયોપશમાવે તે પૂર્વે કહ્યા તે અને અપ્રત્યાખ્યાના ક્રોધ, માન, માયા, લોભ, એવ ૧૧ પ્રકૃતિને ક્ષય કરે તો ક્ષાયક સમકિત કહિયે. અને ૧૧ પ્રકૃતિને ઢાંકે ઉપશમાવે તો ઉપશમ સમકિત કહિયે અને ૧૧ પ્રકૃતિને કાંઈક ઢાંકે કાંઈક ક્ષય કરે તેને ક્ષયોપશમ સમકિત કહિયે પાચમે ગુણઠાણે આવ્યો થકો જીવાદિક પદાર્થ દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, નોકારસી આદિ દેઇને છમાસી તપ જાણે સદ્દહે

અકૃત્રિમ અભવ્ય અગ્નિનાથી નિત્ય છે તેથિ માત્ર વ્યાપક છે તે વારે ગૌતમ સ્વામી વંદના કરીને શ્રીભગવંતને પૂછતા હવા સ્વામિનાથ ! તે મિથ્યાતી જીવને શુ ગુણ નિપજ્યો ? તે વારે શ્રીભગવંતે કહ્યુ, તે જીવરૂપ કહીને કર્મરૂપ ગોળે કરી ૪ ગતિ, ૨૪ દંડક, ૮૪ લાખ જીવાજોનિમાંહિ વારંવાર પરિભ્રમણ કરે પણ સંસારનો પાર પામે નહિ. ૧

**બીજા ગુણઠાણાના લક્ષણ**—જેમ કોઈ પુરૂષ ખીરખાંડનુ ભોજન જમ્યો ત્યારપછી વમન કર્યું તે વારે કોઈક પુરૂષ પુછ્યુ ભાઈ કંઈ સ્વાદ રહ્યો ત્યારે કહે જે થોડો સ્વાદ રહ્યો, તે સમાન સમકિત, અને વમ્યો તે સમાન મિથ્યાત્વ ૧ બીજુ દ્રષ્ટાંત—જેવો પર્વતનો નાક પડેલો ગંહેર ગંભીર, પછી સ્વાદ રહી ગયો ગંહેર ગંભીર સમાન સમકિત ને સ્વાદ રહી ગયો તે સમાન મિથ્યાત્વ ૨ ત્રીજુ દ્રષ્ટાંત—જીવરૂપ ભૂમિ ને પરિણામરૂપ ડાળ સમકિતરૂપ ફળ, તે મોહરૂપ વાયરે કરી પરિણામરૂપ ડાળથી સમકિતરૂપ ફળ તુટ્યુ મિથ્યાત્વરૂપ ધરતીએ આવી પહોચ્યુ નથી, વચમાં છે ત્યાંસુધી સાસ્વાદન સમકિત કહિયે, અને જ્યારે ધરતીએ આવી પડ્યુ ત્યારે મિથ્યાત્વ ૩ ગૌતમ સ્વામિ હાથ જોડી માન મોડી શ્રીભગવંતને પુછતા હવા, સ્વામિનાથ ! તે જીવને શુ ગુણ નિપજ્યો ? ત્યારે શ્રી ભગવંત કહે છે કૃષ્ણપક્ષી હતો તે શુક્લપક્ષી થયો. અર્ધ પુદ્ગલ સંસાર ભોગવવો રહ્યો જેમ કોઈ પુરૂષને માથે લાખ ક્રોડનુ દેવુ હતુ તે પરદેશ જઈને કમાઈ આવ્યો, દેવુ દેતાં એક અધેલીનુ દેવુ રહ્યુ તેનુ વ્યાજ થયુ તેટલો સંસાર ભોગવવો રહ્યો સાસ્વાદન સમકિત પામનાર જાણે ૨

**ત્રીજા ગુણઠાણાના લક્ષણ**—ત્રીજુ મિશ્રગુણઠાણુ તે બે વસ્તુ મળીને મિશ્ર શીખંડના દ્રષ્ટાંતે શીખંડ જેમ ખાટો ને મીઠો, મીઠાશ સમાન સમકિત ને ખટાશ સમાન મિથ્યાત્વ, તે જિનમાર્ગ પણ રૂડો જાણે, તથા અન્ય માર્ગ પણ રૂડો જાણે. જેમ કોઈક નગર મધ્યે સાધુ મહાપુરૂષ પધાર્યા છે તેને મળવા વાંદવા જાય છે વચમાં મિશ્રદ્રષ્ટિવાળો મિત્ર મળ્યો. તેણે પુછ્યુ જે ક્યાં જાઓ છો ? તે વારે શ્રાવક કહે જે સાધુ મહાપુરૂષને વાંદવા જઈએ છીએ તે વારે મિશ્રદ્રષ્ટિવાળો કહે એને વાંદે શુ થાય ? તે વારે શ્રાવક કહે જે મહાલાભ થાય તે વારે કહે જે હું પણ વાંદવા આવુ એમ કહીને મિશ્રગુણઠાણાવાળો વાંદવાને પણ ઉમાહ્યો. તેવામાં બીજો મિથ્યાતી મિત્ર મળ્યો. તેણે પુછ્યુ કે ક્યાં જાઓ છો ? તે વારે મિશ્રગુણઠાણાવાળો કહે જે સાધુ મહાપુરૂષને વાંદવા જઈએ છીએ તે વારે મહામિથ્યામતિ કહે જે એને વાંદે શુ થાય ? એ તો મેલા ઘેલા છે એમ કહીને ભેળવી નાખ્યો અને પાછો વળ્યો. તે વારે સાધુજ્ઞાનીને પાછો વાળીને કહ્યુ કે ચાલ ! વાંદવા પણ ઉપજ્યો તેને શુ ગુણ નિપજ્યો ? તે વારે

જીવ જીવાદિ પદાર્થ દ્રવ્યથી, ક્ષેત્રથી કાળથી, ભાવથી તથા નોકારસી આદિ દઇને છમાસી તપ ધ્યાન જુગતપણે જાણે સર્દહે પરૂપે ફરસે, તે જીવ જઘન્ય તેજ ભવે મોક્ષ જાય, ઉત્કૃષ્ટો ત્રીજે ભવે મોક્ષ જાય ગતિ તો પ્રાયે કલ્પાતીતની થાય, ધ્યાનને વિષે અપ્રમત્ત ઉદ્યત થકા રહે છે, તથા શુભ લેશ્યાપણેજ કરીને, નથી પ્રમત્ત કષાય જેને તેને અપ્રત્તમ સજાત ગુણઠાણુ કહિયે

**આઠમું નિયટ્ટિ બાદર ગુણઠાણું**:–તેનું શુ લક્ષણ? ૧૭ પ્રકૃતિને ક્ષયોપશમાણે, ૧૬ પૂર્વે કહી તે અને સંજ્વલનનું માન એ ૧૭ પ્રકૃતિને ક્ષયોપશમાવે તે વારે ગૌતમસ્વામી હાથ જોડી માન મોડી શ્રીભગવંતને પૂછતા હવા, સ્વામીનાથ! તે જીવને શુ ગુણ નીપજ્યો? તે વારે શ્રીભગવંતે કહ્યુ, પરિણામધારા, અપૂર્વ કરણ જે કોઇ કાળે જીવને, કોઇ દિને આવ્યું નથી, તે શ્રેણિ જુગત જીવાદિક પદાર્થ દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, નોકારસી આદિ દઇ છમાસી તપ, જાણે, શ્રદ્ધહે પ્રરૂપે ફરસે, તે જીવ જઘન્ય તેજ ભવે મોક્ષ જાય ઉત્૦ ત્રીજે ભવે મોક્ષ જાય અહીથી શ્રેણિ ૨ કરે. ઉપશમશ્રેણિ, ને ક્ષપકશ્રેણિ ઉપશમ શ્રેણિવાળો જીવ ને મોહનીય કર્મની પ્રકૃતિના દલને ઉપશમાવતો અગ્યારમા ગુણઠામા સુધી જાય, પડિવાઇ પણ થાય. હાયમાન પરિણામ પરિણમે, અને ક્ષપક શ્રેણીવાળો જીવ તે મોહનીય કર્મના પ્રકૃતિ દલને ખપાવતો શુદ્ધ મૂલમાથી નિર્જરા કરતો નવમે દશમે ગુણઠાણે થઇને બારમે ગુણઠાણે જાય અપડિવાઇજ હોય. વર્દ્ધમાન પરિણામ પરિણમે. નિયટ્ટિબાદરનો અર્થ તે નિવર્ત્યો છે, બાદર કષાયથી, બાદર સંપરાય ક્રિયાથી, શ્રેણી કરવે અભ્યતર પરિણામે, અધ્યવસાય સ્થિર કરવે, બાદર ચપલતાથી નિવર્ત્યો છે માટે નિયટ્ટિબાદર ગુણઠાણુ કહિયે તથા બીજુ નામ અપૂર્વકરણ ગુણઠાણુ પણ કહિયે જે કોઇ કાળે જીવે પૂર્વે એ શ્રેણિ કરી ન હતી અને એ ગુણઠાણે પહેલુ જ કરણ તે પડિતવીર્યનુ આવરણ ક્ષયકરણરૂપ કરણપરિણામધારા, વર્દ્ધનરૂપ શ્રેણી કરે તેને અપૂર્વ કરણ ગુણઠાણું કહિયે

**નવમું અનિયટ્ટિબાદર ગુણઠાણુ**:–તેનુ શું લક્ષણ? એકવીશ પ્રકૃતિને ક્ષયોપશમાવે તે ૧૭ પ્રકૃતિ પૂર્વે કહી તે અને સંજ્વલનની માયા, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ, એવ ૨૧ પ્રકૃતિને ક્ષયોપશમાવે તે વારે ગૌતમસ્વામી હાથ જોડી માન મોડી શ્રી ભગવતને પૂછતા હતા સ્વામિનાથ! તે જીવને શુ ગુણ નિપજ્યો? તે વારે ભગવતે કહ્યુ તે જીવ જીવાદિક પદાર્થ તથા નોકારસી આદિ દઇને છમાસી તપ દ્રવ્યથી ક્ષેત્રથી, કાળથી, ભાવથી, નિરંકાર અમાયી વિષયનિરવછાપણે જાણે, શ્રદ્ધહે, પરૂપે, ફરસે તે જીવ જઘન્ય તેજ ભવ મોક્ષ જાય, ઉત્૦ ત્રીજે ભવે મોક્ષ જાય અનિયટ્ટિબાદર તે સર્વથા ઘણા ગંભીર છે, તે અન્ય પંચસંગ્રહાદિક ગ્રંથ તથા સિદ્ધાન્તથી સમજવા

ક્ષાયક સમકિત, પાંડતવીર્ય, શુકલધ્યાન, કેવલજ્ઞાન, કેવલદર્શન, એ ૧૦ બોલસહિત, જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્૦ દેશેઉણી પૂર્વક્રોડી સુધી વિચરે ઘણા જીવને તારી પ્રતિબોધી નિહાલ કરીને બીજા ત્રીજા શુકલધ્યાનના પાયાને ધ્યાઇને ચઉદમે જાય સજોગી તે શુભ મન વચન, કાયાના જોગસહિત છે બાહ્યાભ્યા ચલોપકરણ છે. ગમનાગમનાદિક ચેષ્ટા શુભ સહિત છે કેવલજ્ઞાન, કેવલદર્શન ઉપયોગ સમયાતર અવિછિન્નપણે શુદ્ધ પ્રમાણે, માટે સજોગી કેવલી ગુણઠાણું કહિયે

**ચઉદમુ અજોગી કેવલી** ગુણઠાણું :–તેનુ શું લક્ષણ? શુકલધ્યાનનો ચોથો પાયો સમુછિન્નક્રિયા, અનતર અપ્રતિપાતી, અનિવૃત્તિધ્યાતા મનજોગ રૂંધી, વચનજોગ રૂંધી, કાયજોગ રૂંધી, આન પ્રાણ નિરોધ કરી, રૂપાતીત પરમ શુકલ ધ્યાન ધ્યાતા, ૭ બોલસહિત વિચરે તેરમે ૧૦ બોલ કહ્યા તેમાથી સજોગી સલેશી, શુકલ લેશી, એ ત્રણ વર્જીને શેષ ૭ બોલસહિત સકલ ગીરિનો રાજા મેરૂ તેની પરે અડોલ અચલ સ્થિર અવસ્થાને પામે, શૈલેશીપણે રહી પંચલઘુ અક્ષર ઉચ્ચાર પ્રમાણ કાલ રહી, શેષ વેદનીય, આયુષ્ય, નામ, ગોત્ર, એ ૪ કર્મ ક્ષીણ કરીને મુક્તિપદ પામે શરીર ઔદારિક, તેજસ, કાર્મણ સર્વથા છાડીને સમશ્રેણી રૂજુગતિ અન્ય આકાશ પ્રદેશને ન અવગાહતો, અણફરસતો એક સમય માત્રમા ઉર્દ્ધગતિ અવિગ્રહગતિયે ત્યા જાય, એરડબીજ બધન મુક્તવત્ નિર્લેપ તુંબીવત્ કોદડમુકત બાણવત્, ઇંધનવહ્નિમુક્ત ધુમ્રવત્ જ્યા સિદ્ધક્ષેત્રે જઇ સાકારોપયોગે સિદ્ધ થાય, શુદ્ધ થાય, પરાંગત થાય, પરપગ્ગત થાય, સકલ કાર્ય અર્થ સાધી કૃતકૃતાર્થ નિષ્ઠતાર્થ અતુલ સુખસાગર નિમગ્ન સાદિ અનંત ભાગે સિદ્ધ થાય, એ સિદ્ધ પદનો ભાવસ્મરણ ચિંતન મનન સદા કાળે મુજને હોશે? તે ઘડિ પલ ધન્ય સફળ હોશે અજોગી તે જોગરહિત કેવલસહિત વિચરે તેને અજોગી કેવલી ગુણઠાણું કહિયે.

ઇતિ લક્ષણ ગુણદ્વાર બીજો સંપૂર્ણ. ૨.

## ત્રીજો સ્થિતિ દ્વાર.

પહેલા ગુણઠાણાની સ્થિતિ ૩ પ્રકારની છે અણાદિયા અપજ્જવસિયા તે જે મિથ્યાત્વની આદિ નથી ને અંત પણ નથી તે અભવ્ય જીવના મિથ્યાત્વ આશ્રી ૧ અણાદિયા સપજ્જવસિયા તે જે મિથ્યાત્વની આદિ નથી પણ અત છે તે ભવ્ય જીવના મિથ્યાત્વ આશ્રી, ૨ સાદિયા સપજ્જવસિયા તે જે મિથ્યાત્વની આદિ પણ છે ને અત પણ છે, પાડવાઇ સમદષ્ટિના મિથ્યાત્વ આશ્રી તેની સ્થિતિ જઘન્ય અતર્મુહૂર્ત, ઉત્૦ અર્ધપુદ્ગલ પરાવર્તન દેશે ઉણી, પછી અવશ્ય સમકિત પામીને મોક્ષ જાય. ૩ બીજા ગુણઠાણાની સ્થિતિ જ૦ ઉ૦ અતર્મુહૂર્તની ચોથા ગુણઠાણાની સ્થિતિ જ૦ અતર્મુહૂર્તની ઉ૦ ૬૬ સાગરોપમ ઝાઝેરાની, તે ૨૨ સાગરોપમની સ્થિતિએ ૩ વાર બારમે દેવલોકે ઉપજે, ત્રણ પૂર્વ ક્રોડિ અધિક મનુષ્યના

## નવમો ઉદીરણા દ્વાર.

પહેલા ગુણઠાણાથી માંડીને ૭ મા ગુણઠાણા સુધી ૮ કર્મની ઉદીરણા તથા ૭ ની કરે તો આયુષ્ય વર્જીને આઠમે, નવમે ગુણઠાણે ૭ કર્મની ઉદીરણા તે આયુષ્ય વર્જીને, તથા ૬ ની કરે તો આયુષ્ય, વેદનીય, એ ૨ વર્જીને દશમે ૬ ની ઉદીરણા કરે, આયુષ્ય, વેદનીય, એ ૨ વર્જીને અને ૫ ની કરે તો આયુષ્ય, મોહનીય વેદનીય, એ ૩ વર્જીને અગ્યારમે, બારમે ગુ૦ ૫ ની ઉદીરણા, આયુષ્ય, મોહનીય, વેદનીય એ ૩ વર્જીને, તથા ૨ ની કરે તો નામ, ગોત્ર એ ૨ ની ચઉદમે ગુણ૦ ઉદીરણા કરે નહિ

### ઇતિ ૯ મો ઉદીરણા દ્વાર સમાપ્ત ૯.

## દશમો નિર્જરા દ્વાર.

પહેલાથી તે ૧૧ મા ગુણઠાણા સુધી ૮ કર્મની નિર્જરા બારમે ૭ કર્મની નિર્જરા, મોહનીય વર્જીને તેરમે, ચઉદમે ૪ કર્મની નિર્જરા, વેદનીય આયુષ્ય નામ, ગોત્ર, એ ૪

### ઇતિ ૧૦ મો નિર્જરા દ્વાર સમાપ્ત ૧૦.

## અગ્યારમો ભાવ દ્વાર.

ઉદયભાવ, ઉપશમભાવ, ક્ષાયકભાવ, ક્ષયોપશમભાવ, પારિણામિકભાવ, સાન્નિવાઈભાવ પહેલે ને ત્રીજે ગુણઠાણે ૩ ભાવ, ઉદય, ક્ષયોપશમ, પારિણામિક બીજે, ચોથે, પાચમે, છઠ્ઠે, સાતમે ને આઠમેથી તે અગ્યારમા ગુણઠાણા સુધી ઉપશમ શ્રેણિવાળાને ૪ ભાવ, ઉદય ઉપશમ, ક્ષયોપશમ ને પરિણામિક તથા કોઇક ઉપશમને ઠેકાણે ક્ષાયક પણ કહે છે અને ૮ માથી માંડીને બારમા સુધી ક્ષપક શ્રેણિવાળાને ૪ ભાવ, ઉદય, ક્ષયોપશમ ક્ષાયક પારિણામિક તેરમે ચઉદમે ગુ૦ ૩ ભાવ ઉદય, ક્ષાયક, પરિણામિક સિદ્ધમા ૨ ભાવ, ક્ષાયક, પારિણામિક

### ઇતિ ૧૧ મો ભાવ દ્વાર સમાપ્ત. ૧૧.

## બારમો કારણ દ્વાર.

કારણ ૫ કર્મબંધના, મિથ્યાત્વ અવિરતિ, પ્રમાદ, કષાય, જોગ પહેલે ત્રીજે ગુ૦ ૫ કારણ લાભે બીજે ચોથે ૪ કારણ લાભે, મિથ્યાત્વ વર્જીને પાચમે છઠ્ઠે ગુણ૦ ૩ કારણ લાભે, મિથ્યાત્વ. અવિરતિ એ ૨ વર્જીને સાતમેથી દશમા ગુણઠાણા સુધી ૨ કારણ લાભે, કષાય અને જોગ એ ૧ લાભે. અગ્યારમે બારમે, તેરમે ૧ કારણ લાભે તે ૧ જોગ ચઉદમે કોઇ કારણ નથી.

### ઇતિ ૧૨ મો કારણ દ્વાર સમાપ્ત. ૧૨.

## નવમો ઉદીરણા દ્વાર.

પહેલા ગુણઠાણાથી માંડીને ૭ મા ગુણઠાણા સુધી ૮ કર્મની ઉદીરણા તથા ૭ ની કરે તો આયુષ્ય વર્જિને આઠમે, નવમે ગુણઠાણે ૭ કર્મની ઉદીરણા તે આયુષ્ય વર્જિને, તથા ૬ ની કરે તો આયુષ્ય, વેદનીય, એ ૨ વર્જિને દશમે ૬ ની ઉદીરણા કરે, આયુષ્ય, વેદનીય, એ ૨ વર્જિને અને ૫ ની કરે તો આયુષ્ય, મોહનીય વેદનીય, એ ૩ વર્જિને અગ્યારમે, બારમે ગુ૦ ૫ ની ઉદીરણા, આયુષ્ય, મોહનીય, વેદનીય એ ૩ વર્જિને, તથા ૨ ની કરે તો નામ, ગોત્ર એ ૨ ની ચઉદમે ગુણ૦ ઉદીરણા કરે નહિ

### ઇતિ ૯ મો ઉદીરણા દ્વાર સમાપ્ત ૯.

## દશમો નિર્જરા દ્વાર.

પહેલાથી તે ૧૧ મા ગુણઠાણા સુધી ૮ કર્મની નિર્જરા બારમે ૭ કર્મની નિર્જરા, મોહનીય વર્જિને તેરમે, ચઉદમે ૪ કર્મની નિર્જરા, વેદનીય, આયુષ્ય, નામ, ગોત્ર, એ ૪

### ઇતિ ૧૦ મો નિર્જરા દ્વાર સમાપ્ત ૧૦.

## અગ્યારમો ભાવ દ્વાર.

ઉદયભાવ, ઉપશમભાવ, ક્ષાયકભાવ, ક્ષયોપશમભાવ, પારિણામિકભાવ, સાન્નિવાઈભાવ પહેલે ને ત્રીજે ગુણઠાણે ૩ ભાવ, ઉદય, ક્ષયોપશમ, પારિણામિક બીજે, ચોથે, પાચમે, છઠ્ઠે, સાતમે ને આઠમેથી તે અગ્યારમા ગુણઠાણા સુધી ઉપશમ શ્રેણિવાળાને ૪ ભાવ, ઉદય ઉપશમ, ક્ષયોપશમ ને પરિણામિક તથા કોઇક ઉપશમને ઠેકાણે ક્ષાયક પણ કહે છે અને ૮ માથી માંડીને બારમા સુધી ક્ષપક શ્રેણિવાળાને ૪ ભાવ, ઉદય, ક્ષયોપશમ ક્ષાયક પારિણામિક તેરમે ચઉદમે ગુ૦ ૩ ભાવ ઉદય, ક્ષાયક, પરિણામિક સિદ્ધમાં ૨ ભાવ, ક્ષાયક, પારિણામિક

### ઇતિ ૧૧ મો ભાવ દ્વાર સમાપ્ત. ૧૧.

## બારમો કારણ દ્વાર.

કારણ ૫ કર્મબંધના, મિથ્યાત્વ અવિરતિ, પ્રમાદ, કષાય, જોગ પહેલે ત્રીજે ગુ૦ ૫ કારણ લાભે બીજે ચોથે ૪ કારણ લાભે, મિથ્યાત્વ વર્જિને પાચમે છઠ્ઠે ગુણ૦ ૩ કારણ લાભે, મિથ્યાત્વ. અવિરતિ એ ૨ વર્જિને સાતમેથી દશમા ગુણઠાણા સુધી ૨ કારણ લાભે, કષાય અને જોગ એ ૧ લાભે. અગ્યારમે બારમે, તેરમે ૧ કારણ લાભે તે ૧ જોગ ચઉદમે કોઇ કારણ નથી.

### ઇતિ ૧૨ મો કારણ દ્વાર સમાપ્ત. ૧૨.

## પંદરમો આત્મા દ્વાર.

આત્મા ૮, દ્રવ્યઆત્મા, કષાયઆત્મા, યોગઆત્મા, ઉપયોગઆત્મા, જ્ઞાન-આત્મા, દર્શનઆત્મા, ચારિત્રઆત્મા, વીર્યઆત્મા એવં ૮ પહેલે, ત્રીજે ગુણ૦ ૬ આત્મા, જ્ઞાન ને ચારિત્ર એ ૨ વર્જિને. બીજે ચોથે ગુણ૦ ૭ આત્મા, ચારિત્ર વર્જિને. પાચમે ગુણઠાણે પણ ૭ આત્મા, દેશથી ચારિત્ર છે છઠેથી દશમા ગુણઠાણા સુધી ૮ આત્મા. અગ્યારમે, બારમે, તેરમે ગુ૦ ૭ આત્મા, કષાય વર્જિને ચઉદમે ગુ૦ ૬ આત્મા, કષાય ને જોગ વર્જિને સિદ્ધમા ૪ આત્મા જ્ઞાનઆત્મા, દર્શન-આત્મા, દ્રવ્યઆત્મા, ઉપયોગઆત્મા,

### ઇતિ ૧૫ મો આત્મ દ્વાર સમાપ્ત, ૧૫.

## સોળમો જીવ ભેદ દ્વાર.

પહેલે ગુણઠાણે ૧૪ ભેદ લાભે. બીજે ગુણ૦ ૬ ભેદ લાભે, બે ઇન્દ્રિય, તે ઇન્દ્રિય, ચઉરિંદ્રિય, અસન્ની તિર્યંચ પચેંદ્રિય, એ ૪ ના અપર્યાપ્ત ને સંન્ની પચેંદ્રિયમા અપર્યાપ્તો ને પર્યાપ્તો એ ૬ ત્રીજે ગુણ૦ ૧ સંન્ની પચેંદ્રિયનો પર્યાપ્તો લાભે ચોથે ગુણઠાણે ૨ ભેદ લાભે. સન્ની પંચેંદ્રિયનો અપર્યાપ્તો ને પર્યાપ્તો લાભે

### ઇતિ ૧૬ મો જીવભેદ દ્વાર સમાપ્ત. ૧૬.

## સત્તરમો જોગ દ્વાર.

પહેલે બીજે ને ચોથે ગુણઠાણે જોગ ૧૩ લાભે, બે આહારકના વર્જિને, ત્રીજે ગુણ૦ ૧૦ જોગ લાભે તે ૪ મનના, ૪ વચનના, ૧ ઉદારિકનો, ૧ વૈક્રિયનો એવ ૧૦ લાભે. પાચમે ગુણઠાણે ૧૨ જોગ, આહારકના ૨ ને એક કાર્મણનો એ ૩ વર્જિને ૧૨ લાભે છઠે ગુ૦ ૧૪ જોગ લાભે, ૧ કાર્મણનો વર્જિને સાતમે ગુ૦ ૧૧ જોગ તે ૪ મનના, ૪ વચનના, ૧ ઔદારિકનો, ૧ વૈક્રિયનો, ૧ આહારકનો એવ ૧૧ આઠમાથી માંડીને ૧૨ મા ગુણઠાણા સુધી જોગ ૯ લાભે તે ૪ મનના ૪ વચનના ને ૧ ઔદારિકનો એ ૯ તેરમે ગુણઠાણે જોગ ૭ લાભે, ૨ મનના ૨ વચનના, એ ૪ ને ઉદારિકનો, ઉદારિકનો મિશ્ર કાર્મણ કાયજોગ, એવ ૭ ચોદમે ગુણ૦ જોગ નથી

### ઇતિ ૧૭ મો જોગ દ્વાર સમાપ્ત. ૧૭

## અઢારમો ઉપયોગ દ્વાર.

પહેલે ને ત્રીજે ગુણઠાણે ૬ ઉપયોગ લાભે, ૩ અજ્ઞાન ને ૩ દર્શન એવ ૬ બીજે, ચોથે, પાચમે ગુણ૦ ૬ ઉપયોગ લાભે, ૩ જ્ઞાન, ૩ દર્શન, એવં ૬, છઠાથી તે બારમા ગુણઠાણા સુધી ઉપયોગ ૭ લાભે તે ૪ જ્ઞાન ને ૩ દર્શન એવ ૭ તેરમે, ચોદમે ગુણઠાણે તથા સિદ્ધમા ૨ ઉપયોગ કેવલજ્ઞાન, ને કેવલદર્શન

### ઇતિ ૧૮ મો ઉપયોગ દ્વાર સમાપ્ત. ૧૮.

માટે ૧૦. તેથી ચોદમા ગુણઠાણાવાળા ને સિદ્ધ ભગવતજી અનતગુણા. ૧૧ તેથા પહેલા ગુણઠાણાવાળા અનંતગુણા, એકેંદ્રિય પ્રમુખ સર્વ મિથ્યાદષ્ટિ છે માટે ૧૨.

ઇતિ ૨૨ મો અલ્પબહુત્વ દ્વાર સમાપ્ત. ૨૨

ઇતિ ગુણઠાણાના ૨૨ દ્વાર સંપૂર્ણ.

## ભાવ ૬.

ઉદયભાવ, ઉપશમભાવ, ક્ષાયકભાવ, ક્ષયોપશમભાવ, પારિણામિકભાવ ને સન્નિવાઇ ભાવ

**ઉદય ભાવના** ૨ ભેદ જીવ ઉદય નિષ્પન્ન ને અજીવ ઉદય નિષ્પન્ન જીવ ઉદય નિષ્પન્નમા ૩૩ બોલ પામે, ૪ ગતિ ૬ કાય, ૬ લેસ્યા ૪ કષાય ૩ વેદ એવ ૨૩ ને મિથ્યાત્વ ૧, અજ્ઞાન ૨, અવિર્ગતિ ૩, અસંજ્ઞીપણું ૪, આહારકપણું ૫, છદ્મસ્થપણું ૬, સજોગીપણું ૭, સંસાર પરિયટ્ટણા ૮, અસિદ્ધ ૯, અકેવલી ૧૦, એવ ૩૩ અજીવ ઉદય નિષ્પનના ૩૦ બોલ પામે, ૫ વર્ણ, ૨ ગધ, ૫ રસ ૮ સ્પર્શ, ૫ શરીર, ૫ શરીરના વ્યાપાર એવ ૩૦ એવ ઉભય મળીને ૩૩ ને ૩૦ ત્રેસઠ ભેદ ઉદય ભાવના કહ્યા ૧.

**ઉપશમ ભાવે ૧૧** બોલ છે ચાર કષાયનો ઉપશમ ૪, રાગનો ઉપસમ ૫ દ્વેષનો ઉપશમ ૬, દર્શનમોહનીયનો ઉપશમ ૭, ચારિત્રમોહનીયનો ઉપશમ, એવ ૮ મોહનીયની પ્રકૃતિ અને ઉવસમિયા દંશણલદ્ધિ તે સમકિત ૯ ઉવસમિયા ચરિત્તલદ્ધિ ૧૦, ઉવસમિયા અકષાય છઉમથ વીતરાગલદ્ધિ એવ ૧૧. ૨

**ક્ષાયક ભાવે** ૩૭ બોલ છે ૫ જ્ઞાનાવરણીય ૯ દર્શનાવરણીય ૨ વેદનીયની, ૧ રાગના, ૧ દ્વેષની, ૪ કષાયની, ૧ દર્શનમોહનીયની ૧ ચારિત્રમોહનીયના ૪ આયુષ્યની, ૨ નામની, ૨ ગોત્રની, ૫ અંતરાયની, એવ ૩૭ પ્રકૃતિને ક્ષય કરે તેને ક્ષાયક ભાવ કહિયે તે ૯ બોલ પામે ક્ષાયક સમકિત, ક્ષાયક જથાખ્યાત ચારિત્ર, કેવલજ્ઞાન, કેવલદર્શન અને ક્ષાયક દાનાદિ પાચ લબ્ધિ, એવ ૯ બોલ. ૩

**ક્ષયોપશમ ભાવે** ૩૦ બોલ છે. ૪ જ્ઞાન પ્રથમના, ૩ અજ્ઞાન, ૩ દર્શન, ૩ દષ્ટિ. ૪ ચારિત્ર પ્રથમના, ૧ ચરિત્તાચરિત્ત તે શ્રાવકપણુ પામે, ૧ આચાર્યગણિની પદવી, ૧ ચૌદ પૂર્વ જ્ઞાનની પ્રાપ્તિ, ૫ ઇન્દ્રિયની લબ્ધિ, ૫ દાનાદિ લબ્ધિ એવ સર્વ મળી ૩૦ બોલ ૪

**પારિણામિક ભાવના** ૨ ભેદ, સાદિપારિણામિક, અનાદિપારિણામિક સાદિ વિણસે, અનાદિ વિણસે નહિ, સાદિ પારિણામિકના અનેક ભેદ છે જુની સુરા, મદિરા, જુનો ગોળ, તદુલ એ આદિ ૭૪ બોલ, ભગવતિની શાખે છે અનાદિ પારિણામિક ભાવના ૧૦ બોલ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય કાળ, લોક, અલોક, ભવ્ય, અભવ્ય, એવ ૧૦ ૫

માડીને અગ્યારમા ગુણઠાણા સુધી જ૦ અંત૦ અથવા પલ્યનો અસંખ્યાતમો ભાગ તે એટલા કાળ વિના ઉપશમ શ્રેણી કરીને પડે નહીં. ઉત૦ અર્ધપુદ્‌ગલ દેશે ઉણ બારમે તેરમે ને ચૌદમે ગુણ૦ આતરૂં નથી, એ એક જીવઆથી. ઇતિ ૪ અંતર દ્વાર સમાપ્ત.

**પાંચમો ધ્યાન દ્વાર.** પહેલે, બીજે, ત્રીજે ગુણ૦ ૨ ધ્યાન પહેલા. ચોથે, પાંચમે ગુણ૦ ૩ ધ્યાન પહેલા છઠે ગુણ૦ ૨ ધ્યાન આર્ત્ત, ને ધર્મ ધ્યાન. સાતમે ગુણ ૧ ધર્મધ્યાન આઠમેથી માડીને ચૌદમા ગુણ૦ ૧ શુકલધ્યાન. ઇતિ ૫ મો ધ્યાન દ્વાર સમાપ્ત

**છઠ્ઠો ફરસનાદ્વાર.** પહેલું ગુણઠાણું ૧૪ રાજલોક સ્પર્શે. બીજુ ગુણ૦ હેઠુ પંડગવનથી તે છઠ્ઠિ નરક લગે ફરસે. તથા ઊંચુ અધોગામની વિજયથી તે ૯ ગ્રૈવેયક સુધી ફરસે. ત્રીજુ ગુણ૦ લોકનો અસખ્યાતમો ભાગ ફરસે. ચોથુ ગુણ૦ અધોગામની વિજયથી ૧૨ મા દેવલોક સુધી ફરસે અથવા પંડગવનથી છઠ્ઠી નરક સુધી ફરસે પાચમુ ગુ૦ પણ એમજ અધોગામની વિજયથી ૧૨ મા દેવલોક સુધી ફરસે છઠ્ઠાથી તે અગ્યારમા ગુણઠાણાવાળા અધોગામની વિજયથી ૫ અનુત્તરવિમાન સુધી ફરસે બારમુ ગુણ૦ લોકનો અસખ્યાતમો ભાગ ફરસે તેરમુ ગુણ૦ સર્વલોક ફરસે ચૌદમુ ગુણ૦ લોકનો અસંખ્યાતમો ભાગ ફરસે ઇતિ ૬ ઠ્ઠો ફરસનો દ્વાર સમાપ્ત

**સાતમો દ્વાર.** તીર્થંકર ગોત્ર ૪ ગુણઠાણે બાંધે ચોથે, પાંચમે, છઠે ને સાતમે, એ ૪ ગુણઠાણે બાંધે શેષ ગુણઠાણે ન બાંધે તીર્થંકર દેવ ૯ ગુણઠાણા ફરસે તે ૪, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૨, ૧૩, ૧૪, એ ૯ ફરસે. ઇતિ ૭ મો દ્વાર સમાપ્ત.

**આઠમો દ્વાર.** ગુણઠાણા ૧૪ મા ૧, ૪, ૫, ૬, ૧૩, એ ૫ શાશ્વતા, શેષ ૯ ગુણ૦ અશાશ્વતા ઇતિ આઠમો દ્વાર સમાપ્ત

**નવમો દ્વાર.** ગુણઠાણા ૧૪ મા ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, એ ૭ ગુણ૦ ૬ સઘયણ, આઠમાથી તે ૧૪ મા ગુણઠાણા સુધી એક વજ્રઋષભ નારચ સંઘયણ ઇતિ ૯ મો દ્વાર સમાપ્ત

**દશમો દ્વાર.** આર્યાજી, અવેદી પરિહારવિશુદ્ધચારિત્રવત પુલાક લબ્ધિવત, અપ્રમાદી સાધુ, ૧૪ પૂર્વી સાધુ અને આહારક શરીર એ ૭ નુ કોઇ દેવતા સાહારણ કરી શકે નહિ ઇતિ ૧૦ મો દ્વાર સમાપ્ત

**ક્ષેપક દ્વાર સમાપ્ત ઇતિ ગુણઠાણાદ્વાર સમાપ્ત.**

**નવ પ્રકારે બ્રહ્મચર્ય ગુપ્તિ:**–૧ **સ્ત્રી** પશુ પંડક રહિત આલય (સ્થાનક) મા રહેવુ, ઉંદર બીલાડીના દૃષ્ટાંતે ૨ મનને આનંદ આપે તેવી ને કામ–રાગને વૃદ્ધિ કરે તેવી સ્ત્રી સાથે કથા–વાર્તા ન કરવી, લીંબુ રસના (જીભ) ને દૃષ્ટાંતે. ૩ સ્ત્રીના આસને તેમ સ્ત્રી સાથે સહવાસ કરવો નહિ, કોળાના ગંધે કણીકનો વંઠ જાય તે દૃષ્ટાંતે ૪ સ્ત્રીના અંગ અવયવ તેમ તેની સુરચના ને તેનું બોલવુ, નિરીક્ષણ વગેરેને, વિષય રાગદૃષ્ટિથી જોવુ નહિ, સૂર્ય ચક્ષુના દૃષ્ટાંતે ૫ સ્ત્રી સબંધી કુજિત, રૂદન, ગીત. હાસ્ય, આક્રંદ વગેરે સંભળાય તે ભીંત કે દિવાલના અંતરે નિવાસ નહિ કરવો, લાખ અગ્નિના દૃષ્ટાંતે. ૬ પૂર્વગત સ્ત્રી સબંધી ક્રીડા, હાસ્ય, રતિ, દર્પ, સ્નાન, સાથે જમવુ વગેરે યાદ કરવુ નહિ, સર્પના ઝેરના દૃષ્ટાંતે ૭ સ્વાદિષ્ટ તેમ મજબૂત પ્રણિત આહાર કરવો નહિ, ત્રિદોષીને ઘૃતના દૃષ્ટાંતે ૮ મર્યાદા કાળે ધર્મયાત્રા નિમિત્તે જોઇએ તેથી વધારે આહાર કરવો નહિ, કાગળની કોથળીમા નાણાને દૃષ્ટાંતે ૯ શરીર સુંદર ને વિભૂષિત લાગે તેવી શ્રૃંગાર–શોભા કરવી નહિ, ગરીબના રત્નને દૃષ્ટાંતે

**દશ પ્રકારે શ્રમણધર્મ**–૧ **ક્ષમા,** સહન કરતા શીખવુ ૨ **મુક્તિ,** નિર્લોભતા રાખવી ૩ **આર્જવ** નિખાલસ–સ્વચ્છ હૃદય રાખવું ૪ **માર્દવ,** કોમલ–વિનય બુદ્ધિ રાખવી, અહંકાર–મદ નહિ કરવો ૫ **લાઘવ,** અલ્પ–થોડા ઉપકરણ–સાધન રાખવા. ૬ **સત્ય,** સત્યતાથી–પ્રામાણિકતાથી વર્તવુ ૭ **સંયમ.** શરીર–ઇંદ્રિયો વગેરેને નિયમમા રાખવા ૮ **તપ,** શરીર દુર્બલ થાય તેમ ઉપવાસાદિ તપ કરવો. ૯ **ચૈત્યદાન,** બીજાઓને ઉપકાર બુદ્ધિથી જ્ઞાનાદિ આપવુ ૧૦ **બ્રહ્મચર્ય,** શુદ્ધ આચાર, નિર્મલ પવિત્ર વૃત્તિમા રહવુ

**દશ પ્રકારે સમાચારી:**–૧ **આવશ્યં.** સ્થાનકથી બહાર જવું હોય ત્યારે ગુરૂ કે ઉપરીને કહેવું કે અવશ્ય મારે જવુ છે ૨ **નિષેધક.** સ્થાનકમા આવવુ હોય ત્યારે કહેવુ કે નિશ્ચય કાર્ય કરીને હુ આવ્યો છુ ૩ **આપૃચ્છના** પોતાનુ કાર્ય હોય તો ગુરૂને પૂછવુ ૪ **પ્રતિપૃચ્છના.** બીજા સાધુઓનુ કાર્ય હોય ત્યારે વારવાર ગુરૂને પૂછવુ ૫ **છંદના.** ગુરૂ કે વડાને પોતાની પાસેની વસ્તુ આમંત્રણ કરવી ૬ **ઇચ્છાકાર** ગુરૂ કે વડાને કહેવુ "હે પૂજ્ય! આપની ઇચ્છા છે–સૂત્રાર્થ જ્ઞાન આપશો ?" ૭ **મિથ્યાકાર.** પાપ લાગ્યુ હોય તે ગુરૂ પાસે મિથ્યા કહી માફ કહેવું. ૮ **તથ્યકાર.** ગુરૂ કથન પ્રતિ કહે કે આપ કહો છો તેમ કરીશ ૯ **અભ્યુત્થાન.** ગુરૂ કે વડા આવતા સાત આઠ ડગલા સામા જવુ, તેમ જતા સાત આઠ ડગલા સુધી મૂકવા જવુ ૧૦ **ઉપસંપદા** ગુર્વાદિ પાસે સૂત્રાર્થ લક્ષ્મી પામવા હંમેશા રહેવું

૩ પ્રતિમાધારી સાધુને ત્રણ કાળ ગૌચરીના કહ્યા છે, આદિમ, મધ્યમ, ચરિમ એટલે એક દિવસના ત્રણ ભાગ કરે, પહેલામા ગૌચરી જાય તો બીજા બે ભાગમા ન જાય, એમ ત્રણેમા-સમજવુ.

૪ પ્રતિમાધારી સાધુને છ પ્રકારે ગૌચરી કરવી કહી છે ૧ પેટીને આકારે (ચૌખુણી) ૨ અર્ધ પેટીને આકારે (બે પંક્તિ) ૩ બળદના મૂત્રને આકારે. ૪ પતગ ટીડ ઉડે તે માફક અતરે અતરે કરે ૫ શખના આવર્તનની પેરે ગૌચરી કરે ૬ જાતા તથા વળતાં ગૌચરી કરે એ છ પ્રકાર.

૫ પ્રતિમાધારી સાધુ જે ગામમા જાય ત્યા જાણે કે આ પ્રતિમાધારી સાધુ છે તો એક રાત્રિ રહે ને ન જાણે તો બે રાત્રિ રહે, તે ઉપરાત રહે તો છેદ તથા પરિહાર તપ જેટલી રાત્રિ રહે તેટલા દિનનુ પ્રાયશ્ચિત પામે

૬ પ્રતિમાધારી ચાર પ્રકારે બોલે ૧ યાચના કરે ત્યારે. ૨ પથ પ્રમુખ પૂછતા ૩ આજ્ઞા માગતા. ૪ પ્રશ્નાદિકનો ઉત્તર આપતાં

૭ પ્રતિમાધારી સાધુને ત્રણ પ્રકારના સ્થાનક જોવા પ્રતિલેખવા કલ્પે ૧ આરામરૂપ ઘર, ૨ છત્રીના આકારે, ૩ ઝાડતળે.

૮ પ્રતિમાધારી સાધુ એ ત્રણ સ્થાનકને યાચે-માગે

૯ એ ત્રણ પ્રકારના સ્થાનકને વિષે રહેવું કરે

૧૦ પ્રતિમાધારી સાધુને ત્રણ પ્રકારની શય્યા જોવી કલ્પે ૧ પૃથ્વીરૂપ, ૨ શિલારૂપ, ૩ કાષ્ટરૂપ

૧૧ એ ત્રણ પ્રકારની શય્યા યાચના કરવી કલ્પે

૧૨ એ ત્રણ પ્રકારની શય્યા ભોગવવી કલ્પે.

૧૩ પ્રતિમાધારી સાધુ જે સ્થાનકમા રહ્યા હોય ત્યા કોઇ સ્ત્રી પ્રમુખ આવે તો તે સ્ત્રી પ્રમુખના ભયે કરી બહાર નાસરે નહીં, તથા બહાર હાથ ઝાલી કાઢે તો ઇર્યાસમિતિ શોધતા નીકળે

૧૪. પ્રતિમાધારી સાધુ જે ઘરમા રહ્યા હોય ત્યાં કોઇ અગ્નિ લગાડે તો તેના ભયે કરી બહાર નીકળે નહિ. કોઇ બળાત્કારે કાઢે તો ઇર્યાસમિતિ શોધતા નીકળે

૧૫. પ્રતિમાધારી સાધુને પગને વિષે કાટો પ્રમુખ વાગે તો તેને કાઢવો ન કલ્પે

૧૬ પ્રતિમાધારી સાધુને આખમા નાના જીવ તથા નાના બીજ તથા રજ પ્રમુખ પેસે તો કાઢવા ન કલ્પે, ઇર્યાએ ચાલવુ કલ્પે.

૧૭ પ્રતિમાધારી સાધુને, જ્યાં સૂર્ય આથમે ત્યાંથી એક પગ માત્ર પણ પછી ચાલવુ ન કલ્પે. એટલે પ્રતિલેખનની વેળા સુધી વિહાર કરે.

૧૮ પ્રતિમાધારી સાધુને સચિત્ત પૃથ્વી ઉપર સુવુ બેસવુ, થોડી નિદ્રા પણ કરવી ન કલ્પે ને પૂર્વે જોએલાં સ્થાનકે ઉચ્ચાર પ્રમુખ પરિઠવુ કલ્પે.

૧૯ સચિત્ત રજે કરી પગ પ્રમુખ ખરડાએલા હોય તેવા શરીર સંયમ ધરે ગોચરી જવુ ન કલ્પે

૨૦ પ્રતિમાધારી સાધુને પ્રાસુક શીતળ તથા ઉષ્ણ પાણીએ કરી હાથ પગ કાન નાક આંખ પ્રમુખ એક વાર પીવું, વારવાર પીવુ ન કલ્પે, અશુચિને લેપ લાગ્યો હોય તે તથા ભોજનથી ખરડાએલ હોય તેટલુ પીવુ કલ્પે.

૨૧ પ્રતિમાધારી સાધુ, ઘોડો હાથી, બળદ, પાડો વરાહ (સૂઅર) શ્વાન વાઘ ઇત્યાદિક દુષ્ટ જીવ સામાં આવતાં હોય તો તેના ભયે કરી પગ માત્ર પાછો ન ખસે નહિ પણ સુવાળો જીવ સામો આવતો હોય તો તેની દયાને કારણે જતા પાછા ઓસરે.

૨૨ પ્રતિમાધારી સાધુ વિહાર કરતાં તડકેથી છાંયે ન જાય, છાંયેથી તડકે ન જાય. ટાઢ તાપ સમપરિણામે સહન કરે.

**બીજી પ્રતિમા** એક માસની તેમાં બે દાતિ આહાર અને બે દાતિ પાણીની લેવી કલ્પે.

**ત્રીજી પ્રતિમા** એક માસની તેમાં ત્રણ દાતિ આહાર અને ત્રણ દાતિ પાણીની લેવી કલ્પે.

**ચોથી પ્રતિમા** એક માસની તેમાં ચાર દાતિ આહાર, અને ચાર દાતિ પાણીની લેવી કલ્પે.

**પાંચમી પ્રતિમા** એક માસની તેમાં પાંચ દાતિ આહાર અને પાંચ દાતિ પાણી

**છઠ્ઠી પ્રતિમા** એક માસની તેમાં ૬ દાતિ આહાર અને ૬ દાતિ પાણી

**સાતમી પ્રતિમા** એક માસની તેમાં સાત દાતિ આહાર અને સાત દાતિ પાણી

**આઠમી પ્રતિમા** સાત રાત્રિ દિવસની તેમાં પાણી વિના એકાંતર ઉપવાસ કરે. ગામ નગર રાજધાનીની વગેરેની બહાર સ્થાનક કરે ત્રણ આસને રહે ચત્તા સુવે પાસુ વાળી સુવે અને પલાઠી વાળી સુવે. કાંઈ પણ પરિષહથી ડરે નહિ

**નવમી પ્રતિમા** સાત રાત્રિ દિવસની ઉપર પ્રમાણે. વિશેષ ત્રણમાંથી એક આસન કરે દંડ આસન, લગડ આસન અને ઉત્કટ આસન.

**દશમી પ્રતિમા** સાત રાત્રિ દિવસની ઉપર પ્રમાણે વિશેષ ત્રણમાંથી એક આસન કરે, ગોદૂહ આસન, વીરાસન ને અમ્બુખુજ આસન

**અગિયારમી પ્રતિમા** એક અહોરાત્રિની પાણી વિના છઠ્ઠ ભક્ત કરે, ગામ બહાર બે પગ સંકોચી હસ્ત લાંબા કરી કાયોત્સર્ગ કરે

**બારમિ પ્રતિમા** ૧ રાત્રિની પાણી વિના અઠમ ભક્ત કરે, ગામ, નગર બહાર શરીર ત્યજીને અણુમિલા લોચને એક પુદ્ગળ ઉપર સ્થિર દૃષ્ટિ કરી તમામ ઇંદ્રિયો ગુપ્ત કરી બન્ને પગ એકત્ર કરી, બે હસ્ત લંબાવી દંડાસને રહે તેવા વખતે દેવ, મનુષ્ય કે તિર્યંચ સબંધી ઉપસર્ગ થાય તે સહે સમ્યક્ પ્રકારે આરાધન થાય તો, અવધિ જ્ઞાન મન પર્યવ જ્ઞાન કે કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય જો અહિત થાય તો, ઉન્માદ પામે, દીર્ઘ કાલિક રોગ થાય ને કેવળી પ્રજ્ઞપ્ત ધર્મથી ભ્રષ્ટ થાય. એ પ્રતિમામાં આઠ માસ થાય છે.

**તેર પ્રકારે ક્રિયાસ્થાનક.**

(૧) અર્થ દંડ–પોતાના માટે હિંસા કરે

(૨) અનર્થ દંડ—પરને માટે હિંસા કરે

(૩) હિંસા દંડ—તે મને હણે છે, હણ્યો હતો કે હણશે એમ સંકલ્પી હણે

(૪) અકસ્માત્ દંડ—એકને મારવા જતા વચમાં જતા બીજાની હિંસા થાય

(૫) દૃષ્ટિવિપર્યાસ દંડ—દુશ્મન ધારીને મિત્રને હણે

(૬) મૃષાવાદ દંડ—અસત્ય બોલી દંડાય

(૭) અદત્તાદાન દંડ—અભિમાન કરે

(૮) અધ્યસ્થ દંડ—મનમાં દુષ્ટ, અનિષ્ટ કલ્પનાઓ કરે.

(૯) માન દંડ—અભિમાન કરે

(૧૦) મિત્રદોષ દંડ—માતા, પિતા મિત્રવર્ગને નજીવા અપરાધે ભારે દંડ કરે

(૧૧) માયા દંડ—કપટ કરે

(૧૨) લોભ દંડ—લાલચ તૃષ્ણા કરે

(૧૩) ઇર્યાપથિક દંડ—માર્ગમાં ચાલતા હિંસા થાય તે.

**ચૌદ પ્રકારે જીવ**—(૧) સૂક્ષ્મ એકેન્દ્રિય અપર્યાપ્ત (૨) સૂક્ષ્મ એકેન્દ્રિય પર્યાપ્ત (૩) બાદર એકેન્દ્રિય અપર્યાપ્ત (૪) બાદર એકેન્દ્રિય પર્યાપ્ત (૫) બેઇન્દ્રિય અપર્યાપ્ત (૬) બેઇન્દ્રિય પર્યાપ્ત (૭) ત્રિઇન્દ્રિય અપર્યાપ્ત (૮) ત્રિઇન્દ્રિય પર્યાપ્ત (૯) ચૌઇન્દ્રિય અપર્યાપ્ત (૧૦) ચૌઇન્દ્રિય પર્યાપ્ત (૧૧) અસંજ્ઞી પંચેન્દ્રિય અપર્યાપ્ત (૧૨) અસંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્ત (૧૩) સંજ્ઞી પંચેન્દ્રિય અપર્યાપ્ત (૧૪) સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્ત

રાત્રિ ગયા પછીથી ગાઢ અવાજ કરે તે (૧૭) ગચ્છમા ભેદ ઉત્પન્ન કરે તે. (૧૮) ગચ્છમા કલેશ ઉત્પન્ન કરી માહોમાંહે દુઃખ ઉત્પન્ન કરે તે (૧૯) સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી અશનાદિ ભોજન લીધા જ કરે તે (૨૦) અનેષણિક, અપ્રાશુક આહાર લે તે

**એકવીસ પ્રકારે શબલ કર્મ**—(૧) હસ્તકર્મ કરે તે (૨) મૈથુન સેવે તે. (૩) રાત્રિભોજન જમે તે (૪) આધાકર્મી ભોગવે તે (૫) રાજપિંડ જમે તે. (૬) પાચ બોલ સેવે તે ૧ વેચાતુ આપે ને લે તે, ૨ ઉછીતું આપે ને લે તે. ૩ બળાત્કારે આપે ને લે તે, સહીઆરીની આજ્ઞા વિના આપે ને લે તે, ૫ સ્થાનકમા સામુ આણી આપીને લે તે, (૭) વારવાર પ્રત્યાખ્યાન કરીને ભોગવે તે (૮) મહીનાની અંદર ત્રણ ઉદક લેપ કરે તે (૯) છ માસમા એક ગણથી બીજાગણમાં જાય તે, (૧૦) એક માસની અંદર ત્રણ માયાના સ્થાન ભોગવે તે (૧૧) શય્યાતરનો આહાર જમે તે (૧૨) ઇરાદા પૂર્વક હિંસા કરે તે (૧૩) ઇરાદા પૂર્વક અસત્ય બોલે તે (૧૪) ઇરાદા પૂર્વક ચોરી કરે તે (૧૫) ઇરાદા પૂર્વક સચિત્ત પૃથ્વી ઉપર સ્થાનક, શય્યા, ને બેઠક કરે તે (૧૬) ઇરાદા પૂર્વક સચિત મિશ્ર પૃથ્વી ઉપર શય્યાદિક કરે તે, (૧૭) સચિત્ત શિલા, પથ્થર, ઝીણા જીવો રહે તેવા કાષ્ટ તથા જીવસહિત અંડ, પ્રાણી, બીજ, હરિત વિગેરે જીવવાળા સ્થાનક ઉપર, આશ્રય, બેઠક, પથારી કરે તે (૧૮) ઇરાદાપૂર્વક (૧) મૂળ, (૨) કંદ (૩) સ્કંધ, (૪) ત્વચા, (૫) શાખા, (૬) પ્રશાખા, (૭) પત્ર, (૮) પુષ્પ, (૯) ફળ, (૧૦) બીજ, એ દશ સચિત્તનો આહાર જમે તે, (૧૯) એક વર્ષની અંદર દશ ઉદક લેપ કરે તે (૨૦) એક વર્ષની અંદર દશ માયાના સ્થાનક સેવે તે (૨૧) જળથી ભીના હસ્ત, પાત્ર, ભાજન વગેરે કરીને અશનાદિ આપે તે લઇને ઇરાદાપૂર્વક ભોગવે તે

**બાવીશ પ્રકારે પરિષહ**—(૧) ક્ષુધા (૨) તૃષા (૩) શીત, (૪) તાપ, (૫) ડાસ-મત્સર, (૬) અચેલ (નહિ વસ્ત્ર) (૭) અરતિ (૮) સ્ત્રી, (૯) ચાલવુ તે, (૧૦) એક આસને સ્થિર રહેવુ તે (૧૧) ઉપાશ્રય (૧૨) આક્રોશ (૧૩) વધ, (૧૪) યાચના (૧૫) અલાભ (૧૬) રોગ (૧૭) તૃણસ્પર્શ, (૧૮) જળ (મેલ), (૧૯) સત્કાર, પુરસ્કાર (૨૦) પ્રજ્ઞા (૨૧) અજ્ઞાન, (૨૨) દર્શન,

**ત્રેવીશ પ્રકારે સૂત્રકૃત સૂત્રનાં અધ્યયન**—સોળમા બોલમા સોળ અધ્યયન કહ્યા છે તે, ને સાત નીચે મુજબ,

(૧) પુંડરીક કમળ, (૨) ક્રિયાસ્થાનક (૩) આહારપ્રતિજ્ઞા, (૪) પ્રત્યાખ્યાન ક્રિયા (૫) અણગાર સુત (૬) આર્દ્રકુમાર (૭) ઉદક (પેઢાલ પુત્ર)

**અઠાવીશ પ્રકારે આચારકલ્પ**—(૧) માસ પ્રાયશ્ચિત (૨) માસ ને પાચ દિવસ (૩) માસ ને દશ દિવસ (૪) માસ ને પંદર દિવસ (૫) માસ ને વીશ દિવસ (૬) માસ ને પચિસ દિવસ (૭) બે માસ. (૮) બે માસ ને પાચ દિવસ (૯) બે માસ ને દશ દિવસ (૧૦) બે માસ ને પદર દિવસ (૧૧) બે માસ ને વીશ દિવસ (૧૨) બે માસ ને પચિસ દિવસ (૧૩) ત્રણ માસ (૧૪) ત્રણ માસ ને પાચ દિવસ (૧૫) ત્રણ માસ ને દશ દિવસ (૧૬) ત્રણ માસ ને પદર દિવસ (૧૭) ત્રણ માસ ને વીશ દિવસ (૧૮) ત્રણ માસ ને પચિસ દિવસ (૧૯) ચાર માસ (૨૦) ચાર માસ ને પાચ દિવસ (૨૧) ચાર માસ ને દશ દિવસ (૨૨) ચાર માસ ને પદર દિવસ (૨૩) ચાર માસ ને વીશ દિવસ. (૨૪) ચાર માસ ને પચિસ દિવસ (૨૫) પાચ માસ એ પચિસ ઉપઘાતિક છે (૨૬) અનુઘાતિકારોપણ (૨૭) કૃત્સ્ન (સપૂર્ણ) (૨૮) અકૃત્સ્ન (અસંપૂર્ણ)

**ઓગણત્રીશ પ્રકારે પાપ સૂત્ર**—(૧) ભૂમિકપ શાસ્ત્ર (૨) ઉત્પાત શાસ્ત્ર (૩) સ્વપ્ન શાસ્ત્ર (૪) આતરીક્ષ શાસ્ત્ર (૫) અગ ફરવકાના શાસ્ત્ર (૬) સ્વર શાસ્ત્ર (૭) વ્યજન શાસ્ત્ર (મસા, તલ વગેરે સમાય છે) (૮) લક્ષણ શાસ્ત્ર એ આઠ સૂત્રથી, આઠ વૃત્તિથી ને આઠ વાર્તિકથી કુલ ચોવિશ (૨૫) વિકથા અનુયોગ (૨૬) વિદ્યા અનુયોગ (૨૭) મંત્ર અનુયોગ. (૨૮) યોગ અનુયોગ (૨૯) અન્યતીર્થિક પ્રવૃત અનુયોગ

**ત્રીશ પ્રકારે મોહનીયનાં સ્થાનક**—(૧) સ્ત્રી, પુરૂષ, નપુસકને અથવા કોઈ ત્રસ પ્રાણીને જળમા પેસારીને જળરૂપ શાસ્ત્રે કરીને મારે તે મહામોહનીય કર્મ બાધે.

૨ હાથે કરી પ્રાણીના મુખ પ્રમુખ બાધી, શ્વાસ રૂંધી જીવને મારે તો મહામોહનીય

૩ અગ્નિ પ્રજ્વાળી, વાડાદિકમા પ્રાણી રોકી ધૂમાડે કરી, આકુળવ્યાકુળ કરી મારે તો મહામોહનીય

૪ ઉત્તમાગ જે મસ્તક તેને ખડગાદિકે કરી ભેદે-છેદે-ફાડે તો મહામોહનીય

૫ ચામડા પ્રમુખની વાધરીએ કરી મસ્તકાદિ શરીરને તાણી બાધી વારવાર અશુભ પરિણામે કરી કદર્થના કરે તો મહામોહનીય

૬ વિશ્વાસકાદી વેષે કરી-માર્ગ પ્રમુખને વિષે જીવને હણે-તે લોકમા ઉપહાસ્ય થાય તેવી રીતે તથા પોતે કર્ત્તવ્ય કરી આનદ માને તે મહામોહનીય

૭ કપટે કરી પોતાનો દુષ્ટ આચાર ગોપવે તથા પોતાની માયાએ કરી અન્યને પણ પાશમા નાખે તથા શુદ્ધ સૂત્રાર્થ ગોપવે તો મહામોહનીય

૨૧ આચાર્ય ઉપાધ્યાય જે સૂત્ર પ્રમુખ વિનયને શિખવે છે-ભણાવે છે તેવા પુરૂષને હીને, નિંદે, ખીસે તો મહામોહનીય.

૨૨ આચાર્ય ઉપાધ્યાયને સામે મને આગધે નહિ, તથા અહંકારી થકો ભક્તિ ન કરે તો મહામોહનીય

૨૩ અમહુશ્રુત (અલ્પસૂત્રી) થકો શાસ્ત્રે કરી પોતાની શ્લાઘા કરે તથા સ્વાધ્યાયનો વાદ કરે તો મહામોહનીય

૨૪. અતપસ્વી થકો તપસ્વીનુ બિરૂદ ધરાવે તો (લોકોને છેતરવા માટે) મહામોહનીય

૨૫ ઉપકારને અર્થે ગુર્વાદિનો તથા સ્થવિર ગ્લાન પ્રમુખનો છતી શક્તિએ વિનય વૈયાવચ્ચ ન કરે (કહે જે મારી સેવા એણે પૂર્વે કરી નહોતી એમ તે ધૂર્ત માયાવી મલિન ચિત્તનો ધણી પોતાના બોધ બીજાનો નાશ કરનાર અનુકંપારહિત હોય) તો મહામોહનીય

૨૬ ચાર તીર્થનો ભેદ કરે એવી કથા વાર્તા પ્રમુખ (કલેશરૂપ શસ્ત્રાદિક)નો પ્રયોગ કરે તો મહામોહનીય

૨૭ પોતાની શ્લાઘા વધારવા તથા બીજા સાથે મિત્રતા કરવા અધર્મયોગ એવા વશીકરણ નિમિત્ત મંત્ર પ્રમુખ પ્રયોજે તો મહામોહનીય

૨૮ જે કોઇ મનુષ્ય સબંધી ભોગ તથા દેવ સંબધી ભોગને અતૃપ્તપણે ગાઢ પરિણામથી આસક્ત થઇ આસ્વાદન કરે તો મહામોહનીય

૨૯ મહર્દ્ધિક મહાજ્યોતિવાન મહાયશસ્વી દેવોના બળ વીર્ય પ્રમુખનો અવર્ણવાદ બોલે તો મહામોહનીય

૩૦ અજ્ઞાની થકો લોકમા પૂજા (શ્લાઘા) નો અર્થી વૈમાનિક વ્યતર પ્રમુખ દેવને નહિ દેખતો થકો કહે જે હુ દેખુ છું, તેવુ કહે તો મહામોહનીય

**એકત્રિશ પ્રકારે સિદ્ધના આદિગુણ**—આઠ કર્મની એકત્રિશ પ્રકૃતિને વિજય તે એકત્રિશ ગુણ તે એકત્રિશ પ્રકૃતિ નીચે મુજબ—

**(૧) જ્ઞાનાવરણીય કર્મની પાંચ પ્રકૃતિ**—(૧) મતિ જ્ઞાનાવરણીય (૨) શ્રુત જ્ઞાનાવરણીય (૩) અવધિ જ્ઞાનાવરણીય (૪) મન પર્યવ જ્ઞાનાવરણીય (૫) કેવળ જ્ઞાનાવરણીય

**(૨) દર્શનાવરણીય કર્મની નવ પ્રકૃતિ**—(૧) નિદ્રા (૨) નિદ્રાનિદ્રા (૩) પ્રચલા (૪) પ્રચલા પ્રચલા. (૫) થીણદ્ધી [સ્ત્યાનર્દ્ધિ] (૬) ચક્ષુ દર્શનાવરણીય. (૭) અચક્ષુ દર્શનાવરણીય (૮) અવધિ દર્શનાવરણીયાં (૯) કેવળ દર્શનાવરણીય

(૩) શિષ્ય વડાની પાછળ અવિનયપણે ચાલે તે અશાતના (૪) (૫) (૬) એ પ્રમાણે વડાની **આગળ, બરાબર ને પાછળ** અવિનયપણે ઊભો રહે તે અશાતના (૭) (૮) (૯) એ પ્રમાણે વડાના **આગળ, બરાબર ને પાછળ** અવિનયપણે બેસે તે અશાતના (૧૦) શિષ્ય વડાની સાથે બહિ ભૂમિ જાય ને વડા પહેલા શુચિ થઇ આગળ આવે તે (૧૧) વડા સાથે વિહાર-ભૂમિ જઇ આવી ઇર્ગિયાપથિકા પહેલા પ્રતિક્રમે તે (૧૨) કોઇ પુરૂષ આવે તે વડાને બોલાવવા યોગ્ય છે તેવુ જાણીને પહેલા પોતે બોલાવે ને પછી વડા બોલાવે તે (૧૩) રાત્રિએ વડા બોલાવે કે અહો આર્ય। કોણ નિદ્રામા છે ને કોણ જાગૃત છે? તેવુ બોલતા સાભળીને ઉત્તર ન આપે તે (૧૪) અશનાદિ વહોરી લાવીને પ્રથમ અન્ય શિષ્યાદિની આગળ કહે પછી વડા આગળ કહે તે (૧૫) અશનાદિ લાવીને પ્રથમ અન્ય શિષ્યાદિને બતાવે પછી વડાને બતાવે તે (૧૬) અશનાદિ વહોરી લાવીને પ્રથમ અન્ય શિષ્યને આમત્રણ કરે પછી વડાને આમત્રણ કરે તે (૧૭) વડા સાથે તથા અન્ય સાધુસાથે અન્નાદિ વહોરી લાવી વડાને કે વૃદ્ધ સાધુને પૂછ્યાવિના પોતાનો જેના ઉપર પ્રેમ છે તેઓને થોડુ થોડુ વહેચી આપે તે. (૧૮) વડા સાથે જમતા ત્યા સારૂ પત્ર, શાક, રસસહિત, મનોજ્ઞ, ઉતાવળથી જમે તો અશાતના. (૧૯) વડાના બોલાવ્યા છતા સાભળીને મૌન રહે તે (૨૦) વડાના બોલાવ્યા છતા પોતાના આસને રહી હા કહે, પરતુ કામ બતલાવશે તેવા ભયથી વડા પાસે જાય નહિ તે (૨૧) વડાના બોલાવ્યાથી આવે ને કહે કે શુ કહો છો? એવુ મોટા સાદે અવિનયથી કહે તે (૨૨) વડા કહે કે આ કાર્ય તમે કરો, તમને લાભ થશે તે (૨૩) શિષ્ય વડા પ્રત્યે કઠોર, કર્કશ ભાષા વાપરે તે (૨૪) શિષ્ય વડાને, જેમ વડા શબ્દ વાપરે તેવા શબ્દો તેવીજ રીતે વાપરે તે (૨૫) વડા ધર્મ વ્યાખ્યા આપતા હોય ત્યારે સભામા જઇ બોલે કે તમો કહો છો તે ક્યાં છે? એમ કહે તે. (૨૬) વડા ધર્મ વ્યાખ્યા કહેતા શિષ્ય કહે કે તમો તદ્દન ભૂલી ગયા છો, તે (૨૭) વડા ધર્મ વ્યાખ્યા આપતા શિષ્ય પોતે સારૂ ન જાણી ખુશી ન રહે તે (૨૮) વડા ધર્મ વ્યાખ્યા આપતા સભામા ભેદ થાય તેમ અવાજ કરી બોલી ઉઠે કે વખત થઇ ગયો છે, આહારાદિ લેવા જવાનુ છે વિગેરે, કહી ભંગ કરે તે (૨૯) વડા ધર્મ વ્યાખ્યા આપતા શ્રોતાઓના મનને નાખુશી ઉત્પન્ન કરે તે (૩૦) વડાનુ ધર્મ વ્યાખ્યાન બધ થયું ન હોય તેટલામા શિષ્ય પોતે વ્યાખ્યાન શરૂ કરે તે (૩૧) વડાની શય્યા-પથારીને પગે કરી ઘસે, હાથે કરી આસ્ફાલન કરે તે (૩૨) વડાની શય્યા, પથારી ઉપર ઊભો રહે, બેસે, સુવે, તે. (૩૩) વડાથી ઉચ્ચ આસને કે બરાબર આસને બેસવુ, ઊભા રહેવુ, સુવુ વગેરે કરે તે

ઇતિ તેત્રિશ બોલ સપૂર્ણ.

# (૧૨) નંદિ સુત્રમાંથી પાંચ જ્ઞાનનું વિવેચન

૧ જ્ઞેય ૨ જ્ઞાન, ૩ જ્ઞાની, તેના અર્થ

૧ જ્ઞેય, જાણવાયોગ્ય તે સામો પદાર્થ ૨ જ્ઞાન, તે જીવનો ઉપયોગ જીવનું લક્ષણ, જીવના ગુણનું જાણપણું તે ૩ જ્ઞાની તે જાણે તે જાણનાર જીવ—અસંખ્યાત પ્રદેશી આત્મા.

## જ્ઞાન શબ્દનો વિશેષ અર્થ

૧ જેણે કરી વસ્તુને જાણીએ તે જ્ઞાન

૨ જે થકી વસ્તુને જાણીએ તે જ્ઞાન

૩ જેને વિષે વસ્તુને જાણીએ તે જ્ઞાન

૪ જાણવું તે જ્ઞાન

એ ચાર અર્થ કહ્યા

## જ્ઞાનના ભેદ

જ્ઞાનના પાંચ ભેદ છે ૧ મતિ જ્ઞાન ૨ શ્રુત જ્ઞાન, ૩ અવધિ જ્ઞાન, ૪ મન પર્યવ જ્ઞાન ૫ કેવળ જ્ઞાન.

## મતિ જ્ઞાનના બે ભેદ

૧ સામાન્ય, ૨ વિશેષ

૧ સામાન્ય પ્રકારે તે મતિ કહીએ.

૨ વિશેષ પ્રકારે તે મતિ જ્ઞાન તથા મતિ અજ્ઞાન કહીએ

સમ્યક્દૃષ્ટિની મતિ તે મતિજ્ઞાન

મિથ્યાદૃષ્ટિની મતિ તે મતિ અજ્ઞાન

## શ્રુત જ્ઞાનના બે ભેદ

૧ સામાન્ય ૨ વિશેષ

૧ સામાન્ય પ્રકારે તે શ્રુત કહીએ

૨ વિશેષ પ્રકારે તે શ્રુત અજ્ઞાન તથા શ્રુત જ્ઞાન કહીએ સમ્યક્દૃષ્ટિનું તે શ્રુત જ્ઞાન

મિથ્યાદૃષ્ટિનું શ્રુત તે શ્રુત અજ્ઞાન

૧ મતિ જ્ઞાન ૨ શ્રુતજ્ઞાન એ બે જ્ઞાન અન્યોઅન્ય પરસ્પર માહોમાહે ક્ષીરનીરની પેરે મળી રહે છે, જીવ અને અભ્યંતર શરીરની પેરે છે જયારે બે જ્ઞાન સાથે હોય ત્યારે પણ પહેલાં મતિ પછી શ્રુત હોય છે અહી બે જ્ઞાનને વિષે આચાર્ય વિશેષે કરી સમજાવે છે

**જીવ** મતિએ કરી જાણે તે **મતિજ્ઞાન**, શ્રુતે કરી જાણે તે **શ્રુતજ્ઞાન**

## મતિ જ્ઞાનનું વર્ણન.

## મતિ જ્ઞાનના બે ભેદ.

૧ **શ્રુત નિશ્રિત**—તે સાભળ્યા વચનને અનુસારે મતિ વિસ્તરે

૨ **અશ્રુ નિશ્રિત** તે નહિ સાભળ્યું, નહિ જોયુ તોપણ તેમા મતિ વિસ્તરે

## અશ્રુત નિશ્રિતના ચાર ભેદ

૧ ઔત્પાતિકા, ૨ વૈનયિકા, ૩ કાર્મિકા, ૪ પારિણામિકા

**૧. ઔત્પાતિકા બુદ્ધિ**—તે પૂર્વે નહિ જોયુ, નહિ સાંભળ્યુ તમા અકસ્મ વિશુદ્ધ અર્થગ્રાહી બુદ્ધિ ઉપજે, ને તે બુદ્ધિ ફળને ઉત્પન્ન કરે તેને ઔત્પતાતિકા બુદ્ધિ કહિએ

**૨. વૈનયિકા બુદ્ધિ**—તે ગુરૂ–વડાને વિનય ભકિત કરવાથી બુદ્ધિની ઉત્પત્તિ થાય, શાસ્ત્રના અર્થ–રહસ્ય સમજે તેને વૈનયિકા બુદ્ધિ કહીએ

**૩. કાર્મિકા** (કામીયા) **બુદ્ધિ**—તે જોતા લખતા, ચિતરતાં, ભણતા, દેખતા વણતા, ગધતા, શીવતા એ આદિ અનેક શિલ્પકળા વિગેરેનો અભ્યાસ કરતા તેમા કુશળ થાય તે કાર્મિકા કામીયા બુદ્ધિ કહિએ

**૪ પારિણામિકા બુદ્ધિ**—તે જેમ જેમ વય પરિણમે તેમ બુદ્ધિ પરિણમે તથા બહુસૂત્રે, સ્થવિર પ્રત્યેક બુદ્ધાદિ પ્રમુખને આલોચન કરતા બુધ્ધિમા વૃદ્ધિ થઇ, જાતિ સ્મરણાદિ જ્ઞાન થાય તેને પારિણામિકા બુદ્ધિ કહીએ

## શ્રુત નિશ્રિત મતિ જ્ઞાનના ચાર ભેદ.

૧ અવગ્રહ, ૨ ઇહા, ૩ અવાય, ૪ ધારણા

## અવગ્રહના બે ભેદ.

૧ શ્રોતેન્દ્રિય વ્યજનાગ્રહ, ૨ ઘ્રાણેન્દ્રિય વ્યજનાવગ્રહ, ૩ રસેન્દ્રિય વ્યજનાવગ્રહ ૪ સ્પર્શેન્દ્રિય વ્યજનાવગ્રહ

વ્યજનાવગ્રહ—તે જે પુદ્દગલો ઇન્દ્રિયોને વિષે સામા આવી પડે, ને ઇન્દ્રિયો તે પુદગલોને ગ્રહે સરાવલાને દૃષ્ટાંતે, તેને વ્યજનાવગ્રહ કહિયે

એ અવગ્રહના નામ માત્ર છે તેના અર્થ સમજાવે છે,

શ્રોત્રેંદ્રિય અર્થાવગ્રહ--તે કર્ણે કરી શબ્દના અર્થને ગ્રહે

ચક્ષુઇંદ્રિય અર્થાવગ્રહ–તે ચક્ષુએ કરી રૂપના અર્થને ગ્રહે.

ઘ્રાણેંદ્રિય અર્થાવગ્રહ--તે નાસિકાએ કરી ગંધના અર્થને ગ્રહે.

રસેંદ્રિય અર્થાવગ્રહ–તે જીહ્વાએ કરી સ્પર્શના અર્થને ગ્રહે

સ્પર્શેંદ્રિય અર્થાવગ્રહ–તે શરીરે કરી સ્પર્શના અર્થને ગ્રહે.

નોઇંદ્રિય અર્થાવગ્રહ–તે મનોદ્વારા દરેક પદાર્થના અર્થને ગ્રહે

વ્યંજનાવગ્રહના ચાર ભેદ અને અર્થાવગ્રહના છ ભેદ મળી અવગ્રહના એ દશ ભેદ છે. **અવગ્રહે કરી** સામાન્ય પ્રકારે અર્થને ગ્રહે, પણ જાણે નહી, જે એ કોનો શબ્દ વા ગંધ પ્રમુખ છે પછી ત્યાથી ઇહા મતિજ્ઞાનમા પ્રવેશ કરે **ઇહા** તે વિચારે, જે અમુકનો શબ્દ વા ગંધ પ્રમુખ છે, પણ નિશ્ચય થાય નહી પછી અવાય મતિજ્ઞાનમાં પ્રવેશ કરે **અવાય** તે નિશ્ચય કરવો જે એ અમુકનો જ શબ્દ વા ગંધ પ્રમુખ છે પછી ધારણા મતિજ્ઞાનમા પ્રવેશ કરે **ધારણા** તે ધારી રાખે, જે અમુક શબ્દ વા ગંધ પ્રમુખ આ પ્રકારે હતો

એમ **ઇહાના** છ ભેદ શ્રોત્રેંદ્રિય ઇહા યાવત્ નોઇંદ્રિય ઇહા એમ **અવાયના** છ ભેદ શ્રોત્રેંદ્રિય અવાય, યાવત્ નોઇંદ્રિય અવાય એમ **ધારણાના** છ ભેદ શ્રોત્રેંદ્રિય ધારણા, યાવત્ નોઇંદ્રિય ધારણા

તેમનો **કાલ કહે છે અવગ્રહનો** કાલ, એક સમયે તે અસંખ્યાત સમયથી પ્રવેશ્યા પુદ્ગલને છેલ્લા સમયે જાણે, જે મને કોઈક બોલાવે છે

**ઇહાનો** કાલ અંતર્મુહૂર્ત, તે વિચાર ચાલ્યા કરે, કે જે મને બોલાવે છે તે આ હશે કે એ ?

**અવાયનો** કાલ અંતર્મુહૂર્ત–નિશ્ચય કરવાનો, જે મને અમુકે જ બોલાવ્યો છે શબ્દ ઉપર નિશ્ચય કરે

**ધારણાનો** કાલ સંખ્યાતા વર્ષ અથવા અસંખ્યાતા વર્ષ સુધી ધારી રાખે જે અમુક વેળાએ અમુકનો શબ્દ સાભળ્યો હતો તે આ પ્રકારે હતો એ અવગ્રહના દશ ભેદ, ઇહાના છ ભેદ, અવાયણા છ ભેદ, ધારણાના છ ભેદ, સર્વ મળી શ્રુત નિશ્રિત મતિજ્ઞાનના ૨૮ ભેદ

**મતિજ્ઞાન સમુચ્ચય** ચાર પ્રકારે.–૧ દ્રવ્યથી, ૨ ક્ષેત્રથી, ૩ કાલથી, ૪ ભાવથી, **૧ દ્રવ્યથી** મતિજ્ઞાની સામાન્યથી ઉપદેશે કરી સર્વ દ્રવ્ય જાણે પણ ન દેખે **૨ ક્ષેત્રથી** મતિજ્ઞાની સામાન્યથી ઉપદેશે કરી સર્વ ક્ષેત્રની વાત જાણે

પણ ન દેખે ૩ **કાળથી** મતિજ્ઞાની સામાન્યથી ઉપદેશે કરી સર્વ કાળની વાત જાણે પણ ન દેખે ૪ **ભાવથી** સામાન્યથી ઉપદેશે કરી સર્વ ભાવની વાત જાણે પણ ન દેખે નહીં દેખવાનું કારણ મતિજ્ઞાનને દર્શન નથી.

ભગવતી સૂત્રમાં પાસઇ પાઠ છે તે પણ શ્રદ્ધા રૂપ છે પણ કોઈ દેખ નથી ઇતિ મતિજ્ઞાન સંપૂર્ણ

## સૂત્ર (શ્રુત) જ્ઞાનનું વર્ણન

શ્રુતજ્ઞાનના ૧૪ ભેદ ૧ અક્ષર શ્રુત ૨ અનક્ષર શ્રુત ૩ સંજ્ઞી શ્રુત ૪ અસંજ્ઞી શ્રુત ૫ સમ્યક્ શ્રુત ૬ મિથ્યા શ્રુત ૭ સાદિ શ્રુત ૮ અનાદિ શ્રુત ૯ સપર્યવસિત શ્રુત ૧૦ અપર્યવસિત શ્રુત ૧૧ ગમિક શ્રુત ૧૨ અગમિક શ્રુત ૧૩ અંગપ્રવિષ્ટ શ્રુત ૧૪ અનંગપ્રવિષ્ટ શ્રુત (અંગબાહિર)

૧ અક્ષર શ્રુત તેના ત્રણ ભેદ. ૧ સંજ્ઞા અક્ષર. ૨ વ્યંજનાક્ષર ૩ લબ્ધિ અક્ષર.

૧ સંજ્ઞા અક્ષર શ્રુત તે અક્ષરના આકારનું જ્ઞાન, જેમ ક, ખ, ગ પ્રમુખ સર્વ અક્ષરની સંજ્ઞાનું જ્ઞાન. ક અક્ષરનો આકાર દેખી કહે જે એ ખ નહિ, ગ નહિ એમ સર્વ અક્ષરની ના કહીને કહે કે એ તો ક જ છે એમ સંસ્કૃત પ્રાકૃત, ફારસી, કાનડી, હિંદી એ આદિ અનેક પ્રકારની લિપિમાં અનેક પ્રકારના અક્ષરના આકાર છે તેનું જે જ્ઞાન તે સંજ્ઞા અક્ષર શ્રુત જ્ઞાન.

૨ વ્યંજન અક્ષર શ્રુત, તે હ્રસ્વ, દીર્ઘ, કાનો, માત્રા, અનુસ્વાર પ્રમુખની સંયોજનાએ કરી બોલવું તે વ્યંજનાક્ષર શ્રુત.

૩ લબ્ધિ અક્ષર શ્રુત તે ઇંદ્રિયાર્થના આવરણની લબ્ધિથી અક્ષરનું જ્ઞાન થાય તે તેના ૬ ભેદ.

૧ શ્રોતેંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત તે કાને ભેરી પ્રમુખનો શબ્દ સાંભળી કહે કે એ ભેરી પ્રમુખનો શબ્દ છે તો ભેરી પ્રમુખ અક્ષરનું જ્ઞાન શ્રોતેંદ્રિય લબ્ધિથી થયું તે માટે શ્રોતેંદ્રિય લબ્ધિ અક્ષરશ્રુત કહીએ.

૨ ચક્ષુ ઇંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત તે આંખે આંબા પ્રમુખનું રૂપ દેખીને કહે જે એ આંબા પ્રમુખનું રૂપ છે તો આંબા પ્રમુખ અક્ષરનું જ્ઞાન ચક્ષુ ઇંદ્રિય લબ્ધિથી થયું તે માટે ચક્ષુ ઇંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત કહીએ.

૩ ઘ્રાણેંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત તે નાસિકાએ કેતકી પ્રમુખની ગંધ લઈને જાણે જે એ કેતકી પ્રમુખની ગંધ છે તે ઘ્રાણેંદ્રિય લબ્ધિથી કેતકી પ્રમુખ અક્ષરનું જ્ઞાન થયું માટે ઘ્રાણેંદ્રિય લબ્ધિ અક્ષરશ્રુત કહીએ.

૪ **રસેંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત** તે જીહ્વાયે કરી સાકર પ્રમુખનો સ્વાદ જાણીને એ સાકર પ્રમુખનો સ્વાદ છે એ અક્ષરનું જ્ઞાન રસેંદ્રિયથી થયું તે માટે રસેંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત કહીએ

૫ **સ્પર્શેંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત** તે શીત, ઉષ્ણ, આદિ સ્પર્શ થવાથી જાણે જે એ શીત વા ઉષ્ણ છે, માટે તે અક્ષરનું જ્ઞાન સ્પર્શેંદ્રિયથી થયું માટે સ્પર્શેંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત કહીએ

૬ **નોઇંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત** તે મને કરીને ચિંતવતા વિચારતા સ્મરણ થયું જે મે અમુક ચિંતવ્યું વા વિચાર્યું તો તે સ્મરણના અક્ષરનું જ્ઞાન મનથી-નોઇંદ્રિયથી થયું, માટે નોઇંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત કહીએ **એ લબ્ધિ અક્ષર શ્રુતના છ ભેદ સંપૂર્ણ. ઇતિ અક્ષર શ્રુતના ભેદ.**

૨ **અનક્ષર શ્રુત**-તે અનેક પ્રકારે છે તે અક્ષરના ઉચ્ચાર કર્યા વિના શબ્દ છીંક ઉધરસ ઉશ્વાસ, નિશ્વાસ, બગાસા, નાક નિપીકવું તથા નગારાં પ્રમુખનો શબ્દ અનક્ષરી વાણી માટે, એને અનક્ષર શ્રુત કહીએ

૩ **સંજ્ઞી શ્રુત**-તેના ત્રણ ભેદ ૧ સંજ્ઞી કાલિકોપદેશ, ૨ સંજ્ઞી હેતૂપદેશ ૩ સંજ્ઞી દૃષ્ટિવાદોપદેશ

૧ **સંજ્ઞી કાલિકોપદેશ**-તે શ્રુત સાભળીને વિચારે તે ૧ વિચારવું, ૨ નિશ્ચય કરવું, ૩ સમુચ્ચય **અર્થ**નું ગવેષવું, ૪ વિશેષ અર્થનું ગવેષવું, ૫ ચિંતવવું, ૬ નિશ્ચય કરી વળી વિચારવું, એ ૭ બોલ સંજ્ઞી જીવને હોય તે સંજ્ઞી કાલિકોપદેશ શ્રુત

૨ **સંજ્ઞી હેતુપદેશ**-તે સંજ્ઞી ધારી રાખે

૩ **સંજ્ઞી દૃષ્ટિવાદોપદેશ**-તે ક્ષયોપશમ ભાવે સાભળે એટલે કે સંજ્ઞી શ્રુત તે શાસ્ત્રને હેતુ સહિત, દ્રવ્ય અર્થ સહિત, કારણ યુક્તિ સહિત, ઉપયોગ સહિત, પૂર્વાપર વિચાર સહિત, ભણે, ભણાવે, સાભળે તે માટે સંજ્ઞી શ્રુત કહીએ

૪ **અસંજ્ઞી શ્રુત**ના ત્રણ ભેદ ૧ અસંજ્ઞી કાલિકોપદેશ, ૨ અસંજ્ઞી હેતૂપદેશ, ૩ અસંજ્ઞી દૃષ્ટિવાદોપદેશ

૧ **અસંજ્ઞી કાલિકોપદેશ શ્રુત**-તે સાભળે પણ વિચારે નહિ સંજ્ઞીને ૭ બોલ છે, તે અસંજ્ઞીને નથી

૨ **અસંજ્ઞી હેતુપદેશ શ્રુત**-તે સાભળી ધારી રાખે નહિ

૩ **અસંજ્ઞી દૃષ્ટિવાદોપદેસ શ્રુત**-તે ક્ષયોપશમ ભાવે ન સાભળે તે ત્રણ બોલ અસંજ્ઞી આશ્રી કહ્યા એટલે કે **અસંજ્ઞી શ્રુત,** તે ભાવાર્થ રહિત, વિચાર તથા ઉપયોગ શૂન્ય, પૂર્વાપર આલોચ રહિત, નિર્ણય રહિત, ઓઘ સંજ્ઞાએ ભણે તથા, ભણાવે વા સાંભળે તે માટે અસંજ્ઞી શ્રુત કહીએ

ચૈતન્ય મટીને જડપણું થાય, માટે હે શિષ્ય! જીવના સર્વ પ્રદેશે અક્ષરના અનંતમા ભાગે જ્ઞાન સદા ઉઘાડું છે જેમ વર્ષાકાળે ઘણી ચંદ્ર તથા સૂર્ય ઢાકેલા થકા પણ સર્વથા ચંદ્ર તથા સૂર્યની પ્રભા ઢાકી જતી નથી, તેમ અનંત જ્ઞાનાવરણીય કર્મના આવરણનો ઉદય થયા છતા પણ ચૈતન્યપણું સર્વથા આવરાતું (ઢંકાતુ) નથી. નિગોદના જીવને પણ અક્ષરના અનંતમા ભાગે સદા જ્ઞાન ઉઘાડુ રહે છે.

૧૧ ગમિક શ્રુત તે બારમુ અંગ દ્રષ્ટિવાદ ઘણીવાર સરખા પાઠ આવે તે માટે

૧૨ આગમિક શ્રુત તે કાલિક સુત ૧૧ અંગ આચારાંગ પ્રમુખ

૧૩ *અંગપ્રવિષ્ટ—બાર અંગ (આચારાંગાદિથી દ્રષ્ટિવાદ સુધી) સૂત્રમા તેનો વિસ્તાર ઘણો છે. ત્યાથી જોવું

૧૪ અનંગપ્રવિષ્ટ—સમુચ્ચય બે પ્રકારે ૧ આવશ્યક, ૨ આવશ્યક વ્યતિરિકત. ૧ આવશ્યકનાં ૭ અધ્યયન, સામાયિક પ્રમુખ ૨ આવશ્યક વ્યતિરિકતના બે ભેદ—૧ કાલિક શ્રુત, ૨ ઉત્કાલિક શ્રુત.

૧ કાલિક શ્રુત×—તેના અનેક પ્રકાર છે તે ઉત્તરાધ્યયન, દશા શ્રુતસ્કંધ, બ્રહુતકલ્પ, વ્યવહાર પ્રમુખ એકત્રીશ સૂત્ર કાલિકના નામ નંદિસૂત્ર મધ્યે આપ્યા છે, તથા જે જે તિર્થંકરના જેટલા શિષ્ય (જેઓને ચાર બુદ્ધિ હોય) તેટલા પઇન્ના સિદ્ધાંત જાણવા. જેમ ઋષભદેવના ૮૪૦૦૦ પઇન્ના તથા મધ્ય ૨૨ તીર્થંકરના સંખ્યાતા હજાર પઇન્ના તથા મહાવીર સ્વામીના ૧૪ હજાર પઇન્ના તથા સર્વ ગણધરના કર્યા, તથા પ્રત્યેક બુદ્ધના કર્યા પઇન્ના તે સર્વ કાલિક જાણવા, એ કાલિક શ્રુત.

૨ ઉત્કાલિક શ્રુત+ તે અનેક પ્રકારના છે તે દશવૈકાલિક પ્રમુખ ૨૯ પ્રકારના શાસ્ત્રનાં નામ નંદિસૂત્રમા આપ્યા છે તે આદિ દઇને અનેક પ્રકારના શાસ્ત્ર છે, પણ વર્તમાનમા ઘણા વ્યવચ્છેદ છે

દ્વાદશાંગ સિદ્ધાંત આચાર્યની પેટી સમાન, અતિત કાલે અનંત જીવો આજ્ઞાએ આરાધીને સંસાર દુઃખથી મુક્ત થયા વર્તમાનમાં સંખ્યાતા જીવો દુઃખથી મુક્ત

---

*અથવા સમુચ્ચય બે પ્રકારે શ્રુત કહ્યા છે, તે અંગપવિઠ્ઠચ (અંગ પ્રવિષ્ટ) તથા અંગબાહિર [અનંગ પ્રવિષ્ટ] ગંમક તથા અગમિકના ભેદમા સમાવેશ સુત્રકારે કર્યો છે. મૂળમા જુદાં પણ નામ આપ્યા છે

×પહેલે પહોર તથા ચોથે પહોર સ્વાધ્યાય થાય તેને કાલિક શ્રુત કહીયે

+અસ્વાધ્યાયનો વખત વર્જી ચારે પહોરે સ્વાધ્યાય થાય માટે ઉત્કાલિક કહિયે

થાય છે અનાગત કાળે આજ્ઞાએ આરાધી અનંત જીવો કરશે મુક્ત થશે. એમ સત્ર વિરાધીને ત્રણે કાળ આશ્રી સંસારમાં રખડવા વિષે જાણવું શ્રુતજ્ઞાન [દ્વાદશાંગરૂપ] સદાકાળ ભેદ આશ્રી છે

શ્રુતજ્ઞાન—સંક્ષેપથી ચાર પ્રકારે છે. દ્રવ્યથી, કાળથી ભાવથી.

દ્રવ્યથી—શ્રુતજ્ઞાની ઉપયોગે કરી સર્વ દ્રવ્ય જાણે દેખે, તે અક્ષરે કરી તથા સ્વરૂપ આલેખને કરી

ક્ષેત્રથી—શ્રુતજ્ઞાની ઉપયોગે કરી, સર્વ ક્ષેત્રની વાત જાણે, દેખે, પૂર્વવત્

કાળથી—શ્રુતજ્ઞાની ઉપયોગે કરી સર્વ કાળની વાત જાણે, દેખે.

ભાવથી—શ્રુતજ્ઞાની ઉપયોગે કરી, સર્વ ભાવ જાણે દેખે.

## મતિ શ્રુતજ્ઞાનનું વર્ણન

## અવધિ જ્ઞાનનું વર્ણન

૧ અવધિ જ્ઞાનના મુખ્ય બે ભેદ—ભવપ્રત્યયિક, ક્ષાયોપશમિક

૧ ભવપ્રત્યયિકના બે ભેદ તે, ૧ નારકીને, ૨ દેવ (ચાર પ્રકારના) ને હોય તે ભવ સંબંધી જન્મથી ઉત્પન્ન થાય તે ભવના અંત સુધી રહે

૨ ક્ષાયોપશમિકના બે ભેદ તે ૧ સંજ્ઞી મનુષ્યને, ૨ સંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિયને ક્ષયોપશમ ભાવથી ઉત્પન્ન થાય તે અથવા ક્ષમાદિક ગુણે કરી સહિત અણગારને ઉત્પન્ન થાય.

અવધિજ્ઞાનના છ પ્રકાર સંક્ષેપથી કહ્યા છે તેનાં નામ ૧ આનુગામિક ૨ અનાનુગામિક ૩ વર્ધમાનક ૪ હીયમાનક ૫ પ્રતિપાતિ ૬ અપ્રતિપાતિ

૧ આનુગામિક જ્યાં જાય ત્યાં તે સાથે આવે તે બે પ્રકારનું ૧ અંતગત ૨ મધ્યગત.

૧ અંતગત અવધિજ્ઞાનના ત્રણ પ્રકાર

૧ પુરત અંતગત (પુરઓ અંતગત) તે શરીરના આગલા ભાગના ક્ષેત્રનાં જાણે દેખે.

૨ માર્ગત અંતગત (મગ્ગઓ અંતગત) તે શરીરના પૂંઠ ભાગના ક્ષેત્રમાં જાણે દેખે.

૩ પાર્શ્વત અંતગત (પાસઓ અંતગત) તે શરીરના બે પાર્શ્વ ભાગના ક્ષેત્રને જાણે દેખે

અંતગત અવધિ ઉપર દૃષ્ટાંત છે. જેમ કોઈ પુરુષ દીવો દીવી પ્રમુખ અગ્નિનું ભાજન તથા મણિપ્રમુખ હાથમાં લઈને આગળ કરી ચાલતો જાય તો

આગળ દેખે જો પુઠે રાખે તો પુઠે દેખે તેમ બે પડખે ગર્યો ચાલે તો બે પડખે દેખે જે પાસે રાખે તે તરફ દેખે. બીજી બીજી બાજુ ન દેખે, એ રહસ્ય છે વળી જે બાજુ તરફ જાણે દેખે તે બાજુ તરફ સંખ્યાતા, અસંખ્યાતા યોજન લગી જાણે દેખે

૨ **મધ્યગત**—તે સર્વ દિશી તથા વિદિશી તરફ (ચૌતરફ) સખ્યાતા યોજન લગી જાણે દેખે પૂર્વોકત દીપ પ્રમુખ ભાજન માથે મૂકીને ચાલે તો તે ચૌતરફ દેખે તેમ

**અનાનુગામિક અવધિજ્ઞાન**—તે જે સ્થાનમા અવધિ જ્ઞાન ઉપજ્યુ હોય તે સ્થાને રહીને જાણે દેખે અન્યત્ર તે પુ.પ જાય તો ન જાણે દેખે તે ચારે દિશાએ સખ્યાતા અસખ્યાતા યોજન સંલગ્ન તથા અસલગ્નપણે જાણે દેખે જેમ કોઇ પુરૂષે દીવી પ્રમુખ અગ્નિનુ ભાજન તથા મણિ પ્રમુખ કોઇ પણ સ્થાન પ્રતિ મુકયુ હોય તે તે સ્થાન પ્રતિ ચૌતરફ દેખે પણ અન્યત્ર ન દેખે તેમ **અનાનુગામિક અવધિ જ્ઞાન** જાણવુ

૩ **વર્દ્ધમાનક અવધિજ્ઞાન**—તે પ્રશસ્ત લેશ્યાના અધ્યવસાયે કરી, તથા વિશુદ્ધ ચારિત્રના પરિણામે કરી, સર્વ પ્રકારે અવધિ જ્ઞાનની વૃદ્ધિ થાય તેને વર્ધમાનક અવધિ જ્ઞાન કહિયે તે જઘન્યથી, સૂક્ષ્મ નિગોદિઆ જીવે ત્રણ સમય ઉત્પન્ન થયામાં શરીરની જે અવગાહના બાધી હોય એટલુ ક્ષેત્ર જાણે, ઉત્કૃષ્ટથી સર્વ અગ્નિના જીવ, સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત, અપર્યાપ્ત એ ચાર જાતિના તે પણ **જે સમયે** ઉત્કૃષ્ટ હોય તે અગ્નિના જીવ, એકેક આકાશ પ્રદેશે અંતર રહિત મુકતા જેટલા અલોકમાં લોક જેવડા અસખ્યાતા ખડ (ભાગ વિકલ્પ) ભરાય તેટલું ક્ષેત્ર સર્વ દિશી વિદેશીએ દેખે અવધિ જ્ઞાન રૂપી પદાર્થ દેખે એ રહસ્ય છે મધ્યમ અનેક ભેદે છે તે કહે છે વૃદ્ધિ ચાર પ્રકારે થાય ૧ દ્રવ્યથી ૨ ક્ષેત્રથી ૩ કાલથી ૪ ભાવથી તે આ પ્રમાણે,

૧ કાલથી જાણપણું વધે ત્યારે શેષ ત્રણ બોલનુ જાણપણુ વધે.

૨ ક્ષેત્રથી જાણપણું વધે ત્યારે કાલની ભજના તથા દ્રવ્ય, ભાવના જાણપણાની વૃદ્ધિ થાય

દ્રવ્યથી જાણપણુ વધે ત્યારે, કાલની તથા ક્ષેત્રની ભજના ભાવની વૃદ્ધિ

૪ ભાવથી જાણપણુ વધે શેષ ત્રણ બોલની ભજના.

તે વિસ્તારથી સમજાવે છે,-સર્વ વસ્તુમાં કાલનુ જાણપણુ સૂક્ષ્મ છે, જેમ કોઈ ચોથા આરાનો જન્મ્યો, નિરોગી બલિષ્ટ શરીર, ને વજ્રઋષભનારાચ સંહનનવાળો ઓગણપચાસ પાનની બીડી લઇને તે ઉપર સારા લોહની સુઇ હોય તેણે

કરીને તેને એ વિંધતાં એક પાનથી બીજા પાનમાં સોય પહોંચતાં અસંખ્યાત સમય થઈ જાય છે એવો કાલ સૂક્ષ્મ છે. ૧ તેથી ક્ષેત્ર અસંખ્યાત ગુણે સૂક્ષ્મ છે જેમ એક આંગુલ પ્રમાણે ક્ષેત્રમાં અસંખ્યાતી શ્રેણી છે એકેકી શ્રેણીમાં અસંખ્યાત આકાશ પ્રદેશ છે. સમય સમય પ્રતિ એકેક આકાશ પ્રદેશ જો અપહરાય તો તેટલાં અસંખ્યાતા કાલચક્ર વહી જાય, તો એક શ્રેણી પૂરી થાય નહીં એવું ક્ષેત્ર સૂક્ષ્મ છે ૨ તેથી દ્રવ્ય અનંતગુણ સૂક્ષ્મ છે એક આંગુલ પ્રમાણે ક્ષેત્રમાં અસંખ્યાત શ્રેણી છે. એક આંગુલ પ્રમાણે લાંબી ને એક પ્રદેશ પ્રમાણે પહોળી તેમાં અસંખ્યાત આકાશ પ્રદેશ છે એકેક આકાશ પ્રદેશ ઉપર અનંત પરમાણુઓ તથા દ્વિપ્રદેશી ત્રિપ્રદેશી અનંત પ્રદેશી, યાવત્ સ્કંધ પ્રમુખ દ્રવ્યો છે. તે દ્રવ્યમાંથી સમય સમય પ્રતિ એકેક દ્રવ્ય અપહરતાં અનંત કાલચક્ર થાય તો પણ ખૂટે નહીં એવું દ્રવ્ય ક્ષેત્રથી સૂક્ષ્મ છે ૩ દ્રવ્યથી ભાવ અનંતગુણ સૂક્ષ્મ છે પૂર્વોક્ત શ્રેણીમાં જે દ્રવ્યો કહ્યાં છે તે દ્રવ્યોમાં એકેક દ્રવ્યમાં અનંત પર્યાય (ભાવ) છે. તે જેમ એક પરમાણુમાં એક વર્ણ એક ગંધ, એક રસ બે સ્પર્શ છે તેમાં એક વર્ણમાં અનંત પર્યાય છે તે એક ગુણ કાળો, દ્વિગુણ કાળો, ત્રિગુણ કાળો યાવત્ અનંતગુણ કાળો છે એમ પાંચે વર્ણમાં અનંત પર્યાય છે એમ પાંચે વર્ણમાં, બે ગંધમાં પાંચ રસમાં, ને આઠ સ્પર્શમાં અનંત પર્યાય છે. દ્વિપ્રદેશી સ્કંધમાં ૨ વર્ણ, ૨ ગંધ, ૨ રસ, ૪ સ્પર્શ છે એ સર્વ બોલમાં પણ પૂર્વોક્ત રીતિએ અનંત પર્યાય છે એમ સર્વ દ્રવ્યના પર્યાયની ભાવના કરવી એમ સર્વ દ્રવ્યના પર્યાય એકઠા કરીએ પછી સમય સમય પ્રતિ એકેક પર્યાયને અપહરતાં અનંત કાલચક્ર (ઉત્સર્પિણી—અવસર્પિણી) જાય ત્યારે પરમાણુ દ્રવ્યના પર્યાય પૂરા થાય એમ દ્વિપ્રદેશી સ્કંધના પર્યાય, ત્રિપ્રદેશી સ્કંધના પર્યાય, યાવત્ અનંત પ્રદેશી સ્કંધના પર્યવ અપહરતાં અનંત અનંત કાલચક્ર જાય, તો પણ પૂર્ણ થાય નહીં (ખૂટે નહીં) એવો દ્રવ્યથી ભાવ સૂક્ષ્મ છે ૪ ૧ કાલને મગના દાણાની ઉપમા ૨ ક્ષેત્રને જારની ઉપમા ૩ દ્રવ્યને તલની ઉપમા ૪ ભાવને ખસખસની ઉપમા સમજવાને આપી છે

પૂર્વે ચાર પ્રકારની વૃદ્ધિની રીત કહી તેમાં ક્ષેત્રથી અને કાલથી કેવી રીતે વર્ધમાન જ્ઞાન થાય તે કહે છે

૧ ક્ષેત્રથી આંગુલનો અસંખ્યાતમો ભાગ જાણે દેખે, તે કાલથી આવલિકાના અસંખ્યાતમા ભાગની વાત અતીત અનાગત જાણે દેખે.

૨ ક્ષેત્રથી આંગુલનો સંખ્યાતમો ભાગ જાણે દેખે. તે કાલથી આવલિકાના સંખ્યાતમા ભાગની વાત અતીત અનાગત જાણે દેખે.

૩ ક્ષેત્રથી એક આંગુલ માત્ર ક્ષેત્ર જાણે દેખે, તે કાલથી આવલિકામાં કાંઈક ન્યૂન જાણે દેખે.

૪ ક્ષેત્રથી પૃથક્ (બે થી નવ સુધી) આગુલની વાત જાણે દેખે તે કાલથી આવલિકા સંપૂર્ણ કાલની વાત અતીત અનાગત જાણે દેખે

૫ ક્ષેત્રથી એક હાથ પ્રમાણે ક્ષેત્ર જાણે દેખે, તે કાલથી અંતર્મુહૂર્ત (મુહૂર્તમાં ન્યૂન) કાલની વાત અતીત અનાગત જાણે દેખે.

૬ ક્ષેત્રથી ધનુષ્ય પ્રમાણ ક્ષેત્ર જાણે દેખે, તે કાલથી પ્રત્યેક મુહૂર્તની વાત જાણે દેખે

૭ ક્ષેત્રથી ગાઉ પ્રમાણ ક્ષેત્ર જાણે દેખે, તે કાલથી એક દિવસમા કાઈક ન્યૂન વાત જાણે દેખે

૮ ક્ષેત્રથી એક યોજન પ્રમાણ ક્ષેત્ર જાણે દેખે, તે કાલથા પ્રત્યેક દિવસની વાત જાણે દેખે

૯ ક્ષેત્રથી પચીશ યોજના ક્ષેત્રના ભાવ જાણે દેખે; તે કાલથી પક્ષમા ન્યૂનની વાત જાણે દેખે

૧૦ ક્ષેત્રથી ભરત ક્ષેત્ર પ્રમાણે ક્ષેત્રના ભાવ જાણે દેખે, તે કાલથી પક્ષ (અર્ધ માસ) પૂર્ણની વાત જાણે દેખે

૧૧ ક્ષેત્રથી જંબુદ્વીપ પ્રમાણ ક્ષેત્રની વાત જાણે દેખે, તે કાલથી માસ એક ઝાઝેરાની વાત જાણે દેખે,

૧૨ ક્ષેત્રથી અઢી દ્વીપની વાત જાણે દેખે, તે કાલથી એક વર્ષની વાત જાણે દેખે

૧૩ ક્ષેત્રથી પંદરમા રૂચક દ્વીપ સુધી જાણે દેખે, તે કાલથી પૃથક્ વર્ષની વાત જાણે દેખે

૧૪ ક્ષેત્રથી સંખ્યાતા દ્વીપ સમુદ્રની વાત જાણે દેખે, તે કાલથી સંખ્યાતા કાલની વાત જાણે દેખે

૧૫ ક્ષેત્રથી સંખ્યાતા તથા અસંખ્યાતા દ્વીપ સમુદ્રની વાત જાણે દેખે, તે કાલથી અસંખ્યાતા કાલની વાત જાણે દેખે, એ પ્રમાણે ઉર્ધ્વલોક, અધ લોક, તિર્યક્લોક એ ત્રણે લોકમાં વધતા વર્ધમાન પરિણામે અલોકમા અસંખ્યાતા લોક પ્રમાણે ખંડો જાણવાની શક્તિ પ્રકટ થાય. **એ વર્દ્ધમાન અવધિ જ્ઞાન.**

## અવધિ જ્ઞાનનો વિષય (દેખવાની શકિત.)

| વિષય | ૧ રત્નપ્રભા | ૨ શર્કરપ્રભા | ૩ વાલુકપ્રભા | ૪ પંકપ્રભા | ૫ ધૂમ્ર પ્રભા | ૬ તમઃ પ્રભા | ૭ તમઃ તમ.પ્રભા |
|---|---|---|---|---|---|---|---|
| જઘન્ય ક્ષેત્ર દેખે તે | ૩॥ ગાઉ | ૩ ગાઉ | ૨॥ ગાઉ | ૨ ગાઉ | ૧॥ ગાઉ | ૧ ગાઉ | ૦॥ ગાઉ |
| ઉત્કૃષ્ટ ક્ષેત્ર દેખે તે. | ૪ ગાઉ | ૩॥ ગાઉ | ૩ ગાઉ | ૨॥ ગાઉ | ૨ ગાઉ | ૧॥ ગાઉ | ૧ ગાઉ |

| વિષય | અસુર કુમાર | ૯ નિકાયવ્યંતર | તિર્યંચ ૫ ચેંદ્રિય સંજ્ઞી | સંજ્ઞી મનુષ્ય | જ્યોતિષી | દેવલોક ૧–૨ | દેવલોક ૧–૨ |
|---|---|---|---|---|---|---|---|
| જઘન્ય દેખે | ૨૫ યોજન | ૨૫ યોજન | આગુલનો અસખ્યાત ભાગ | આગુલનો અસખ્યાત ભાગ | સખ્યાતા દ્વીપ સમુદ્ર | આગુલનો અસખ્યાત ભાગ | આગુલનો સખ્યાત ભાગ |
| ઉત્કૃષ્ટ દેખે | અસખ્યાતા દ્વીપ સમુદ્ર | સખ્યાતા દ્વીપ સમુદ્ર | અસખ્યાતા દ્વીપ સમુદ્ર | અલોકમા અસખ્યાતા ખંડ | ,, | રત્નપ્રભાનો હેઠલો ચરમાત | શર્કરપ્રભાનો હેઠલા ચરમાત |

સસ્થાન અવધિજ્ઞાનનો દેખવાનો આકાર, ૧ નારકી અવધિ ત્રાપાને આકારે છે ૨ ભવનપતિને પાલાને આકારે છે ૩ તિર્યંચ તથા મનુષ્યને અનેક પ્રકારે છે ૪ વ્યતરને પટહ-વાજીંત્રને આકારે છે ૫ જ્યોતિષીને ઝાલરને આકારે છે ૬ બાર દેવલોકના દેવને ઉર્ધ્વ મૃદગને આકારે છે ૭ નવ ગ્રવેયકને ફુલની ચગેરીને આકારે છે ૮ પાચ અનુત્તર વિમાનના દેવને અવધિ કઞ્ચુકીને આકારે છે

**નારકી દેવને**—અવધિજ્ઞાન—૧ અનુગામિક, ૨ અનાનુગામિક, ૩ અવવસ્થિત, એ ત્રણ પ્રકારનુ છે

**મનુષ્ય ને તિર્યંચને** અવધિજ્ઞાન—૧ અનુગામિક, ૨ અનાનુગામિક, ૩ વર્ધમાનક, ૪ હાયમાનક, ૫ પ્રતિપાતિ, ૬ અપ્રતિપાતિ, ૭ અવસ્થિત, ૮ અનવસ્થિ છે

એ વિષય દ્વાર પ્રમુખ પ્રજ્ઞાપના સુત્રના ૩૩ મા પદથી લખ્યો છે નંદિસૂત્ર મધ્યે સક્ષેપમા

## ઇતિ અવધિ જ્ઞાનનું વર્ણન સંપૂર્ણ.

## મનઃપર્યવ જ્ઞાનનો વિસ્તાર

આત્ર મનના ચાર પકાર જાણવા

૧ લબ્ધિમન તે અનુત્તરવાસી દેવોને હોય.

૨ સજ્ઞામન તે સજ્ઞી મનુષ્ય ને સજ્ઞી તિર્યચને હોય

૩ વર્ગણામન તે નારકી ને અનુત્તર વિમાનવાસી વિના બીજા દેવોને હોય

૪ પર્યાયમન : તે મન પર્યવ જ્ઞાનીને હોય.

## મનઃપર્યવ જ્ઞાન કોને ઉત્પન્ન થાય તે.

૧ મનુષ્યને ઉત્પન્ન થાય, અમનુષ્યને ન થાય

૨ સજ્ઞી મનુષ્યને ઉત્પન્ન થાય, અસજ્ઞી મનુષ્યને ન થાય

૩ કર્મભૂમિ સજ્ઞી મનુષ્યને ઉત્પન્ન થાય, અકર્મભૂમિ સજ્ઞી મનુષ્યને ન થાય

૪ કર્મભૂમિમાં સખ્યાતા વર્ષના આયુષ્યવાળાને ઉત્પન્ન થાય, પણ અસખ્યાતા વર્ષના આયુષ્યવાળાને ઉત્પન્ન ન થાય

૫ સખ્યાતા વર્ષના આયુષ્યમા પર્યાપ્તને ઉત્પન્ન થાય અપર્યાપ્તને ન થાય.

૬ પર્યાપ્તમા પણ સમદૃષ્ટિને ઉત્પન્ન થાય મિથ્યાદૃષ્ટિ ને સમમિથ્યાદૃષ્ટિને ન થાય

૭ સમદૃષ્ટિમા પણ સયતિને ઉત્પન્ન થાય પણ અવ્રતિ સમદૃષ્ટિ ને દેશવ્રતિવાળાને ઉત્પન્ન થાય.

૮ સંયતિમા પણ અપ્રમત્ત સયતને ઉત્પન્ન થાય, પ્રમત્ત સયતિને ન થાય

**૧ દ્રવ્યથી** કેવળજ્ઞાની સર્વ રૂપી અરૂપી દ્રવ્ય જાણે દેખે.

**૨ ક્ષેત્રથી** કેવળજ્ઞાની સર્વ ક્ષેત્ર (લોકાલોક)ની વાત જાણે દેખે

**૩ કાળથી** કેવળજ્ઞાની સર્વ કાળની ભૂત, ભવિષ્ય, વર્તમાન એ ત્રણ કાળની વાત જાણે દેખે.

૪ **ભાવથી** કેવળજ્ઞાની સર્વ રૂપી અરૂપી દ્રવ્યના ભાવને અનંત ભાવે સર્વ પ્રકારે જાણે દેખે

કેવળજ્ઞાન આવરણરહિત વિશુદ્ધ લોકાલોક પ્રકાશક એક જ પ્રકારે સર્વ કેવળીને હોય.

**ઇતિ કેવળ જ્ઞાન સંપૂર્ણ.**

**ઇતિ પાંચ જ્ઞાનનું વિવેચન સંપૂર્ણ**

# (૧૩) ત્રેવિશ પદવી.

નવ ઉત્તમ પદવી, સાત એકેંદ્રિય રત્નની પદવી, સાત પંચેદ્રિય રત્નની પદવી

## પ્રથમ નવ ઉત્તમ પદવીનાં નામ.

૧ તીર્થંકરની પદવી, ૨ ચક્રવર્તીની પદવી, ૩ વાસુદેવની પદવી, ૪ બલદેવની પદવી, ૫ માંડલિકની પદવી, ૬ કેવળીની પદવી, ૭ સાધુની પદવી, ૮ શ્રાવકની પદવી, ૯ સમકિતની પદવી

## સાત એકેંદ્રિય રત્નનાં નામ.

૧ ચક્ર રત્ન, ૨ છત્ર રત્ન, ૩ ચર્મ રત્ન, ૪ દંડ રત્ન, ૫ ખડગ રત્ન, ૬ મણિ રત્ન, ૭ કાકણ્ય રત્ન

## સાત પંચેંદ્રિય રત્નનાં નામ.

૧ સેનાપતિ રત્ન, ૨ ગાથાપતિ રત્ન, ૩ વાર્ધિક રત્ન, ૪ પુરોહિત રત્ન, ૫ સ્ત્રી રત્ન, ૬ ગજ રત્ન, ૭ અશ્વ રત્ન એ ચૌદ રત્ન ચક્રવર્તીને હોય

## એ ચૌદ રત્ન, ચક્રવર્તીનું જે જે કાર્ય કરે છે તે સબંધી વિવેચન.

## પ્રથમ સાત એકેંદ્રિય રત્ન

૧ ચક્ર રત્ન—છ ખંડ સાધવાનો માર્ગ દેખાડે, ૨ છત્ર રત્ન—અડતાલિશ ગાઉ સુધી છાયા કરે, ૩ ચર્મ રત્ન—નદી વગેરે જળાશય ઉપર નાવ માફક કામ

કરે. ૪ દંડ રત્ન—ગુફાના દ્વાર ઉઘાડે. ૫ ખડ્ગ રત્ન—શત્રુને હણે. ૬ મણિ રત્ન—હસ્તિ રત્નના કપાળપર રાખવાથી પ્રકાશ આપે. ૭ કાકણી રત્ન—ગુફામાં યોજન યોજનને અંતરે વર્તુળાકારે ઘસવાથી સૂર્યમંડળ સમાન પ્રકાશ આપે.

## સાત પંચેન્દ્રિય રત્ન.

૧ સેનાપતિ રત્ન, દેશ ઉપર વિજય મેળવે. ૨ ગાથાપતિ રત્ન ચોવીસ જાતિનાં ધાન્ય નિપજાવે. ૩ વાર્ધિક રત્ન, બેતાલીસ ભૂમિના આવાસ, પુલ વગેરે બનાવે, ૪ પુરોહિત રત્ન, વાગ્યા ઘા રૂઝાવે, વિઘ્ન ટાળે, શાન્તિ કર્મ કરે, ધર્મ સંભળાવે, ૫ સ્ત્રી રત્ન, વિષયના ઉપભોગમાં આવે, ૬-૭ ગજ રત્ન ને અશ્વ રત્ન, એ બે બેસવાને કામ આવે.

## ચૌદ રત્ન ક્યાં જન્મ લે છે તે.

૧ ચક્ર રત્ન, ૨ છત્ર રત્ન ૩ દંડ રત્ન, ૪ ખડ્ગ રત્ન એ ચાર રત્ન ચક્રવર્તીની આયુધશાળામાં ઉત્પન્ન થાય.

૧ ચર્મ રત્ન, ૨ મણિ રત્ન, ૩ કાકણી રત્ન, એ ત્રણ લક્ષ્મીના ભંડારમાં ઉત્પન્ન થાય.

૧ સેનાપતિ રત્ન, ૨ ગાથાપતિ રત્ન, ૩ વાર્ધિક રત્ન, ૪ પુરોહિત રત્ન, એ ચાર રત્ન ચક્રવર્તીના નગરમાં ઉત્પન્ન થાય.

૧ સ્ત્રી રત્ન વિદ્યાધરની શ્રેણિમાં ઉત્પન્ન થાય.

૧ ગજ રત્ન ને ૨ અશ્વ રત્ન એ બે વૈતાઢ્ય પર્વતના મૂળમાં ઉત્પન્ન થાય.

## ચૌદ રત્નની અવગાહનાનું પ્રમાણ.

૧ ચક્ર રત્ન, ૨ છત્ર રત્ન, ૩ દંડ રત્ન એ ત્રણ રત્ન એક ધનુષ્ય પ્રમાણે હોય. ચર્મ રત્ન બે હાથનું હોય. ખડ્ગ રત્ન પચાસ આંગુલ લાંબું, સોળ આંગુલ પહોળું, અર્ધ આંગુલ જાડું હોય ને ચાર આંગુલની મુષ્ટિ હોય. મણિ રત્ન ચાર આંગુલ લાંબું બે આંગુલ પહોળું ને તેને ત્રણ ખૂણા હોય, કાકણી રત્ન ચાર આંગુલ લાંબું, ચાર આંગુલ પહોળું ચાર આંગુલ ઉંચું તેને ૭ તળ, આઠ ખૂણા, બાર હાંસો, સોનીની એરણને આકારે હોય.

## સાત પંચેન્દ્રિય રત્નનું પ્રમાણ.

૧ સેનાપતિ, ૨ ગાથાપતિ ૩ વાર્ધિક ૪ પુરોહિત, એ ચાર રત્ન ચક્રવર્તીની અવગાહનાના પ્રમાણે હોય. સ્ત્રી રત્ન, ચક્રવર્તીથી ચાર આંગુલ નીચી હોય. ગજ રત્ન ચક્રવર્તીથી બમણો ઉંચો હોય. અશ્વ રત્ન મુખથી પૂંછ સુધી એક સો આઠ આંગુલ લાંબો હોય, એને નવાણું આંગુલની પરિધિ (ઘેરાવો) ઉ

જમીનથી એંશી આગુલ ઉંચો, સોળ આગુલની જંઘા, વીશ આગુલની ભુજા, ચાર આગુલના ઢીંચણ, ચાર આગુલની ખરી, ચાર આંગુલના કાન, બત્રીસ આગુલનુ મુખ છે

એ ત્રેવિશ પદવીના નામ તથા ચક્રવર્તીના ચૌદ રત્નનું વિવેચન કર્યુ

## નરકાદિક ચાર ગતિમાંથી નીકળી જીવો ત્રેવીશ પદવીમાં કેટલી ને કઈ પદવી પામે તેના પંદર બોલ.

૧ પહેલી નરકથી નીકળી જીવ ત્રેવીશ પદવી માહેની સોળ પદવી પામે તેમા સાત એકેંદ્રિય રત્ન નહિ

૨ બીજી નરકથી નીકળી જીવ પંદર પદવી પામે તે સાત એકેંદ્રિય ને ચક્રવતી એ આઠ નહિ

૩ ત્રીજી નરકથી નીકળી જીવ તેર પદવી પામે તે સાત એકેંદ્રિય ને ચક્રવર્તી, વાસુદેવ, બલદેવ એ દશ નહિ

૪ ચોથી નરકથી નીકળી જીવ બાર પદવી પામે, તે ઉપરની દશ ને તીર્થંકર એ અગીઆર નહિ

૫ પાચમી નરકથી નીકળી જીવ અગીઆર પદવી પામે ને ઉપરની અગીઆર ને કેવળી એ બાર નહિ

૬ છઠ્ઠી નરકથી નીકળી જીવ દશ પદવી પામે, તે ઉપરની બાર ને સાધુ એ તેર નહિ,

૭ સાતમી નરકથી નીકળી જીવ ત્રણ પદવી પામે તે ૧ ગજ, ૨ અશ્વ ૩ સમકિત, એ ત્રણ પામે સમકિત પામે તો તિર્યંચમા, મનુષ્ય તો થાયજ નહિ

૮ ભવનપતિ, વાણવ્યંતર જ્યોતિષી નીકળી જીવ એકવીશ પદવી પામે, તે તીર્થંકર, વાસુદેવ એ બે નહિ

૯ પહેલા, બીજા દેવલોકથી નીકળી જીવ ત્રેવીશ પદવી પામે

૧૦ ત્રીજાથી આઠમા સુધીના દેવલોકથી નીકળી જીવ સોળ પદવી પામે, તેમા સાત એકેંદ્રિય રત્ન નહિ

૧૧ નવમા દેવલોકથી તે નવમી ગ્રૈવેયક સુધીથી નીકળી જીવ ચૌદ પદવી પામે, તે સાત એકેંદ્રિય રત્ન, ગજ ને અશ્વ એ નવ નહિ

૧૨ પાચ અનુત્તર વિમાનથી નીકળી જીવ આઠ પદવી પામે, તે સાત એકેંદ્રિય રત્ન, સાત-પચેંદ્રિય રત્ન ને વાસુદેવ એ પંદર નહિ

૧૩ પૃથ્વી, પાણી, વનસ્પતિ, મનુષ્ય, તિર્યંચ-પચેંદ્રિયથી નીકળી જીવ ઓગણીશ પદવી પામે, તે તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ બળદેવ એ ચાર નહિ

૨ અસંજ્ઞીમા ૮ પદવી લાભે, તે સાત એકેદ્રિય રત્ન ને સમકિત એ આઠ

૩ તીર્થંકરમા ૬ પદવી લાભે, તે ૧ તીર્થંકર, ૨ ચક્રવર્ત્તિ, ૩ કેવળી, ૪ સાધુ, ૫ સમકિત, ૬ માડલિક એ ૭ લાભે

૪ ચક્રવતીમા ૬ પદવી લાભે, તે તીર્થંકરની કહી તે પ્રમાણે.

૫ વાસુદેવ ૩ પદવી લાભે, તે ૧ વાસુદેવ, ૨ માડલિક, ૩ સમકિત, એ ત્રણ

૬ બળદેવમા ૫ પદવી લાભે તે ૧ બળદેવ, ૨ કેવળી ૩ સાધુ, ૪ સમકિત, ૫ માડલિક એ પાચ

૭ માડલિકમા ૯ પદવી લાભે, તે નવ ઉત્તમ પદવી

૮ મનુષ્યમા ૧૩ પદવી લાભે, તે નવ ઉત્તમ પદવી ને સાત પંચેદ્રિય રત્નમાથી ગજ, અશ્વ સ્ત્રી એ ત્રણ વિના શેષ ૪, એ ૧૩

૯ મનુષ્યાણીમા ૫ પદવી લાભે, તે ૧ સ્ત્રીરત્ન ૨ શ્રાવક ૩ સમકિત ૪ સાધવી, ૫ કેવળી એ પાચ

૧૦ તિર્યંચમા ૧૧ પદવી લાભે, તે સાત એકેદ્રિય રત્ન. ૮ ગજ ૯ અશ્વ. ૧૦ શ્રાવક, ૧૧ સમકિત, એ અગીયાર

૧૧ તિર્યંચાણીમા ૨ પદવી લાભે, ૧ સમકિત, ૨ શ્રાવક એ બે

૧૨ સવેદીમા ૨૨ પદવી લાભે, તે કેવળી નહિ

૧૩ સ્રી વેદમા ચાર પદવી લાભે, તે ૧ સ્ત્રીરત્ન, ૨ શ્રાવિકા, ૩ સમકિત ૪ સાધવી એ ચાર

૧૪ પુરૂષ વેદમા ૧૪ પદવી લાભે, તે સાત એકેદ્રિય રત્ન, કેવળી ને સ્રીરત્ન એ નવ નહિ

૧૫ અવેદીમાં ૪ પદવી લાભે, તે ૧ તીર્થંકર ૨ કેવળી, ૩ સાધુ, ૪ સમકિત એ ચાર

૧૬ નરક ગતિમા એક પદવી લાભે તે સમકિતની

૧૭ તિર્યંચ ગતિમાં ૧૧ પદવી લાભે, તે સાત એકેદ્રિય રત્ન ને ૮ ગજ, ૯ અશ્વ, ૧૦ શ્રાવક, ૧૧ સમકિત એ અગીયાર

૧૮ મનુષ્ય ગતિમા ૧૪ પદવી લાભે, તે નવ ઉતમ પદવી ને સાત પચેદ્રિય રત્નમાંથી ગજ, અશ્વ એ બે વિના ચૌદ

૩૯ વિકલેન્દ્રિયમા ૧ પદવી લાભે તે સમકિત

૪૦ પંચેન્દ્રિયમા ૧૫ પદવી લાભે, તે સાત એકેન્દ્રિય રત્ન ને કેવળી એ આઠ વિના

૪૧ અનિંદ્રિયમા ૪ પદવી લાભે, તે ૧ તીર્થંકર ૨ કેવળી, ૩ સાધુ ૪ સમકિત એ ચાર

૪૨ સયતિમા ૪ પદવી લાભે, તે અનિંદ્રિય પ્રમાણે

૪૩ અસંયતિમા ૨૦ પદવી લાભે, તે ૧ કેવળી, ૨ સાધુ, ૩ શ્રાવક, એ ત્રણ વિના.

૪૪ સયતાસંયતિમા ૧૦ પદવી લાભે, તે સાત પચેન્દ્રિય રત્નમાથી સ્ત્રી વગર ૬ ૭ બળદેવ, ૮ શ્રાવક, ૯ સમકિત, ૧૦ માડલિક એ દશ

૪૫ સમકિત દષ્ટિમા ૧૫ પદવી લાભે, તે સાત એકેન્દ્રિય રત્ન ને સ્ત્રી વિના

૪૬ મિથ્યા દષ્ટિમા ૧૭ પદવી લાભે, તે સાત એકેન્દ્રિય રત્ન એ ૧૪, ૧૫ ચક્રવર્તી ૧૬ વાસુદેવ, ૧૭ માડલિક એ સત્તર

૪૭ મતિ શ્રુત, ને અવધિ જ્ઞાનમા ૧૪ પદવી લાભે, તે નવ ઉત્તમ પદવીમાથી કેવળી વિના ૮ સાત પચેન્દ્રિય રત્નમાથી સ્ત્રી વિના ૬, એ ચૌદ

૪૮ મન પર્યવ જ્ઞાનમા ૩ પદવી લાભે, તે ૧ તીર્થંકર, ૨ સાધુ ૩ સમકિત એ ત્રણ

૪૯ કેવળ જ્ઞાન, કેવળ દર્શનમા ૪ પદવી લાભે, તે ૧ તીર્થંકર, ૨ કેવળી, ૩ સાધુ, ૪ સમકિત એ ચાર

૫૦ મતિ શ્રુત અજ્ઞાનમા ૧૭ પદવી લાભે. તે સાત એકેન્દ્રિય રત્ન, સાત પચેન્દ્રિય રત્ન એ ૧૪, ૧૫ ચક્રવર્તિ, ૧૬ વાસુદેવ, ૧૭ માડલિક, એ સત્તર

૫૧ વિભંગ જ્ઞાનમા ૯ પદવી લાભે તે સાત પચેન્દ્રિય રત્નમાથી સ્ત્રી વિના ૬, ૭ ચક્રવર્તિ, ૮ વાસુદેવ ૯ માંડલિક એ નવ

૫૨ ચક્ષુદર્શનમા ૧૫ પદવી લાભે, તે નવ ઉત્તમ પદવીમાંથી કેવળી વિના ૮ ને ૭ પંચેન્દ્રિય રત્ન એ ૫દર

૫૩ અચક્ષુદર્શનમાં ૨૨ પદવી લાભે તેમા કેવળી નહિ

૫૪ અવધિ દર્શનમા ૧૪ પદવી લાભે, તે નવ ઉત્તમ પદવીમાથી કેવળી વિના ૮ ને ૭ પચેંદ્રિય રત્નમાથી સ્ત્રી વિના ૬. એ ચૌદ

૫૫ નપુસક લિંગમાં ૫ પદવી લાભે, તે ૧ કેવળી, ૨ સાધુ, ૩ શ્રાવક, ૪ સમકિત, ૫ માંડલિક એ પાચ

**ઇતિ ત્રેવિશ પદવી સંપૂર્ણ.**

# પાંચ શરીર

શ્રી પન્નવણા સૂત્રના ૨૧ મા પદમાં પાંચ શરીરનો અધિકાર છે

## સોળ દ્વાર

૧ નામ દ્વાર, ૨ અર્થ દ્વાર ૩ સંસ્થાન દ્વાર, ૪ સ્વામી દ્વાર, ૫ અવગાહના દ્વાર, ૬ પુદ્ગલ ચયન દ્વાર, ૭ સંયોજન દ્વાર ૮ દ્રવ્યાર્થિક દ્વાર ૯ પ્રદેશાર્થિક દ્વાર ૧૦ દ્રવ્યાર્થિક પ્રદેશાર્થિક દ્વાર, ૧૧ સૂક્ષ્મ દ્વાર, ૧૨ અવગાહના અલ્પબહુત્વ દ્વાર, ૧૩ પ્રયોજન દ્વાર ૧૪ વિષય દ્વાર, ૧૫ સ્થિતિ દ્વાર, ૧૬ અંતર દ્વાર

### ૧ નામ દ્વાર

૧ ઔદારિક શરીર, ૨ વૈક્રિય શરીર, ૩ આહારક શરીર, ૪ તૈજસ શરીર ૫ કાર્મણ શરીર

### ૨ અર્થ દ્વાર

૧ ઉદાર તે સર્વ શરીરથી પ્રધાન, તીર્થંકર, ગણધર આદિ પુરુષોને મુક્તિપદ મેળવવામાં સહાય કરે છે ને ઉદાર કહેતાં સહસ્ર યોજનમાન શરીર તેથી તેને ઔદારિક શરીર કહીએ.

૨ વૈક્રિય તે રૂપ ફેરવવાની શક્તિ, તથા એક અનેક નાના મોટા ખેચર ભૂચર દૃશ્ય અદૃશ્ય આદિ વિવિધ રૂપ, વિવિધ ક્રિયાથી બનાવે તેને વૈક્રિય શરીર કહીએ. તે વૈક્રિય શરીર બે પ્રકારે છે

૧ ભવ પ્રત્યયિક—તે, દેવ, નારકીને સ્વાભાવિક જ હોય.

૨ લબ્ધિ પ્રત્યયિક—તે, મનુષ્ય તિર્યંચને પ્રયત્નથી હોય.

૩ આહારક—તે ચૌદ પૂર્વધર મહાત્માને તપશ્ચર્યાદિ યોગે કરી લબ્ધિ ઉપજે તે તીર્થંકર દેવાધિદેવની ઋદ્ધિ દેખવા વા મનની શંકા ઉત્પન્ન થએ સંશયને ટાળવા, ઉત્તમ પુદ્ગલનો આહાર લઈને જઘન્ય મુંડા હાથનું ઉત્કૃષ્ટ ૧ હાથનું સ્ફટિક સમાન કોઈ દેખ ન દેખે તેવું શરીર બનાવે, તેથી તેને આહારક શરીર કહીએ.

૪ તૈજસ—તે તેજના પુદ્ગલથી આહાર ભૂક્ત આહારને પચાવે તથા લબ્ધિવંત તેજો લેશ્યા મૂકે તેને તૈજસ શરીર કહીએ.

૫ કાર્મણ—તે કર્મના પુદ્ગલથી નીપજ્યું જેના ઉદયથી જીવ પુદ્ગલ લઈને તે કર્માદિ રૂપપણે પરિણમાવે તથા આહારને ખેંચે તેથી તેને કાર્મણ શરીર કહીએ

### ૩ સસ્થાન દ્વાર

૧ ઔદારિક શરીરમા સસ્થાન ૬-૧ સમચતુરસ્ર સંસ્થાન, ૨ ન્યગ્રોધ પરિમડલ સંસ્થાન, ૩ સાદિ સસ્થાન, ૪ વામન સસ્થાન ૫ કુબ્જ -સસ્થાન, ૬ હુંડ સસ્થાન

વૈક્રિયમા ભવ પ્રત્યયિકમાં દેવને સમચતુરસ્ર સંસ્થાન ને નારકીને હુડ સંસ્થાન લબ્ધિ પ્રત્યયિકમા મનુષ્ય તિર્યંચમા સમચતુરસ્ર સસ્થાન ને નાના પ્રકારનુ વાયુમા હુડ સસ્થાન

૩ આહારકમા એક સમચતુરસ્ર સસ્થાન

૪-૫ તેજસૂ ને કાર્મણમા ૭ સંસ્થાન

### ૪ સ્વામી દ્વાર

૧ ઔદારિક શરીરના સ્વામી મનુષ્ય ને તિર્યંચ છે

૨ વૈક્રિય શરીરના સ્વામી ચારે ગતિના જીવ છે

આહારક શરીરના સ્વામી ચૌદ પૂર્વધારી સાધુ છે

૪-૫ તેજસ-કાર્મણ શરીના સર્વ સસારી જીવ છે

### ૫ અવગાહના દ્વાર

૧ ઔદારિક શરીરની અવગાહના જઘન્ય આગુલનો અસખ્યાતમો ભાગ ઉત્કૃષ્ટ હજાર યોજન ઝાઝેરી

૨ વૈક્રિય શરીરની અવગાહના જઘન્ય આગુલનો અસખ્યાતમો ભાગ ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ્ય ઉત્તર વૈક્રિય કરે તો જઘન્ય આગુલનો સખ્યાતમો ભાગ ઉત્કૃષ્ટ લાખ યોજન અધિક

આહારક શરીરની અવગાહના જઘન્ય હાથ ન્યૂન, ઉત્કૃષ્ટ એક હાથ

૪-૫ તેજસુ-કાર્મણ શરીરની અવગાહના જઘન્ય આગુલનો અસખ્યાતમો ભાગ, ઉત્કૃષ્ટ ચૌદ રાજલોક પ્રમાણે.

### પુદ્દગલચયન (આહાર કેટલી દિશાના લે) દ્વાર

ઔદારિક, તેજસૂ ને કાર્મણ શરીરવાળા ત્રણ ચાર પાચ અને ૭ દિશાનો આહાર લે

વૈક્રિય ને આહારક શરીરવાળા ૭ દિશાનો લે

### સંયોજન દ્વાર

૧ ઔદારિક શરીરમા આહારક વૈક્રિયની ભજના (હોય કે ન હોય) તેજસ, કાર્મણની નિયમા (હોયજ)

તેથા ૭ ઔદારિકની ઉત્કૃષ્ટ અવગાહના સખ્યાત ગુણી. તેથી વૈક્રિયની ઉત્કૃષ્ટ અવગાહના માહોમાહે સરખી ને ઉપરથી અસખ્યાત ગુણી

## ૧૩ પ્રયોજન દ્વાર

૧ ઔદારિક શરીરનુ પ્રયોજન મોક્ષને સાધ્ય કરવાનુ, ૨ વૈક્રિય શરીરનુ પ્રયોજન વિવિધ રૂપ કરવાનું, ૩ આહારક શરીરનુ પ્રયોજન સંશય ટાળવાનુ ૪ તેજસ શરીરનુ પ્રયોજન પુદ્ગલને પાચન કરવાનુ ૫ કાર્મણ શરીરનુ પ્રયોજન આહાર અને કર્મને આકર્ષવાનુ

## ૧૪ વિષય (શકિત)

૧ ઔદારિક શરીરનો વિષય પદરમા રૂચક દ્વીપ સુધી જવાનો ૨ વૈક્રિય શરીરનો વિષય અસખ્ય દ્વીપ સમુદ્ર સુધી જવાનો ૩ આહારક શરીરનો વિષય અઢીદ્વીપ સમુદ્ર સુધી જવાનો. ૪ તેજસ કાર્મણનો વિષય સર્વ લોકમા જવાનો

## ૧૫ સ્થિતિ દ્વાર

૧ ઔદારિક શરીરની સ્થિતિ જઘન્ય અતર્મુહૂર્ત ઉત્કૃષ્ટ ત્રણ પલ્યની ૨૫ વૈક્રિય શરીરની સ્થિતિ જઘન્ય અતર્મુહુર્ત ઉત્કૃષ્ટ ૩૩ સાગરની ૩ આહારક શરીરની સ્થિતિ અંતર્મુહૂર્તની, ૪-૫ તેજસ કાર્મણ શરીરની સ્થિતિ બે પ્રકારે છે તે ૧ અભવ્ય આશ્રયી, આદિ નથી ને અત પણ નથી, ૨ મુક્તગામી આશ્રયી આદિ નથી, પણ અત છે

## ૧૬ અતર દ્વાર

ઔદારિક શરીરને મૂકી ફરીથી ઔદારિક શરીર લેતા અતર પડે (વખત જાય) તો જઘન્ય અતર્મુહુર્ત, ઉત્કૃષ્ટ ૩૩ સાગર. ૨ વૈક્રિય શરીર મુકી વૈક્રિય શરીર લેતાં અતર પડે તો જઘન્ય અતર્મુહુર્ત ઉત્કૃષ્ટ અનત કાળ ૩ આહારક શરીરને અતર પડે તો જઘન્ય અતર્મુહુર્ત, ઉત્કૃષ્ટ અર્ધ પુદ્ગલ પરાવર્તનથી કાંઈ થોડુ ૪-૫ તેજસ-કાર્મણ શરીરને અંતર નથી, અંતરદ્વારનો બીજો અર્થ આહારક શરીર વર્જીને ચાર શરીર લોકમાં સદા લાભે આહારક સરીર હોય ને ન હોય-ન હોય તો ઉત્કૃષ્ટ છ માસ સુધી અતર પડે.

## ઇતિ પાંચ શરીર સંપૂર્ણ

## આકાશ પ્રદેશ અવગાહનો અલ્પ બહુત્વ.

૧ સર્વથી થોડા ચક્ષુઇંદ્રિયના અવગાહ્યા આકાશ પ્રદેશ તેથી ૨ શ્રોત્રેંદ્રિયના અવગાહ્યા આકાશ પ્રદેશ સંખ્યાત ગુણ, તેથી ૩ ઘ્રાણેંદ્રિયના અવગાહ્યા આકાશ પ્રદેશ અસંખ્યાત ગુણ, તેથી ૫ સ્પર્શેંદ્રિયના અવગાહ્યા આકાશ પ્રદેશ અસંખ્યાત ગુણ, તેથી ૫ સ્પર્શેંદ્રિયના અવગાહ્યા આકાશ પ્રદેશ સંખ્યાત ગુણ

## પ્રદેશ ને અવગાહ્ય એ બેનો સાથે અલ્પ બહુત્વ.

સર્વથી થોડા ૧ ચક્ષુઇંદ્રિયના અવગાહ્ય આકાશ પ્રદેશ તેથી ૨ શ્રોત્રેંદ્રિયના અવગાહ્ય સંખ્યાત ગુણ, તેથી, ૩ ઘ્રાણેંદ્રિયના અવગાહ્ય સંખ્યાત ગુણ, તેથી ૪ રસેંદ્રિયના અવગાહ્ય અસંખ્યાત ગુણ, તેથી ૫ સ્પર્શેંદ્રિયના અવગાહ્ય સંખ્યાત ગુણ, તેથી ૬ ચક્ષુઇંદ્રિયના પ્રદેશ અનંત ગુણ, તેથી ૭ શ્રોત્રેંદ્રિયના પ્રદેશ સંખ્યાત ગુણ, તેથી ૮ ઘ્રાણેંદ્રિયના પ્રદેશ સંખ્યાત ગુણ, તેથી ૯ રસેંદ્રિયના પ્રદેશ અસંખ્યાત ગુણ, તેથી ૧૦ સ્પર્શેંદ્રિયના પ્રદેશ સંખ્યાત ગુણ

## કર્કશ અને ભારે સ્પર્શનો અલ્પ બહુત્વ.

સર્વથી થોડા ૧ ચક્ષુઇંદ્રિયના કર્કશ ભારે સ્પર્શ, તેથી ૨ શ્રોત્રેંદ્રિયના અનંત ગુણ તેથી ૩ ઘ્રાણેંદ્રિયના અનંત ગુણ, તેથી ૪ રસેંદ્રિયના અનંત ગુણ, તેથી ૫ સ્પર્શેંદ્રિયના અનંત ગુણ.

## હલકા ને મૃદુ (સુંવાળા) સ્પર્શનો અલ્પ બહુત્વ.

સર્વથી થોડા ૧ સ્પર્શેંદ્રિયના હલકા મૃદુ સ્પર્શ, તેથી ૨ રસેંદ્રિયના હલકા મૃદુ સ્પર્શ અનંત ગુણ, તેથી ૩ ઘ્રાણેંદ્રિયના અનંત ગુણ, તેથી ૪ શ્રોત્રેંદ્રિયના અનંત ગુણ, તેથી ૫ ચક્ષુઇંદ્રિયના અનંત ગુણ.

## કર્કશ ભારે ને લઘુ (હલકા) મૃદુ સ્પર્શનો સાથે અલ્પ બહુત્વ.

સર્વથી થોડા ૧ ચક્ષુઇંદ્રિયના કર્કશ ભારે સ્પર્શ, તેથી ૨ શ્રોત્રેંદ્રિયના કર્કશ ભારે સ્પર્શ અનંત ગુણ, તેથી ૩ ઘ્રાણેંદ્રિયના અનંત ગુણ, તેથી ૪ રસેંદ્રિયના અનંત ગુણ, તેથી ૫ સ્પર્શેંદ્રિયના અનંત ગુણ, તેથી ૬ સ્પર્શેંદ્રિયના હલકા મૃદુ સ્પર્શ અનંત ગુણ, તેથી ૭ રસેંદ્રિયના હલકા મૃદુ સ્પર્શ અનંત ગુણ, તેથી ૮ ઘ્રાણેંદ્રિયના હલકા મૃદુ સ્પર્શ અનંત ગુણ, તેથી ૯ શ્રોત્રેંદ્રિયના હલકા મૃદુ સ્પર્શ અનંત ગુણ, તેથી ૧૦ ચક્ષુઇંદ્રિયના હલકા મૃદુ સ્પર્શ અનંત ગુણ

## ૭ સ્પૃષ્ટ દ્વાર.

ઇંદ્રિયોને જે પુદ્‌ગલો આવી સ્પર્શે તે પુદ્‌ગલોને ઇંદ્રિયો ગ્રહે તે

પાંચ ઇંદ્રિયમાં ચક્ષુઇંદ્રિય વિના ચાર ઇંદ્રિયોને પુદ્‌ગલો આવી સ્પર્શે છે ચક્ષુ ઇંદ્રિયને આવી સ્પર્શતા નથી.

## ૮ પ્રવિષ્ટ દ્વાર

જે ઇન્દ્રિયોને વિષે અભિમુખ (સામા) પુદ્ગલો આવીને પ્રવેશ કરે તે પ્રવિષ્ટ કહીએ.

પાંચ ઇન્દ્રિયમાં ચક્ષુ ઇન્દ્રિય વિના ચાર ઇન્દ્રિય પ્રવિષ્ટ છે ને ચક્ષુ ઇન્દ્રિય અપ્રવિષ્ટ છે

## ૯ વિષય શક્તિ દ્વાર

દરેક જાતિની દરેક ઇન્દ્રિયનો વિષય જઘન્ય અંગુલનો અસંખ્યાતમો ભાગ ઉત્કૃષ્ટ યંત્ર મુજબ

| જાતિ પાંચ | શ્રોત્રેન્દ્રિય | ચક્ષુઇન્દ્રિય | ઘ્રાણેન્દ્રિય | રસેન્દ્રિય | સ્પર્શેન્દ્રિય |
|---|---|---|---|---|---|
| એકેન્દ્રિય | | | | | ૪ ધનુષ |
| બેઇન્દ્રિય | | | | ૬૪ ધનુષ | ૮૦ ધનુષ |
| ત્રેઇન્દ્રિય | | | ૧૦ ધનુ | ૧૨૮ ધનુ | ૧૬ ૦ ધનુ |
| ચોરિન્દ્રિય | | ૨૯૫૪ યો૦ | ૨ ધનુ | ૨૫૬ ધનુ | ૩૨ ધનુષ |
| અસન્ની પંચેન્દ્રિય | ૧ યોજન | ૫૯ ૮ યો | ૪ ધનુ | ૫૧૨ ધનુ | ૬૪ ધનુ |
| સન્ની પંચેન્દ્રિય | ૧૨ યોજન | ૧ લાખ યો જાજેરી | ૯ યોજન | ૯ યોજન | ૯ યોજન |

## ૧૦ અનાકાર (ઉપયોગ) દ્વાર

### જઘન્ય ઉપયોગ કાળનો અલ્પ બહુત્વ

સર્વથી થોડો ૧ ચક્ષુઇન્દ્રિયનો જઘન્ય ઉપયોગ કાળ તેથી ૨ શ્રોત્રેન્દ્રિયનો જઘન્ય ઉપયોગ કાળ વિશેષ, તેથી ૩ ઘ્રાણેન્દ્રિયનો જઘન્ય ઉપયોગ કાળ વિશેષ તેથી ૪ રસેન્દ્રિયનો જઘન્ય ઉપયોગ કાળ વિશેષ તેથી ૫ સ્પર્શેન્દ્રિયનો જઘન્ય ઉપયોગ કાળ વિશેષ.

### ઉત્કૃષ્ટ ઉપયોગ કાળનો અલ્પ બહુત્વ

સર્વથી થોડો ૧ ચક્ષુઇન્દ્રિયનો ઉત્કૃષ્ટ ઉપયોગ કાળ તેથી ૨ શ્રોત્રેન્દ્રિયનો ઉત્કૃષ્ટ ઉપયોગ કાળ વિશેષ, તેથી ૩ ઘ્રાણેન્દ્રિયનો ઉત્કૃષ્ટ ઉપયોગ કાળ વિશેષ, તેથી ૪ રસેન્દ્રિયનો ઉત્કૃષ્ટ ઉપયોગ કાળ વિશેષ, તેથી ૫ સ્પર્શેન્દ્રિયનો ઉત્કૃષ્ટ ઉપયોગ કાળ વિશેષ

ઉપયોગ જઘન્ય ઉત્કૃષ્ટ બેનો એકઠો અલ્પ બહુત્વ.

સર્વથી થોડો ૧ ચક્ષુઇંદ્રિયનો જઘન્ય ઉપયોગ કાળ, તેથી ૨ શ્રોતેંદ્રિયનો જઘન્ય ઉપયોગ કાળ વિશેષ, તેથી ૩ ધાણેંદ્રિયનો જઘન્ય ઉપયોગ કાળ વિશેષ, તેથી ૪ રસેંદ્રિયનો જઘન્ય ઉપયોગ કાળ વિશેષ, તેથી ૫ સ્પર્શેંદ્રિયનો જઘન્ય ઉપયોગ કાળ વિશેષ, તેથી ૬ ચક્ષુઇંદ્રિયનો ઉત્કૃષ્ટ ઉપયોગ કાળ વિશેષ તેથી ૭ શ્રોત્રેંદ્રિયનો ઉત્કૃષ્ટ ઉપયોગ કાળ વિશેષ, તેથી ૮ ધાણેંદ્રિયનો ઉત્કૃષ્ટ ઉપયોગ કાળ વિશેષ, તેથી ૯ રસેંદ્રિયનો ઉત્કૃષ્ટ ઉપયોગ કાળ વિશેષ, તેથી ૧૦ સ્પર્શેંદ્રિયનો ઉત્કૃષ્ટ ઉપયોગ કાળ વિશેષ

**૧૧ મો આહાર દ્વાર** સૂત્ર શ્રી પ્રજ્ઞાપનામાંથી જાણવો

**ઇતિ પાંચ ઇંદ્રિય સંપૂર્ણ.**

# (૧૬) રૂપી અરૂપીના બોલ

ગાથા.

**કમ્મઠ પાવઠાણા ય, મણ વયજોગા ય કમ્મ-દેહે;**
**સુહુમ પએસિ ખંધે. એ સવ્વે ચઉ ફાસા. ૧**

**અર્થ:—કર્મ** (૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુષ્ય, ૬ નામ, ૭ ગોત્ર, ૮ અંતરાય) આઠ ૮, **પાપસ્થાનક** (૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન, ૫ પરિગ્રહ, ૬ ક્રોધ, ૭ માન, ૮ માયા, ૯ લોભ, ૧૦ રાગ ૧૧ દ્વેષ, ૧૨ કલેશ, ૧૩ અભ્યાખ્યાન, ૧૪ પિશુન, ૧૫ પરપરિવાદ, ૧૬ રતિ અરતિ, ૧૭ માયા મૃષા, ૧૮ મિથ્યાદર્શનશલ્ય) અઢાર ૧૮, ૨૬, ૨૭ મન યોગ, ૨૮ વચન યોગ, ૨૯ કાર્મણ શરીર, ને ૩૦ સૂક્ષ્મ પ્રદેશી સ્કંધ એ સર્વે ત્રીશ બોલ રૂપી ચઉસ્પર્શી છે તેમાં સોળ સોળ બોલ લાભે તે **પાંચ વર્ણ,** (૧ કાળો ૨ નીલો, ૩ રાતો, ૪ પીળો, ૫ ધોળો), **બે ગંધ,** (તે ૬ સુરભી ગંધ, ૭ દુરભી ગંધ), **પાંચ રસ,** (તે ૮ તીખો, ૯ કડવો, ૧૦ કસાયલો, ૧૧ ખાટો, ૧૨ મીઠો), **ચાર સ્પર્સ,** (તે ૧૩ શીત, ૧૪ ઉષ્ણ, ૧૫ લુખો ને ૧૬ સ્નિગ્ધ) (૧)

ગાથા.

**ઘણ તણુ વાય. ઘનોદહિ, પુઢવિસત્તેવ સતનિરીયાણં;**
**અસ એજ દિવ, સમુદ્દા, કપ્પા, ગેવીજા અણુત્તરા સિદ્ધિ. ૨**

એ સઘળા ૬૧ બોલમા વર્ણ, ગંધ રસ, સ્પર્શ કાંઇ ન લાભે કારણ કે સર્વ બોલ અરૂપીના છે.

ઇતિ રૂપી અરૂપીના બોલ સંપૂર્ણ

# (૧૭) મોટો બાસઠીયો

ગાથા

૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦
, ગઇ, ઇંદ્રિય, કાય, જોગ, વેદેય, કસાય, લેસ્સા, સમ્મત, નાણ.
૧ ૧૨ ૧૩ ૧૪
ણુ, સંજય, ઉવઓગ આહારે. ૧
૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧
ગ. પરિત, પજજત્ત, સુહુમ, સન્ની. ભવશ્થિય, ચરિમ તેસિ
ણું, બાસઠીયા હોય નાયવ્વા. ૨.

એ એકવિશ દ્વારની બે ગાથા, તેનો વિસ્તાર.

૧ સુચ્ચય જીવ દ્વારનો એક ભેદ.

૨ ગતિ દ્વારના આઠ ભેદ

૧ નરકની ગતિ ૨ તિર્યંચની ગતિ, ૩ તિર્યંચાણીની ગતિ, ૪ મનુષ્યની , ૫ મનષ્યાણીની ગતિ, ૬ દેવની ગતિ ૭ દેવાંગનાની ગતિ ૮ સિદ્ધની ગતિ

૩ ઇંદ્રિય દ્વારના સાત બોલ

૧ સઇંદ્રિય, ૨ એકેંદ્રિય, ૩ બેઇંદ્રિય, ૪ ત્રિઇંદ્રિય, ૫ ચૌરેંદ્રિય ૬ પેંદ્રિય, ૭ અનિંદ્રિય

કાય દ્વારના આઠ બોલ

૧ સકાય, ૨ પૃથ્વીકાય, ૩ અપકાય, ૪ તેઉકાય, ૫ વાયુકાય ૬ સ્પતિકાય. ૭ ત્રસકાય ૮ અકાય

૫ યોગ દ્વારના પાંચ બોલ

૧ સયોગ ૨ મનો યોગ, ૩ વચન યોગ, ૪ કાય યોગ, ૫ અયોગ

૬ વેદ દ્વારના પાંચ બોલ

૧ સવેદ, ૨ સ્ત્રી વેદ ૩ પુરૂષ વેદ, ૪ નપુંસક વેદ. ૫ અવેદ

**પહેલું નામ દ્વાર ૧.** બીજું ગુણ દ્વાર ૨, ત્રીજુ ઉવવાય દ્વાર ૩ ચોથુ સ્થિતિ દ્વાર ૪, પાચમું રૂદ્ધિ તથા વિકુવણા દ્વાર ૫, છઠ્ઠે ચવણ દ્વાર ૬, સાતમુ સચિઠણા દ્વાર ૭, આઠમું અંતર દ્વાર, ૮ નવમું અલ્પ બહુત્વ દ્વાર ૯. એ નવ દ્વાર, પાચ દેવ ઉપર ઉતારે છે ભવિય દ્રવ્યદેવ ૧, નરદેવ ૨, ધર્મદેવ ૩, દેવાધિદેવ ૪, ભાવદેવ ૫, ઇતિ પહેલુ નામ દ્વાર ૧

**બીજું ગુણ દ્વાર**—મનુષ્ય તથા તિર્યંચ પચેંદ્રિય જેને દેવતામા ઉપજવુ છે તેને ભવિય દ્રવ્યદેવ કહીએ. ૧. નરદેવ કયે ગુણે કહીએ? ચક્રવર્તીની રિદ્ધિ ભોગવે તે ગુણે નરદેવ કહીએ ચક્રવર્તીની રિદ્ધિ વર્ણવીએ છીએ, નવનિધાન ચૌદ રત્ન, ચોરાશી લાખ હાથી ચોરાશી લાખ ઘોડા, ચોરાશી લાખ રથ છન્નુ ક્રોડી પાયદલ, બત્રીસ હજાર મુકુટબધી રાજા, બત્રીસ હજાર સામાનિક રાજા સોળ હજાર દેવતા ચાકરી કરે, ચોસઠ હજાર સ્ત્રી, ત્રણસે ને સાઠ રસોઇયા. વીસ હજાર સોનાના આગાર વગેરે ૨ ધર્મદેવ કયે ગુણે કહીએ? આઠ પ્રવચન માતાના સેવનાર. નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલણહાર દશવિધ જતિધર્મના પાલણહાર બારે ભેદે તપસ્યાના કરનાર, સત્તર ભેદે સજમના પાળનાર, બાવીસ પરિસહના સહનાર, સત્તાવીસ ગુણે કરી સહિત, તેત્રીસ આશાતનાના ટાળનાર, છન્નુ દોષ-રહિત આહારપાણીના લેનાર, એવે ગુણે ધર્મદેવ કહીએ ૩ દેવાધિદેવ કયે ગુણે કહીએ? ચોત્રીસ અતિશયે કરી બિરાજમાન, પાંત્રીસ વચન વાણીના ગુણે કરી સહિત, ચોસઠ ઇદ્રના પૂજનીક એક હજાર ને અષ્ટ ઉત્તમ લક્ષણના ધણી, અઢાર દોષ-રહિત અને બાર ગુણે કરી સહિત હોય,, અઢાર દોષરહિત તે અજ્ઞાન ૧ ક્રોધ ૨, મદ ૩, માન ૪, માયા ૫, લોભ ૬, રતિ ૭, અરતિ ૮, નિદ્રા ૯, શોક ૧૦, અસત્ય ૧૧, ચોરી ૧૨, મત્સર ૧૩, ભય ૧૪ પ્રાણીવધ, ૧૫, પ્રેમ ૧૬ ક્રીડા પ્રસગ ૧૭, હાસ્ય ૧૮ એ ૧૮ દોષ રહિત બાર ગુણે કરી સહિત તે ૧૨ ગુણ કહે છે—જ્યા જ્યા ભગવત ઊભા રહે, બેસે, સમોસરે, ત્યા ત્યા દશ બોલ સહિત તે ભગવતથી બારગુણો ઉચો તતકાળ અશોક વૃક્ષ થઇ આવે ને સ્વામીને છાયડો કરે ૧ ભગવત જ્યા જ્યા સમોસરે ત્યા ત્યા પાચવર્ણો અચેત ફુલની વૃષ્ટિ થાય ને ઢિચણ પ્રમાણે ઢગલા થાય ૨ ભગવતની જોજન પ્રમાણે વાણી વિસ્તરે ને સહુના મનનો સશય હરે, ૩ ભગવતને ચોવીસ જોડ ચામર વિંઝાય ૪ સ્ફટિક રત્નમય પાદપીઠ સહિત સિહાસન સ્વામીની આગળ થાય ૫ ભામડળ અંબોડાને ઠેકાણે તેજમડળ બિરાજે, દિશોદિશના અધકાર ટાળે, ૬, આકાશે સાડાબાર ક્રોડ ગેબી વાજાં વાગે. ૭ ભગવંતની ઉપર ત્રણ છત્ર ઉપરા-ઉપરી બિરાજે ૮ અનત જ્ઞાન અતિશય ૯ અનત અર્ચા અતિશય—પરમ પૂજ્ય-પણુ ૧૦, અનંત વચન અતિશય, ૧૧ અનત અપાયાપગમ અતિશય, તે સર્વ

જેટલી અધુરી રહે, ત્યાંસુધી લબ્ધિ અપર્યાપ્તો કહેવાય છે અને પોતાની જાતિની હદ સુધી પૂરી બંધાઈ રહે ત્યારે તેને લબ્ધિ પર્યાપ્તો કહે છે એ કરણ તથા લબ્ધિ અપર્યાપ્તામાં ચાર ભેદ કહ્યા.

શિષ્ય—હે ગુરૂ ! જે જીવ મરણ પામે છે તે અપર્યાપ્તામાં કે પર્યાપ્તામાં ?

ગુરૂ—હે શિષ્ય ! જ્યારે ત્રીજી ઇન્દ્રિય પર્યાપ્તિ બાંધીને જીવ કરણ પર્યાપ્તો થાય છે ત્યારે મરણ નીપજી શકે છે એ ન્યાયથી પર્યાપ્તો થઈ મરણ પામે છે પણ કરણ અપર્યાપ્તાપણે કોઈ જીવ મરણ પામે નહિ. તેમ જ બીજી રીતે અપર્યાપ્તા પણું મરણ કહેવામાં આવે છે. તે લબ્ધિ અપર્યાપ્તાનું મરણ સમજવું તે એમ કે ચારવાળો ત્રીજી પાંચવાળો ત્રીજી, ચોથી. અને છવાળો ત્રીજી, ચોથી ને પાંચમી પર્યાપ્તિ પૂરી બાંધવા પછી મરણ પામે છે હવે બીજી રીતે અપર્યાપ્તો તથા પર્યાપ્તો એને કહેવાય છે કે જેને જેટલી પર્યાપ્તિ થઈ અર્થાત્ બંધાઈ રહી હોય તેને તેટલીનો પર્યાપ્તો કહેવાય છે અને હવે પછી બાંધવાની છે તેનો અપર્યાપ્તો એટલે તેની હજુની પ્રાપ્તિ થઈ શકી નથી એમ પણ કહેવાય છે

ઉપરના બતાવેલા અપર્યાપ્તા તથા પર્યાપ્તાના બે ભેદ સમજી સર્વજ્ઞ ભગવાને અને એકેન્દ્રિય વગેરે અસંજ્ઞી પંચેન્દ્રિયવાળા જીવોને તે ભેદ લાગુ કરવાથી, જીવ તત્ત્વના પાંચસો ને ત્રેસઠ ભેદ વ્યવહાર નયથી જણાય છે અને તે સર્વ કર્મવિપાકના ફળ છે તેમાં જીવની ચોરાસી લાખ યોનિનો સમાવેશ થાય છે તેથી યોનિમાં ફરી ફરીને ઉપજવું જ મરવું અને મરણને આધીન થવું તેના જન્મ મરણને સંસાર સમુદ્ર કહેવાય છે અને તે સર્વ સમુદ્રોથી અનંત ગુણો મોટો છે તેને કિનારે પામવા માટે ધર્મ રૂપી નૌકા છે તે નૌકાના ચલાવનાર જ્ઞાની ગુરૂ છે તેનું કહ્યું કર્યું આજ્ઞા મુજબ વિરાગી. પ્રવર્તન કરનારો ભાવિક ભવ્ય સમાગમની ભાવે પ્રાપ્ત થયેલી જીંદગીનું સાર્થક હંમેશ કરી શકે છે તેમજ સર્વ લોકોએ કરવું તે યોગ્ય છે

ઇતિ અપર્યાપ્તા તથા પર્યાપ્તા દ્વાર સંપૂર્ણ

## (૨૮) પાંચ દેવ

(ભગવતિસૂત્ર, શતક ૧૨ ઉદ્દેશ ૯ મા)

ગાથા

નામ ગુણ ઉવાએ, ઠી વાયુ ભવણ સંચિઠણા,
અંતર અપ્પા બહુચ મ, નવ ભેએ દેવ ઠાણમે ૧

**આઠમું અંતર દ્વાર**—ભવિય દ્રવ્યદેવનું આતરૂ પડે તો જ૦ દશ હજાર વર્ષ અને અતર્મુહુર્ત અધિક ઉત૦ અનતાકાલનુ ૧ નરદેવનું જ૦ એક સાગર ઝાઝેરૂ, ઉત૦ અર્ધ પુદ્ગલ પરાવર્તન દેશે ઉણું ૨. ધર્મદેવનુ જ૦ બે પલ્ય ઝાઝેરૂ, ઉત૦ અર્ધ પદ્ગલ પરાવર્તન દેશે ઉણુ ૩ દેવાધિદેવનું આતરૂં નથી. ૪ ભાવદેવનું જ૦ અતર્મુહુર્તનુ, ઉત૦ અનતા કાળનુ ૫. ઇતિ આઠમુ અંતરદ્વાર

**નવમું અલ્પ બહુત્વ દ્વાર**—સર્વથી થોડા નરદેવ ૧ તેથી દેવાધિદેવ સંખ્યાત ગુણા ૨ તેથી ધર્મદેવ સખ્યાત ગુણા ૩, તેથી ભવિય દ્રવ્યદેવ અસ-ખ્યાત ગુણા ૪ તેથી ભાવદેવ અસખ્યાત ગુણા ૫ ઈતિ નવમુ અલ્પ બહુત્વદ્વાર

**ઈતિ પાંચ દેવના થાકડા સંપૂર્ણ**

---

# (૨૯) આરાધક—વિરાધક.

---

**(શ્રી ભગવતિજી સૂત્ર. શતક પહેલે. ઉદ્દેશ બીજે)**

૧ અસજતિ ભવ્ય દ્રવ્યદેવ જઘન્ય ભવનપતિ
ઉત્કૃષ્ટા નવ ગ્રૈવેયક સુધી જાય

૨ આરાધક સાધુ જ૦ પહેલા દેવલોક શુધી,
ઉ૦ સર્વાર્થસિધ્ધ વિમાન સુધી જાય.

૩ વિરાધક સાધુ જ૦ ભવનપતિ,
ઉ૦ પહેલા દેવલોક સુધી જાય

૪ આરાધક શ્રાવક૦ જ૦ પહેલા દેવલોક સુધી,
ઉ૦ બારમા દેવલોક સુધી જાય.

૫ વિરાધક શ્રાવક જ૦ ભવનપતિ,
ઉ૦ જ્યોતિષી સુધી જાય.

૬ અસન્નૌ તિર્યંચ જ૦ ભવનપતિ,
ઉ૦ વાણુવ્યતર સુધી જાય.

૭ તાપસના મતવાળા જ૦ ભવનપતિ,
ઉ૦ જ્યોતિષી સુધિ જાય

૮ કદર્પિયા સાધુ જ૦ ભવનપતિ,
ઉ૦ પહેલા દેવલોક સુધિ જાય

૯ અબડ સન્યાસીના મતવાળા જ૦ ભવનપતિ,
ઉ૦ પાચમા દેવલોક સુધી જાય

**ચારિત્રાચારના ૮ ભેદ**-૧ ઇર્યા સમિતિ, ૨ ભાષા સમિતિ, ૩ એષણા સમિતિ, ૪ આયાણભંડમતનિખેવણા સમિતિ ૫ ઉચારપાસવણ ખેલ, જળ, સંધાણ પરિઠાવણીઆ સમિતિ, ૬ મન ગુપ્તિ, ૭ વચન ગુપ્તિ, ૮ કાય ગુપ્તિ

**તપાચારના બાર ભેદ**:-૭ બાહ્ય અને ૭ અભ્યંતર, એ બાર, ૭ બાહ્ય તપના નામ-૧ અણુસણ ૨ ઉણોદરી ૩ વૃત્તિસંક્ષેપ, ૪ રસપરિત્યાગ, ૫ કાયકલેશ ૬ ઇંદ્રિયપ્રતિસંલીનતા, આભ્યંતર તપના ૭ ભેદ-૧ પ્રાયશ્ચિત ૨ વિનય, ૩ વૈયાવચ્ચ, ૪ સજ્ઝાય, ૫ ધ્યાન, ૬ કાર્યોત્સર્ગ, એમ કુલ બાર ભેદ તપાચારના જાણવા, તેમા ઇહલોક પરલોકના સુખની વાંછારહિત તપ કરે, અથવા આજીવિકા રહિત તપ કરે એ તપના બાર આચાર જાણવા

**વીર્યાચારના ત્રણ ભેદ**-૧ બળ, વીર્ય, ધર્મ, કામમા ગોપવે નહિ ૨ પૂર્વોક્ત ૩૬ બોલમા ઉદ્યમ કરે, શક્તિ અનુસાર કામ કરે એવં ૩૯ ભેદ આચાર ધર્મના કહ્યા,

હવે **બીજો ક્રિયાધર્મ**-તેના સીતેર ભેદના નામ-ચાર પ્રકારે પિંડ વિશુદ્ધિ ૪ પાચ સમિતિ, ૫ બાર પ્રકારની ભાવના ૧૨, સાધુની બાર પડિમા, ૧૨, પાચ ઇંદ્રિયનો નિરોધ, ૫, પચીસ પ્રકારની પડીલેહણા ૨૫, ત્રણ ગુપ્તિ ૩ ચાર અભિગ્રહ, ૪, એવં ૭૦.

હવે **ત્રીજો દયા ધર્મ**-તેના આઠ ભેદના નામ કહે છે. ૧ પ્રથમ સ્વદયા તે પોતાના આત્માને પાપથીબચાવે તે, ૨ પરદયા તે બીજા જીવની રક્ષા કરવી તે, ૩ દ્રવ્ય દયા, તે દેખાદેખી દયા પાળે તે અથવા શરમથી જીવની રક્ષા કરવી તે અથવા કુળ આચારે દયા પાળે તે. ૪ ભાવદયા, તે જ્ઞાનના જોગે કરીને જીવને જીવાત્મા જાણીને, તે ઉપર અનુકંપા લાવી તેનો જીવ બચાવવો તે ૫ વહેવાર દયા તે જેવી શ્રાવકને દયા પાળવાની કહી છે તે સાચવે તે, ઘરના અનેક કામ-કાજ કરતાં જતના રાખતી તે. ૬ નિશ્ચય દયા, તે આપણા આત્માને કર્મબંધથી છોડાવવો તેનો ખુલાસો એ છે કે પુદ્ગલ પરવસ્તુ છે તેના ઉપરથી મમતા ઉતારીને, તેનો પરિચય છાડીને, આપણા આત્માના ગુણમા રમણ કરવુ, જીવનું કર્મરહિત શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવુ તે નિશ્ચય દયા ચૌદમા ગુણસ્થાનકને અંતે સંપૂર્ણ લાભે, ૭ સ્વરૂપદયા, તે કોઇ જીવને મારવાને ભાવે પહેલા તે જીવને સારી રીત ખવરાવે અને શરીરે માતો કરે, સાર સંભાળ લે એ દયા ઉપરથી દેખાવ માત્ર છે પરંતુ પાછળથી તે જીવને મારવાના પરિણામ છે, તે ઉતરાધ્યયન સૂત્રમા સાતમા અધ્યયને બોકડાના અધિકારથી સમજવુ, ૮ અનુબંધ દયા, તે જીવને ત્રાસ પમાડે પણ અંતરથી તેને શાતા દેવાનો કામી છે તે, જેમકે માતા પુત્રને

**ચારિત્રાચારના ૮ ભેદ**–૧ ઈર્યા સમિતિ, ૨ ભાષા સમિતિ, ૩ એષણા સમિતિ, ૪ આયાણભંડમતનિખેવણા સમિતિ ૫ ઉચારપાસવણ ખેલ, જળ, સંઘાણ પરિઠાવણીઆ સમિતિ, ૬ મન ગુપ્તિ, ૭ વચન ગુપ્તિ, ૮ કાય ગુપ્તિ

**તપાચારના બાર ભેદ**:–૭ બાહ્ય અને ૭ અભ્યંતર, એ બાર, ૭ બાહ્ય તપના નામ–૧ અણસણ ૨ ઉણોદરી ૩ વૃત્તિસંક્ષેપ, ૪ રસપરિત્યાગ, ૫ કાયકલેશ ૬ ઇંદ્રિયપ્રતિસંલીનતા, આભ્યંતર તપના ૭ ભેદ–૧ પ્રાયશ્ચિત ૨ વિનય, ૩ વૈયાવચ્ચ, ૪ સઝાય, ૫ ધ્યાન, ૬ કાર્યોત્સર્ગ, એમ કુલ બાર ભેદ તપાચારના જાણવા, તેમા ઈહલોક પરલોકના સુખની વાંછારહિત તપ કરે, અથવા આજીવિકા રહિત તપ કરે એ તપનાં બાર આચાર જાણવા

**વીર્યાચારના ત્રણ ભેદ**–૧ બળ, વીર્ય, ધર્મ, કામમા ગોપવે નહિ ૨ પૂર્વોક્ત ૩૬ બોલમા ઉદ્યમ કરે, શક્તિ અનુસાર કામ કરે અવં ૩૯ ભેદ આચાર ધર્મના કહ્યા,

હવે **બીજો ક્રિયાધર્મ**–તેના સીતેર ભેદના નામ–ચાર પ્રકારે પિંડ વિશુદ્ધિ ૪ પાચ સમિતિ, ૫ બાર પ્રકારની ભાવના ૧૨, સાધુની બાર પડિમા, ૧૨, પાચ ઇંદ્રિયનો નિરોધ, ૫, પચીસ પ્રકારની પડીલેહણા ૨૫, ત્રણ ગુપ્તિ ૩ ચાર અભિગ્રહ, ૪, એવ ૭૦.

હવે **ત્રીજો દયા ધર્મ**–તેના આઠ ભેદના નામ કહે છે. ૧ પ્રથમ સ્વદયા તે પોતાના આત્માને પાપથીબચાવે તે, ૨ પરદયા. તે બીજા જીવની રક્ષા કરવી તે, ૩ દ્રવ્ય દયા, તે દેખાદેખી દયા પાળે તે અથવા શરમથી જીવની રક્ષા કરવી. તે અથવા કુળ આચારે દયા પાળે તે. ૪ ભાવદયા, તે જ્ઞાનના જોગે કરીને જીવને જીવાત્મા જાણીને, તે ઉપર અનુકંપા લાવી તેનો જીવ બચાવવો તે ૫ વહેવાર દયા તે જેવી શ્રાવકને દયા પાળવાની કહી છે તે સાચવે તે, ઘરના અનેક કામ–કાજ કરતા જતના રાખવી તે. ૬ નિશ્ચય દયા, તે આપણા આત્માને કર્મબંધથી છોડાવવો તેનો ખુલાસો એ છે કે પુદ્‌ગલ પરવસ્તુ છે તેના ઉપરથી મમતા ઉતારીને, તેનો પરિચય છાંડીને, આપણા આત્માના ગુણમા રમણ કરવુ, જીવનુ કર્મરહિત શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવુ તે નિશ્ચય દયા ચૌદમા ગુણસ્થાનકને અંતે સંપૂર્ણ લાભે, ૭ સ્વરૂપદયા, તે કોઈ જીવને મારવાને ભાવે પહેલા તે જીવને સારી રીતે ખવરાવે અને શરીરે માતો કરે, સાર સંભાળ લે એ દયા ઉપરથી દેખાવ માત્ર છે પરંતુ પાછળથી તે જીવને મારવાના પરિણામ છે, તે ઉતરાધ્યયન સૂત્રમા સાતમા અધ્યયને બોકડાના અધિકારથી સમજવું, ૮ અનુબંધ દયા, તે જીવને ત્રાસ પમાડે પણ અંતરથી તેને શાતા દેવાનો કામી છે તે, જેમકે માતા પુત્રને

રોગ મટાડવાને અર્થે કડવું ઔષધ પાય પણ અંતરથી તેનું ભલું ચાહે છે તથા જેમ પિતા પુત્રને ભલી શિખામણ આપવા માટે ઉપરથી તર્જના કરે મારે, પણ અંતરથી તેના ગુણ વધારવા માટે ભલું ચહાય છે

ચોથો સ્વભાવ ધર્મ—તે જે વસ્તુ જીવ અથવા અજીવ તેની જે પ્રકૃતિ છે તેના બે ભેદ—તેમાં એક શુદ્ધ સ્વભાવથી અને બીજો કર્મના સંજોગથી અશુદ્ધ પ્રકૃતિ છે તે જીવને વિષય કષાયનાં સંજોગથી વિભાવના થાય છે હવે જીવ અને પુદ્ગલને વિભાવ છે તેને દૂર કરીને જીવ આપણા જ્ઞાનાદિક ગુણમાં રમણ કરે, તે સ્વભાવ ધર્મ અને પુદ્ગલનો એક વર્ણ એક ગંધ, એક રસ બે ફરસમાં રમણ થાય તે પુદ્ગલનો શુધ્ધ સ્વભાવ ધર્મ જાણવો. એ સિવાય બીજા ચાર દ્રવ્યમાં સ્વભાવ ધર્મ છે પણ વિભાવ ધર્મ નથી, એ ચલણ ગુણ, સ્થિર ગુણ અવકાશ ગુણ, વર્તના ગુણ, તે પોતપોતાના સ્વભાવને છોડતા નથી તે માટે શુધ્ધ સ્વભાવ ધર્મ છે એ ચાર પ્રકારની ધર્મ જાગરિકા કહી.

બીજી અધર્મ જાગરિકા—તે સંસારમાં ધન કુટુંબ પરિવારનો સંજોગ મેળવવો, તેને માટે આરંભાદિક કરવાં તેની રક્ષા કરવી તેના ઉપર દ્રષ્ટિ રાખવી તે અધર્મ જાગરિકા જાણવી.

ત્રીજી સુદખુ જાગરિકા—તે સુ કહેતાં ભલી, દખુ કહેતાં ચતુરાઈવાળી જાગરિકા એ જાગરિકા શ્રાવકને હોય છે કેમકે ધર્મનું જ્ઞાન દર્શન સહિત ધન કુટુંબાદિક તથા વિષય કષાયને ખોટા જાણે છે તેથી નિવર્ત્યો છે ઉદાસભાવથી ઉદાસીનપણે છે ત્રણ મનોરથ ચિંતવે છે તે સુદખુ જાગરિકા જાણવી.

ઇતિ ત્રણ જાગરિકા સંપૂર્ણ

---

## (૩૧) છ કાયના ભવ

---

શ્રી ગૌતમ સ્વામી વીર ભગવાનને વંદણા નમસ્કાર કરી પૂછતા હવા કે હે ભગવન્ ! છ કાયના જીવ અંતર્મુહૂર્તમાં કેટલા ભવ કરે ?

વીર ભગવાને કહ્યું કે હે ગૌતમ ! પૃથ્વી પાણી, અગ્નિ, વાયરો, એ જઘન્ય એક ભવ કરે, ઉત્કૃષ્ટા બાર હજાર આઠસેં ચોવીસ ભવ એક અંતર્મુહૂર્તમાં કરે,

અને વનસ્પતિના બે ભેદ, તે પ્રત્યેક અને સાધારણ હવે પ્રત્યેક, જઘન્ય એક ભવ ઉત્કૃષ્ટા બાવીસ હજાર ભવ કરે અને સાધારણ જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા પાંસઠ હજાર પાચસે છત્રીસ ભવ કરે, બેઇંદ્રિય, જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા એંસી ભવ કરે તેઇંદ્રિય, જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા સાઠ ભવ કરે, ચૌરેન્દ્રિય, જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા ચાલીસ ભવ કરે. અસંગ્ની તિર્યંચ, જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા ચોવીસ ભવ કરે, સંગ્ની તિર્યંચ અને સંગ્ની મનુષ્ય, જઘન્ય અને ઉત્કૃષ્ટો એક ભવ કરે

ઇતિ છ કાયના ભવ સંપૂર્ણ

# (૩૨) અવધિ પદ.

શ્રી પન્નવણાજી સૂત્ર પદ તેત્રીસમે અવધિ પદનો થોકડો ચાલ્યો તેમા પ્રથમ દશ દ્વાર છે, તેના નામ કહે છે - ભેદ દ્વાર ૧ વિષય દ્વાર ૨, સંઠાણ દ્વાર ૩ આભ્યંતર અને બાહ્ય દ્વાર ૪, દેશ થકી અને સર્વ થકી ૫, અણુગામી ૬, હાયમાન અને વર્દ્ધમાન ૭, અવઠીયા ૮, પડવાઇ ૯, અપડવાઈ ૧

**૧-પહેલો ભેદ દ્વાર**-તેમા નારકી અને દેવતા ભવ પ્રત્યે દેખે એટલે ઉપજતી વખતે સાથે અવધિજ્ઞાન હોય છે તિર્યંગ અને મનુષ્ય ક્ષયોપશમ પ્રમાણે દેખે

**૨-બીજો વિષય દ્વાર**-એટલે પહેલી નરકના નારકી જઘન્ય સાડાત્રણ ગાઉ દેખે, ઉત્કૃષ્ટા ચાર ગાઉ દેખે, બીજી નરકના નારકી જઘન્ય ત્રણ ગાઉ, ઉત્કૃષ્ટા સાડાત્રણ ગાઉ દેખે, ત્રીજી નરકના નારકી જ૦ અઢી ગાઉ, ઉ૦ ત્રણ ગાઉ દેખે ચોથી નરકના નારકી જ૦ બે ગાઉ, ઉ૦ અઢી ગાઉ દેખે પાચમીના જ૦ દોઢ ગાઉ, ઉ૦ બે ગાઉ દેખે છઠ્ઠીના જ૦ એક ગાઉ, ઉ૦ દોઢ ગાઉ દેખે. સાતમીના જ૦ અર્ધ ગાઉ, ઉ૦ એક ગાઉ દેખે ભવનપતિ જ૦ પચીસ જોજન સુધી દેખે ઉ૦ ત્રણ પ્રકારનુ દેખે ઊંચુ પહેલા બીજા દેવલોક સુધી, નીચુ ત્રીજી નરકના તળા સુધી, અને ત્રીજુ પલના આઉખાવાળા સંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે, અને સાગરના આઉખાવાળા અસંખ્યાત દ્વીપ સમુદ્ર દેખે વાણવ્યંતર અને નવ નિકાયના દેવતા જ૦ પચીસ જોજન, ઉ૦ ત્રણ પ્રકારનુ દેખે ઊંચુ પહેલા દેવલોક સુધી, નીચુ પાતાળ કળસા સુધી, અને ત્રીજું સંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે જ્યોતિષી અને પહેલા બીજા દેવલોકના દેવતા જ૦ આંગુલનો અસંખ્યાતમો ભાગ

# (૩૩) ધર્મધ્યાન

### ઉવવાઇ સૂત્રપાઠ.

**સે કિં તં ધમ્મેઝાણે ? ચઉવિહે, ચઉપડયારે પન્નતે તંજહા; આણાવિજએ ૧ અવાયવિજયે ૨ વિયાગવિજયે ૩ સંઠાણવિજએ ૪ ધમ્મસ્સણં ઝાણસ્સ ચત્તારિ લખણા પન્નત્તા તંજહા. આણરૂઇ ૧ ૧ નિસગ્ગરૂઇ ૨ સુત્તરૂઇ ૩ ઉવએસરૂઈ ૪; ધમ્મસ્સણં ઝાણસ્સ ચત્તારિ આલબણા પન્નતા તજહા, વાયણા ૧ પુચ્છણા ૨ પરિયટ્ટણા ૩ ધમ્મકહા ૪; ધમ્મસ્સણં ઝાણસ્સ ચત્તારિ અણુપ્પેહા પન્નતા તજહા, એગચ્ચાણુપ્પેહા ૧ અણિચ્ચાણુપ્પેહા ૨ અસરણાણુપ્પેહા ૩ સસારાણુપ્પેહા ૪.**

એ સૂત્ર પાઠ કહ્યો હવે સૂત્રનો અર્થ કહે છે ધર્મ ધ્યાનના ચાર ભેદ. તે માહે પહેલા ભેદનો અર્થ કહે છે **આણાવિજએ** કહેતા વીતરાગની આજ્ઞાનો વિચાર ચીતવવો તે વીતરાગની આજ્ઞા જે સમકિત સહિત બાર વ્રત શ્રાવકની અગ્યાર પડિમા, પંચ મહાવ્રત, ભિખુની બાર પડિમા, શુભધ્યાન, શુભયોગ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, છકાયની રક્ષા એ વીતરાગની આજ્ઞા આરાધવી, તેમાં સમય માત્રનો પ્રમાદ ન કરવો ચતુર્વિધ તીર્થના ગુણ કીર્તન કરવા એ ધર્મ ધ્યાનનો પહેલો ભેદ કહ્યો

હવે ધર્મ ધ્યાનનો બીજો ભેદ કહે છે **અવાયવિજએ** કહેતા સસાર માહે જીવ જે થકી દુ:ખ પામે છે તેનો વિચાર ચીતવવો. તેનો એ વિચાર, મિથ્યાત્વ અવ્રત. પ્રમાદ, કષાય, અશુભયોગ તથા અઢાર પાપસ્થાનક, છકાયની હિંસા, એ દુઃખના કારણ જાણી એવો આશ્રવમાર્ગ છાંડીને સવર માર્ગ આદરવો, જેથી જીવ દુઃખ ન પામે એ ધર્મધ્યાનનો બીજો ભેદ કહ્યો

હવે ધર્મધ્યાનનો ત્રીજો ભેદ કહે છે **વિવાગવિજએ** કહેતા જીવ જે સુખ દુઃખ ભોગવે છે, તે શા થકી તેનો વિચાર ચિતવવો તેનો એ વિચાર, જીવે જેવે રસે કરી પૂર્વે જેવા શુભાશુભ જ્ઞાનાવરણીયાદિક કર્મ ઉપાર્જ્યા છે તે શુભાશુભ કર્મના ઉદયથી જીવ તેવા સુખ દુ:ખ અનુભવે છે તે અનુભવતા થકા કોઇ ઉપર રાગ દ્વેષ ન આણીયે, સમતાભાવ આણીએ. મન, વચન, કાયાના શુભયોગ સહિત શ્રી જૈનધર્મને વિષે પ્રવર્તિયે, જેથી નિરાબાધ પરમ સુખ પામીએ એ ધર્મધ્યાનનો ત્રીજો ભેદ કહ્યો.

બાંધીએ, મિથ્યાત્વે કરી ઉપાર્જ્યાં કર્મ તે સમકિત કરી ખપાવીએ, સમકિત કરી નવા કર્મ ન બાંધિએ, અવ્રતે કરી ઉપાર્જ્યાં કર્મ તે વ્રતે કરી ખપાવીએ વ્રતે કરી નવા કર્મ ન બાંધીએ, પ્રમાદે કરી ઉપાર્જ્યાં કર્મ તે અપ્રમાદે કરી ખપાવીએ, પ્રમાદે કરી નવા કર્મ ન બાંધીએ, કષાય કરી ઉપાર્જ્યાં કર્મ તે કષાયને અણુકરવે કરીને નવા કર્મ ન બાંધીએ અશુભ યોગે કરી ઉપાર્જ્યાં કર્મ તે શુભ યોગે કરી ખપાવીએ, શુભ યોગે કરી નવા કર્મ ન બાંધીએ, પાંચ ઇંદ્રિયના સ્વાદરૂપ આસ્રવે કરી ઉપાર્જ્યાં કર્મ તે તપરૂપ સંવરે કરી ખપાવીએ, તપરૂપ સંવરે કરી નવા કર્મ ન બાંધિએ, માટે અજ્ઞાનાદિક આસ્રવ માર્ગ છાંડીને જ્ઞાનાદિક સંવર માર્ગ આદરવો એવો તીર્થંકરનો ઉપદેશ સાંભળવાની રૂચિ ઉપજે, તેને ઉપદેશ રૂચિ કહીએ, તથા ઉગાઢ રૂચિ પણ કહીએ, એ ધર્મધ્યાનનું ચોથું લક્ષણ કહ્યું.

હવે ધર્મધ્યાનના ચાર આલંબન કહે છે વાયણા, પૂછણા, પરિયટ્ટણા, ધર્મકથા હવે ધર્મધ્યાનનું પહેલું આલંબન **વાયણા** કહે છે વાયણા તે કોને કહીએ? વિનય સહિત જ્ઞાન તથા નિર્જરાને અર્થે સૂત્રના, અર્થના જાણ ગુર્વાદિક સમીપે સૂત્ર તથા અર્થની વાચણી લેવી, તેને વાયણા કહીએ એ ધર્મધ્યાનનું પહેલું આલંબન કહ્યું

હવે ધર્મધ્યાનનું બીજું આલંબન **પૂછણા** કહે છે, પૂછણા તે કેને કહીયે? અપૂર્વ જ્ઞાન પામવાને અર્થે તથા જૈનમત દીપાવવાને અર્થે તથા સંદેહ નિવારવા અર્થે તથા પરની પરીક્ષા લેવાને અર્થે યથાયોગ્ય વિનય સહિત ગુર્વાદિકને પ્રશ્ન પૂછીએ તેને પૂછણા કહિએ એ ધર્મધ્યાનનું બીજું આલંબન કહ્યું

હવે ધર્મધ્યાનનું ત્રીજું આલંબન **પરિયટ્ટણા** કહે છે પરિયટ્ટણા તે કેને કહિએ? પૂર્વે જે જિનભાષિત સૂત્ર અર્થ ભણ્યા છે, તે અસ્ખલિત કરવાને અર્થે તથા નિર્જરાને અર્થે શુદ્ધ ઉપયોગ સહિત શુદ્ધ સૂત્ર અર્થની વારંવાર સઝાય કરે તેને પરિયટ્ટણા કહિયે એ ધર્મધ્યાનનું ત્રીજું આલંબન કહ્યું.

હવે ધર્મધ્યાનનું ચોથું આલંબન **ધર્મકથા** કહે છે, ધર્મ કથા તે કેને કહિએ? વીતરાગે જે ભાવ જેવા પ્રરૂપ્યા છે, તે ભાવ પોતે ગ્રહીને વિશેષે નિશ્ચય કરીને શંકા કંખા વિતિગિચ્છા રહિતપણે પોતાની નિર્જરાને અર્થે પરના ઉપકારને અર્થે સભા મધ્યે તે ભાવ તેવાજ પ્રરૂપીએ તેને ધર્મકથા કહીએ એવી ધર્મકથા કહેતા થકાં અને સાંભળીને સર્દ્દહતા થકા તે બન્ને વીતરાગની આજ્ઞાના આરાધક હોય તે ધર્મકથા-સંવરરૂપી વૃક્ષ સેવીએ, તેથી મનવંછિત સુખ પામીએ તે સંવરરૂપી વૃક્ષ વખાણીએ છીએ તે સંવરરૂપી વૃક્ષ કેવું છે? જેનું વિશુદ્ધ સમકિતરૂપ મૂલ છે, ધૈર્યરૂપ કંદ છે, વિનયરૂપ વેદિકા છે તીર્થંકર તથા ચાર તીર્થના ગુણ કીર્તનરૂપ સ્કંધ છે, પાંચ મહાવ્રતરૂપ મોટી શાખા છે, પચીસ ભાવનારૂપ

દેવગુરૂ ઉત્તરકુરૂ મધ્યે યુગલયુગલાણી થયો, ત્યા મહામનોહરરૂપ મનવંછિત સુખ ભોગવ્યા દશ પ્રકારના કલ્પવૃક્ષથી મનવછિત સુખ ભોગવ્યા, આ પુરૂષને ક્ષણ માત્રનો વિયોગ ન પડે ૩ પલ્યોપમ, સુધી નિરતર સુખ વિલસ્યા, હરિવાસ રમકવાસ મધ્યે ૨ પલ્યોપમ, હેમવયક્ષેત્ર, હિરણ્યવયક્ષેત્ર મધ્યે ૧ પલ્યસુધી, છપન અતર્દ્વીપો મધ્યે પલ્યોપમનો અસખ્યાતમો ભાગ, યુગલ યુગલાણીપણે અનંતીવાર, સ્ત્રી પુરૂષના રૂપ લઈ ખેલ્યો પણ આત્મા તૃપ્તિ ન પામ્યો વળી ચક્રવર્તીને ઘેર સ્ત્રીરત્નપણે લક્ષ્મી સરિખા રૂપ અનતીવાર જીવ લઇ ખેલ્યો પણ તૃપ્તિ ન પામ્યો વાસુદેવ, મડલીક રાજા, પ્રધાન વ્યવહારીયાને ઘરે સ્ત્રીપણે મનોજ્ઞ સુખોમા પૂર્વક્રોડાદિકના આઉખાપણે પ્રવર્ત્યો વળી તેજ જીવ મનુષ્ય મધ્યે કુરૂપવાસ, દુર્ભાગી, નીચ કુલ દરિદ્રિ ભર્ત્તારની સ્ત્રીપણે. અલછરૂપ દુર્ભાગીણીપણે, નટવાપણે પ્રવર્ત્યો, છના મનુષ્યપણે સ્ત્રી પુરૂષના અવતાર પૂરા ન થયા વળી તિર્યંચ પચેન્દ્રિય જલચરાદિ મધ્યે સ્ત્રી વેદે પુરૂષ વેદે પ્રવર્ત્યો, વળી તે જીવ સાત નરકમા એકેદ્રિયમા, ત્રણ વિકલેદ્રિય તથા અસન્ની તિર્યંચ મનુષ્ય મધ્યે નિશ્ચમા નપુંસક વેદે અને સન્ની તિર્યંચ મનુષ્ય મધ્યે પણ નપુસક હોય તે સર્વે નપુસકવેદે જીવ પ્રવર્ત્યો પરમાર્થે લાગઠ સ્ત્રી વેદે પ્રવર્ત્યો તે ઉત્કૃષ્ટા એકસો દશ પલ્ય અને પ્રથક્ પૂર્વ ક્રોડ સુધી સ્ત્રીવેદે ખેલ્યો જઘન્ય આઉખા ભોગવ્યા આશ્રી અંતર્મુહૂર્ત. પુરૂષવેદે ઉત્કૃષ્ટે પ્રથક સો સાગર ઝાઝેરા સુધી પુરૂષવેદ મધ્યે ખેલ્યો જઘન્ય આઉખા ભોગવ્યા આશ્રી અતર્મુહૂર્ત. નપુસકવેદે ઉત્કૃષ્ટો અનતા કાલચક્ર અસંખ્યાતા પુદ્ગલ પરાવર્તન સુધી નપુસકવેદે ખેલ્યો જ્યા ગયો ત્યા એકલો પુદ્ગલને સયોગે અનેક રૂપ પરાવર્તન કીધા એ સર્વ વ્યવહાર નય જીવને વિષે જાણવો એવા પરિભ્રમણનો મિટાવણહાર શ્રી જૈનધર્મને વિષે શુદ્ધ સદ્દહણા સહિત શુદ્ધ ઉદ્યમ પરાક્રમનુ ફેરવવુ થાય ત્યારેજ આત્માનુ સાધન થાય, તે વારે સિદ્ધપણ પામે, તેમા એકલોજ નિશ્ચય નય આત્મા જાણવો જ્યારે શુદ્ધ વ્યવહારે પ્રવર્તે ને અશુદ્ધ વ્યવહાર મટાડે તે વારે સિદ્ધ હોય એવો મારો એક આત્મા છે જે ભણી અપર પરિવાર તે સ્વાર્થરૂપી છે અને પડગસા, મીમસા વીસસા પુદ્ગલ તે પર્યવે કરી જેવે સ્વભાવે છે, તેવે સ્વભાવે ન રહે તે પણ અશાશ્વતા છે- તે માટે એક મારો પોતાનો આત્મા પોતાના કાર્યનો સાધક શાશ્વતો જાણીને પોતાના આત્મા સાધન કરીયે એ ધર્મધ્યાનની પહેલી અણુપ્પેહા કહી.

હવે ધર્મધ્યાનની બીજી અણુપ્પેહા કહે છે :અણીચ્ચાણુપ્પેહા તે કેને કહીયે ? રૂપી પુદ્ગલની અનેક પ્રકારે યતના કરિયે તે પણ અનિત્ય છે, નિત્ય એક શ્રી જૈનધર્મ પરમ સુખદાયક છે, પોતાના આત્માને નિત્ય જાણીને સમકિતાદિક સવરે કરી પુષ્ટ કરીયે એ ધર્મધ્યાનની બીજી અણુપ્પેહા કહી

તેજુ લેશ્યાનો વર્ણ–જેવો ઉગતો સૂર્ય રાતો, જેવી સૂડાની ચાચ, જેવી દીવાની શીખા, એ કરતા અનન્તગુણો અધિક રાતો.

પદ્મ લેશ્યાનો વર્ણ-જેવી હરતાળ, જેવી હળદર, જેવા શણના ફૂલ, એ કરતા અનન્ત ગુણો અધિક પીળો

શુકલ લેશ્યાનો વર્ણ–જેવો શંખ જેવુ અંકરત્ન જેવુ મોગરાનુ ફુલ જેવુ ગાયનુ દુધ જેવો રૂપાનો હાર, એ કરતા અનંત ગુણો અધિક શ્વેત

**ત્રીજો લેશ્યાના રસનો દ્વાર** કહે છે–કૃષ્ણ લેશ્યાનો રસ–જેવુ કડવું તુંબડુ, જેવો કડવો લીંબડાનો રસ, જેવો રોહીણી નામે વનસ્પતિનો રસ, એથી અનંત ગુણો અધિક કડવો રસ ૧ નીલ લેશ્યાનો રસ જેવો સુંઠનો તીખો રસ જેવો પીપર મરીનો રસ, એથી અનંત ગુણો અધિક તીખો રસ ૨ કાપુત લેશ્યાનો રસ–જેવો કુણી કાચી કેરીનો રસ જેવો કાચા કોઠાનો રસ, એથી અનંત ગુણો અધિક ખાટો રસ ૩ તેજુ લેશ્યાનો રસ-જેવો પાકા આંબાનો રસ જેવો પાકા કોઠાનો રસ, એથી અનંત ગુણો કાંઈક ખાટો ને કાંઈક મીઠો રસ ૪ પદ્મ લેશ્યાનો રસ જેવો વારૂણીનો રસ, જેવો આશવ (સરકો) નો રસ, જેવો મધુનો રસ એથી અનંત ગુણો મધુરો રસ, ૫ શુકલ લેશ્યાનો રસ જેવો ખજુરનો રસ જેવો દ્રાક્ષનો રસ, જેવો દુધનો રસ, જેવો સાકરનો રસ એથી અનંત ગુણો અધિક મીઠો રસ ૬

**ચોથા લેશ્યાના ગંધનો દ્વાર** કહે છે–જેવો ગાયના મડાનો, કુતરાના મડાનો, સર્પના મડાનો એથી અનન્નત ગુણો અધિક અપ્રશસ્ત, પ્રથમ ત્રણ મીઠી લેસ્યાનો ગંધ જાણવો, જેવો કપુર, કેયડો, પ્રમુખ સુગંધી પદાર્થ વાટતા (ઘુટતા) જેવી સુગંધ નીકળે તે કરતા અનંત ગુણો પ્રશસ્ત ત્રણ સારી લેશ્યાનો ગંધ જાણવો

**પાંચમો લેસ્યાના સ્પર્શનો દ્વાર** કહે છે–જેવી કરવતની ધાર, જેવી ગાયની જીભ, જેવુ મુંઝનુ તથા વાસનુ પાન, તે કરતાં અનન્ત ગુણો માઠી અપ્રશસ્ત લેશ્યાનો સ્પર્શ જાણવો, જેથી બુર નામે વનસ્પતિ, જેવુ માખણુ, જેવા સરસવના ફુલ જેવુ મખમલ એ કરતા અનન્ત ગુણો અધિક પ્રશસ્ત લેશ્યાનો સ્પર્શ સૂંવાળો જાણવો

**છઠ્ઠે લેશ્યાના પરિણામનો દ્વાર** કહે છે–લેશ્યા ત્રણ પ્રકારે પરિણામે જધન્ય, મધ્યમ, અને ઉત્કૃષ્ટ તથા નવ પ્રકારે પરિણામે તે ઉપરે ત્રણ કહી તેના એકેકના ત્રણ ભેદ થાય જેમકે જઘન્યનો જધન્ય, જઘન્યનો મધ્યમ, જધન્યનો ઉત્કૃષ્ટ એ રીતે દરેકના ત્રણ ત્રણ ભેદ કરતાં નવ ભેદ થાય એમ નવના સત્તાવીશ ભેદ થાય એમ સત્તાવીશના એકાશી ભેદ થાય, એમ એકાશીના બસે ને તેતાલીસ ભેદ થાય, એટલે ભેદે લેશ્યા પરિણમે

સાતમો લેશ્યાનાં લક્ષણનો દ્વાર-તેમાં પ્રથમ કૃષ્ણ લેશ્યાનાં લક્ષણ કહે છે-પાંચ આશ્રવનો સેવનાર, ત્રણ અગુપ્તિવંત છકાય જીવનો હિંસક આરંભનો તીવ્ર પરિણામી તથા દ્વેષી પાપ કરવામાં સાહસિક નિર્દય પરિણામી, ઇહલોક પરલોક રહિત કરનાર અજીતેન્દ્રિ એવા જોગે કરી સહિત હોય તેને કૃષ્ણલેશ્યાનું લક્ષણ જાણવું. નીલ લેશ્યાનાં લક્ષણ કહે છે-ઇર્ષાવંત, અમર્ષવંત, તપ રહિત, માયાવી, પાપ કરતાં લાજે નહિ, ગૃદ્ધિ, દ્વેષી, પ્રમાદી, રસનો લોલુપી, સાતાનો ગવેષી, આરંભનો અત્યાગી, પાપને વિષે સાહસિક, એ નીલ લેશ્યાનાં લક્ષણ જાણવાં. કાપોત લેશ્યાનાં લક્ષણ કહે છે-વાંકો બોલે, વાંકું કામ કરનાર, માયા કરીને કરનાર, સરળપણા રહિત, મારે જૂઠો અને પુરે જૂઠો મિથ્યા બોલે વચનનો બોલનાર, ચોરી મત્સરનો કરનાર એ કાપોત લેશ્યાનાં લક્ષણ જાણવાં. તેજુ લેશ્યાનાં લક્ષણ કહે છે-મર્યાદાવંત, માયા રહિત, ચપળપણા રહિત, કુતૂહલ રહિત, વિનયવંત, દમીતેન્દ્રી શુભ જોગવંત ઉપધાન તપ સહિત, દૃઢ ધર્મી પ્રિય ધર્મી પાપથી બીએ એ તેજુ લેશ્યાનાં લક્ષણ જાણવાં. પદ્મલેશ્યાનાં લક્ષણ કહે છે-ક્રોધ, માન, માયા, લોભ પાતળા કર્યાં છે, પ્રશાંત ચિત્ત આત્માનો દમનાર, યોગ ઉપધાન સહિત હોય, થોડાબોલો ઉપશાંત છે ? એ પદ્મ લેશ્યા લક્ષણ જાણવાં. શુક્લ લેશ્યાનાં લક્ષણ કહે છે-આર્તધ્યાન રૌદ્ર ધ્યાનથી સર્વથા રહિત, ધર્મ ધ્યાન શુક્લધ્યાન સહિત, દશ પ્રકારની ચિત્ત સમાધિએ કરી સહિત, આત્માનો દમનાર, ઇત્યાદિ શુક્લ લેશ્યાનાં લક્ષણ જાણવાં.

આઠમો લેશ્યાના સ્થાનકનો દ્વાર કહે છે- અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણીના જેટલા સમય થાય તથા અસંખ્યાતા લોકના જેટલા આકાશ પ્રદેશ થાય, એટલાં લેશ્યાનાં સ્થાનક જાણવાં.

નવમો લેશ્યાની સ્થિતિનો દ્વાર કહે છે- કૃષ્ણ લેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટી ૩૩ સાગરોપમ ને અંતર્મુહૂર્ત અધિક. નીલ લેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટી ૧૦ સાગરોપમ ને પલ્યનો અસંખ્યાતમો ભાગ અધિક. કાપોત લેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટી ત્રણ સાગરોપમ ને પલ્યનો અસંખ્યાતમો ભાગ અધિક. તેજુ લેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટી બે સાગર ને પલ્યનો અસંખ્યાતમો ભાગ અધિક. પદ્મ લેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટી ૧૦ સાગરોપમ ને અંતર્મુહૂર્ત અધિક. શુક્લ લેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટી ૩૩ સાગરોપમ ને અંતર્મુહૂર્ત અધિક. એ સમુચ્ચય લેશ્યાની સ્થિતિ કહી. હવે ચાર ગતિની લેશ્યાની સ્થિતિ કહે છે. પ્રથમ નારકીની લેશ્યાની સ્થિતિ કહે છે-કાપોત લેશ્યાની સ્થિતિ જઘન્ય ૧૦ હજાર વર્ષની, ઉત્કૃષ્ટી ત્રણ સાગરોપમ ને પલ્યનો અસંખ્યાતમો ભાગ.

નીલ લેશ્યાની સ્થિતિ જઘન્ય ત્રણ સાગર ને પલને અસંખ્યાતમે ભાગ, ઉત્કૃષ્ટી દશ સાગર ને પલને અસંખ્યાતમો ભાગ કૃષ્ણ લેશ્યાની સ્થિતિ જઘન્ય દશ સાગર ને પલનો અસંખ્યાતમો ભાગ, ઉત્કૃષ્ટી તેત્રીસ સાગર ને અંતર્મુહૂર્ત અધિક એ નારકીની લેશ્યા કહી હવે મનુષ્ય-તિર્યંચની લેશ્યાની સ્થિતિ કહે છે- પહેલી પાચ લેશ્યાની સ્થિતિ જઘન્ય, ઉત્કૃષ્ટી અંતર્મુહૂર્તની શુકલ લેશ્યાની સ્થિતિ કેવળી આશ્રી જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટી નવ વર્ષ ઉણી પૂર્વ ક્રોડની હવે દેવતાની લેશ્યાની સ્થિતિ કહે છે-ભવનપતિ, વાણવ્યંતર એ બેમાં કૃષ્ણ લેશ્યાની સ્થિતિ જઘન્ય દશ હજાર વર્ષની ઉત્કૃષ્ટી પલના અસંખ્યાતમા ભાગની, નીલ લેશ્યાની સ્થિતિ જઘન્ય કૃષ્ણ લેશ્યાની ઉત્કૃષ્ટી સ્થિતિથી એક સમય અધિક ને ઉત્કૃષ્ટી પલનો અસંખ્યાતમો ભાગ કાપુત લેશ્યાની સ્થિતિ જઘન્ય નીલ લેશ્યાની ઉત્કૃષ્ટી પલના અસંખ્યાતમા ભાગની તેજુલેશ્યાની સ્થિતિ જઘન્ય દશ હજાર વર્ષની, ભવનપતિ, વાણવ્યંતરની ઉત્કૃષ્ટી બે સાગર ને પલનો અસંખ્યાતમો ભાગ અધિક વૈમાનિક દેવની પદ્મ લેશ્યાની સ્થિતિ જઘન્ય તેજુલેશ્યાની ઉત્કૃષ્ટી સ્થિતિથી એક સમય અધિક ઉત્કૃષ્ટી દશ સાગર ને અંતર્મુહૂર્ત અધિક વૈમાનિકની શુકલ લેશ્યાની સ્થિતિ જઘન્ય પદ્મ લેશ્યાની ઉત્કૃષ્ટી સ્થિતિથી એક સમય અધિક, ઉત્કૃષ્ટી તેત્રીસ સાગર ઉપર અંતર્મુહૂર્ત અધિક

**દશમો લેશ્યાની ગતિનો દ્વાર** કહે છે- કૃષ્ણ, નીલ, કાપુત એ ત્રણ અપ્રશસ્ત અધમ લેશ્યા તેણે કરી જીવ દુર્ગતિએ જાય તેજુ, પદ્મ શુકલ એ ત્રણ ધર્મ લેશ્યા, તેણે કરીને જીવ સુગતિએ જાય

**અગીઆરમો લેશ્યાના ચવનનો દ્વાર** કહે છે.- સઘળી લેશ્યા પ્રથમ પરિણમતી વખતે કોઇ જીવને ઉપજવુ કે ચવવું નથી તથા લેશ્યાના છેલ્લા સમયે કોઇ જીવને ઉપજવુ કે ચવવુ નથી. પરભવને વિષે કેમ ચવે તે કહે છે-લેશ્યા પરભવની આવી થકી અંતર્મુહૂર્ત ગયા પછી શેષ અંતર્મુહૂર્ત આઉખા આડા રહે થકે જીવ પરલોકને વિષે જાય

ઇતિ શ્રી લેશ્યાનો થોકડો સંપૂર્ણ.

| ૧<br>દ્રવ્ય આત્મામા | ૨<br>કષાય આ | ૩<br>જોગ આ | ૪<br>ઉપયોગ આ. | ૫<br>જ્ઞાન આ | ૬<br>દર્શન આ | ૭<br>ચારિત્ર આ | ૮<br>વીર્ય આત્મામા |
|---|---|---|---|---|---|---|---|
| કષાય આત્માની ભજના | દ્રવ્ય આત્માની નિયમા | દ્રવ્ય આત્માની નિયમા | દ્રવ્ય આત્માની નિયમા | દ્રવ્ય આત્માની નિયમા | દ્રવ્ય આત્માની નિયમા | દ્રવ્ય આત્માની નિયમા | દ્રવ્ય આત્માની નિયમા |
| જોગ આત્માની ભજની | જોગ આત્માની નિયમા | કષાય આત્માની ભજના | કષાય આત્માની ભજના | કષાય આત્માની ભજના | કષાય આત્માની ભજના | કષાય આત્માની ભજના | કષાય આત્માની ભજના |
| ઉપયોગ આત્માની નિયમા | ઉપયોગ આત્મા-ની નિયમા | ઉપયોગ આ ની નિયમા | જોગ આત્માની ભજના | જોગ આત્માની ભજના | જોગ આત્માની ભજના | જોગ આત્માની ભજના | જોગ આત્માની ભજના |
| જ્ઞાન આ ની ભજના | જ્ઞાન આત્માની ભજના | જ્ઞાન આત્માની ભજના | જ્ઞાન આત્માની ભજના | ઉપયોગ આ. ની નિયમા | ઉપયોગ આ ની નિયમા | ઉપયોગ આ ની નિયમા | ઉપયોગ આત્માની નિયમા |
| દર્શન આ ની નિયમા | દર્શન આત્માની નિયમા | દર્શન આત્માની નિયમા | દર્શન આત્માની નિયમા | દર્શન આત્માની નિયમા | જ્ઞાન આત્માની ભજના | જ્ઞાન આત્માની નિયમા | જ્ઞાન આત્માની ભજના |
| ચારિત્ર આ, ની ભજના | ચારિત્ર આ ની ભજના | ચારિત્ર આત્થાની ભજના | ચારિત્ર આ ની ભજના | ચારિત્ર આત્માની ભજના | ચારિત્ર આત્માની ભજના | દર્શન આત્માની નિયમા | દર્શન આત્માની નિયમા |
| વીર્ય આ ની ભજના | વીર્ય આત્માની નિયમા | વીર્ય આત્માની નિયમા | વીર્ય આત્માની ભજના | વીર્ય આત્માની ભજના | વીર્ય આત્માની ભજના | વીર્ય આત્માની નિયમા | ચારિત્ર આત્માની ભજના |

| આઠ આત્માનો બીજો યંત્ર | જીવના ચઉદ ભેદમાંથી | ચઉદ ગુણઠાણા માંથી | પંદર જોગ માંથી | બાર ઉપયોગ માંથી | ૭ લેસ્યામાંથી |
|---|---|---|---|---|---|
| ૧ દ્રવ્ય આત્મામાં | સમુચ્ચયે ૧૪ ભેદ લાભે | સમુચ્ચયે ૧૪ ગુણ ઠાણા લાભે | સમુચ્ચયે ૧૫ જોગ લાભે | સમુચ્ચયે બાર ઉપયોગ | સમુચ્ચયે ૭ લેસ્યા |
| ૨ કષાય આત્મામાં | ૧૪ લાભે | પહેલા ૧ ગુણ ઠાણા | ૧૫ લાભે | કેવળજ્ઞાન ને કેવળ દર્શન વર્જીને ૧૦ લાભે | ૬ લેસ્યા |
| ૩ જોગ આત્મામાં | ૧૪ લાભે | પહેલેથી તેર ગુણ ઠાણા લાભે | ૧૫ લાભે | ૧૨ લાભે | ૬ લેસ્યા |
| ૪ ઉપયોગ આત્મામાં | ૧૪ લાભે | ૧૪ ગુણઠાણા | ૧૫ જોગ લાભે | ૧૨ ઉપયોગ લાભે | ૬ લેસ્યા |
| ૫ જ્ઞાન આત્મામાં | ૩ વિકલેંદ્રિય અસંજ્ઞીના અપર્યાપ્તા ને સંજ્ઞીના બે એ ૭ | પહેલું ને ત્રીજુ વરજી બાકી ૧૨ ગુણઠાણા લાભે | ૧૫ લાભે | ત્રણ અજ્ઞાન વરજી ને ૯ ઉપયોગ લાભે | ૬ લેસ્યા |
| ૬ દર્શન આત્મામાં | ૧૪ લાભે | ૧૪ લાભે | ૧૫ લાભે | ૧૨ ઉપયોગ લાભે | ૬ લેસ્યા |
| ૭ ચારિત્ર આત્મામાં | ૧ સંજ્ઞીનો પર્યાપ્ત લાભે | પહેલા પાંચ વરજી ને ૫ છઠા નવ ગુણ ઠાણા લાભે | ૧૫ લાભે | ૩ અજ્ઞાન વરજીને નવ ઉપયોગ લાભે | ૬ લેસ્યા |
| ૮ વીર્ય આત્મામાં | ૧૪ લાભે | ૧૪ લાભે | ૧૫ લાભે | ૧૨ ઉપયોગ લાભે | ૬ લેસ્યા |

ઇતિ આઠ આત્માનો વિચાર સંપૂર્ણ

# (૩૬) વ્યવવહાર સમકિતના ૬૭ બોલ.

આ સડસઠ બોલોના પ્રથમ બાર દ્વાર કહે છે. (૧) સદ્દહણા ચાર (૨) લીંગ ત્રણ (૩) વિનયના દસ પ્રકાર. (૪) શુધ્ધતાના ૩ ભેદ (૫) લક્ષણ પાંચ (૬) ભૂષણ પાચ. (૭) દૂષણના પાંચ ભેદ (૮) પ્રભાવના ૮ (૯) આગાર ૭. (૧૦) જયણા ૭ (૧૧) સ્થાનક ૭ (૧૨) ભાવના ૭ હવે તે દ્વાર વિસ્તારથી કહે છે

**(૧) સદ્દહણા ચાર પ્રકારની** — (૧) પરતીર્થિનો અધિક પરિચય ન કરે (૨) અધર્મ પાખ ડીયોની પ્રશસા ન કરે (૩) પોતાના મતના પાસત્થા, ઉસન્ના અને કુલિગી આદીકની સોબત ન કરે એ ત્રણેયનો પરિચય કરવાથી શુધ્ધ તત્ત્વની પ્રાપ્તિ થ શકે નહિ પરમાર્થના જાણવાવાળા સવિજ્ઞ ગીતાર્થની ઉપાસના કરવાથી શુદ્ધ શ્રદ્ધાને ધારણ કરે

**(૨) લિંગના ત્રણ ભેદ**—(૧) જેમ જુવાન પુરૂષ રંગરાગ ઉપર રાચે તેમ ભવ્યાત્મા શ્રી જૈનશાસન પર રાચે (૨) જેમ ક્ષુધાવાન પુરૂષ ખીરખાંડના ભોજનને પ્રેમસંહિત આદર કરે તેમ વીતરાગની વાણીનો આદર કરે, (૩) જેમ વ્યાવહારિક જ્ઞાન શીખવાની તીવ્ર ઇચ્છા હોય, ને શીખડાવનાર મળે ત્યારે શીખીને આ લોકમાં સુખી થાય તેમ વીતરાગના કહેલા સૂત્રોનુ હમેશાં સૂક્ષ્માર્થ ન્યાયવાળુ જ્ઞાન શીખીને આ લોક ને પરલોકમાં મનોવાંછીત સુખને પ્રાપ્ત કરે.

**(૩) વિનયના દશ ભેદ**—(૧) અરિહંતનો વિનય કરે (૨) સિધ્ધનો વિનય કરે, (૩) આચાર્યનો વિનય કરે (૪) ઉપાધ્યાયનો વિનય કરે. (૫) સ્થવિરનો વિનય કરે (૬) ગણ (ઘણા આચાર્યનો સમૂહ)નો વિનય કરે (૭) કુલ (બહુ આચાર્યોનો શિષ્યનો સમૂહ)નો વિનય કરે (૮) સ્વધર્મીનો વિનય કરે (૯) સઘનો વિનય કરે (૧૦) સભોગીનો વિનય કરે એ દશનો બહુ માનપૂર્વક વિનય કરે. જૈનશાસનમા વિનયમૂલ ધર્મ કહેવાય છે વિનય કરવાથી અનેક સદ્દગુણોની પ્રાપ્તિ થાય છે

**(૪) શુદ્ધતાના ત્રણ ભેદ**—(૧) મન શુધ્ધતા—મનથી અરિહંત દેવ કે જે ૩૪ અતિશય, ૩૫ વાણી, મહા પ્રતિહાર્ય સહિત, ૧૮ દૂષણ રહિત, ૧૨ ગુણ સહિત, એવા જે દેવ તેજ અમર દેવ છે, તેજ સાચા દેવ છે એના સિવાય બીજાં હજારો કષ્ટ પડે તોપણ સરાગી દેવોને મનથી પણ સ્મરણ ન કરે

લઇને શાસનની પ્રભાવના કરે [૭] કવિતા કરવાની શક્તિ હોય તો કવિતા કરીને શાસનની પ્રભાવના કરે [૮] બ્રહ્મચર્ય આદિ કોઇ મોટા વ્રત લે તો પ્રગટ રીતે ઘણા માણસોની વચમા લે, કારણકે એથી લોકોને શાસન પર શ્રદ્ધા અથવા વ્રતાદિ લેવાની રૂચી વધે છે અથવા દુર્બળ સ્વધર્મી ભાઇઓને સહાયતા કરવી એ પણ પ્રભાવના છે, પરતુ આજકાલ ચોમાસામા અભક્ષ વસ્તુની તથા લાડવા આદિની પ્રભાવના કરે છે, તો દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરવો જોઇએ કે પ્રભાવનાથી શાસનની કઈ પ્રભાવના થઇ કહેવાય ? અથવા એથી કેટલો લાભ ? એનો બુદ્ધિવાન પોતાથી વિચાર કરી શકે છે અને પ્રભાવનાનો આપણો સાચો પ્રેમ હોય તો નાની નાની તત્ત્વજ્ઞાનમય ચોપડીઓની પ્રભાવના કરો કે જેથી આપણા ભાઇઓને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય

**(૯) આગારના છ ભેદ**--સમકિતની અદર છ પ્રકારના આગાર છે-(૧) રાજાનો આગાર (૨) દેવતાનો (૩) ન્યાતનો (૪) માતાપિતા ને ગુરૂનો (૫) બલાત્કારનો (૬) દુષ્કાલમા સુખથી આજીવિકા ન ચાલે તો એ છ પ્રકારના આગારોથી સમકિતમા કોઇ અનુચિત કાર્ય કરવુ પડે તો સમકિત દૂષિત થતુ નથી

**(૧૦) જયણાના છ પ્રકાર**—(૧) આલાપ-સ્વધર્મી ભાઇઓની સાથે એકવાર બોલે (૨) સલાપ-સ્વધર્મી ભાઇઓની સાથ વારવાર બોલે (૩) મુનિને દાન દેવુ અથવા સ્વધર્મી ભાઇઓની વાત્સલ્યતા કરવી (૪) એવુ વારંવાર પ્રતિદિન કરે (૫) ગુણીજનોના ગુણ પ્રગટ કરે (૬) તથા વદન નમસ્કાર બહુમાન

**(૧૧) સ્થાનના છ પ્રકાર**— [૧] ધર્મરૂપી નગર તથા સમકિતરૂપી દરવાજો [૨] ધર્મરૂપી વૃક્ષ તથા સમ્યક્ત્વરૂપી થડ [૩] ધર્મરૂપી પ્રાસાદ તથા સમકિતરૂપી નીવ [પાયો] [૪] ધર્મરૂપી ભોજન તથા સમકિતરૂપી થાલ [૫] ધર્મરૂપી માલ તથા સમકિતરૂપી દુકાન [૬] ધર્મરૂપી રત્ન તથા સમકિતરૂપી તેજૂરી. એ છ ભેદ

**(૧૨) ભાવનાના છ પ્રકાર**— [૧] જીવ ચૈતન્ય લક્ષણ યુક્ત અસખ્યાત પ્રદેશી નિષ્કલક અમૂર્ત છે [૨] અનાદિ કાલથી જીવ અને કર્મોનો સયોગ છે જેમ દુધમા ઘૃત તથા તલમા તેલ, ધૂળમા ધાતુ, ફૂલમા સુગધ, ચદ્રની કાતિમા અમૃત એ પ્રમાણે અનાદિ સયોગ છે. [૩] જીવ સુખદુખનો કર્તા છે અને ભોક્તા છે, નિશ્ચય નયથી કર્મનો કર્તા કર્મ છે અને વ્યવહારનયથી જીવ છે [૪] જીવ, દ્રવ્ય, ગુણ, પર્યાય, પ્રાણ અને ગુણસ્થાનક સહિત છે ભવ્ય જીવનો મોક્ષ થાય છે [૬] જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ મોક્ષનો ઉપાય છે એ છ ભેદ.

| ક્રમ | માર્ગણા | જઘ૦કાયસ્થિતિ | ઉત્કૃષ્ટ કાયસ્થિતિ |
|---|---|---|---|
| ૧ | સમુચ્ચય જીવની | સાશ્વતા | સાશ્વતા |
| ૨ | નારકીની | ૧૦ હજારવર્ષ | ૩૩ સાગરોપમ |
| ૩ | દેવતાની | ,, | ,, |
| ૪ | દેવીની | ,, | પચાવન પલની |
| ૫ | તિર્યંચની | અંતમુહૂર્ત | અનંતકાળ [વન૦] |
| ૬ | તિર્યંચાણીની | ,, | ૩ પલ્યને પ્રત્યેક ક્રોડ પૂર્વ |
| ૭ | મનુષ્યની | , | ,, ,, |
| ૮ | મનુષ્યાણીની | , | ,, ,, |
| ૯ | સિદ્ધ ભગવાનની | સાશ્વતા | સાશ્વતા |
| ૧૦ | અપર્યાપ્તા નારકીની | અંતમુહૂર્ત | અંતમુહૂર્ત |
| ૧૧ | ,, દેવતાની | ,, | ,, |
| ૧૨ | ,, દેવીની | ,, | ,, |
| ૧૩ | ,, તિર્યંચની | , | ,, |
| ૧૪ | ,, તિર્યંચાણીની | ,, | ,, |
| ૧૫ | , મનુષ્યની | ,, | ,, |
| ૧૬ | ,, મનુષ્યાણીની | , | ,, |
| ૧૭ | પર્યાપ્તા નારકી | ૧૦હજાર વર્ષમાં અ મુ ઉણી | ૩૩ સાગરમાં અ મુ. ઉણી |
| ૧૮ | પર્યાપ્તા દેવતા | ,, | ભવસ્થિતિમા ,, |
| ૧૯ | ,, દેવી | ,, | ૫૫ પલ્યમા ,, |
| ૨૦ | ,, તિર્યંચ | અંતમુહૂર્ત | ૩ પલ્યમા ,, |
| ૨૧ | ,, તિર્યંચાણી | ,, | ,, ,, |
| ૨૨ | ,, મનુષ્ય | ,, | ,, ,, |
| ૨૩ | ,, મનુષ્યાણી | , | ,, ,, |
| ૨૪ | સઇન્દ્રિય | ૦ | અનાદિ અનત અના. સાં |
| ૨૫ | એકેન્દ્રિય | અંતમુહૂર્ત | અનતકાળ (વન૦) |
| ૨૬ | બેઇન્દ્રિય | ,, | સખ્યાતા વર્ષ |
| ૨૭ | તેઇન્દ્રિય | ,, | , |
| ૨૮ | ચઉરિન્દ્રિય | , | ,, |
| ૨૯ | પંચેન્દ્રિય | ,, | ૧૦૦૦ સાગર સાધિક |
| ૩૦ | અનિન્દ્રિય | ૦ | સાદિ અનંત |
| ૩૧ | સકાયી | ૦ | અ અન , અ૦ સાંત |
| ૩૨ | પૃથ્વીકાય | અંતર્મુહૂર્ત | અસખ્યાતો કાલ |

| | | |
|---|---|---|
| ૧૦૬ અયોગી | ૦ | સાદિ અનંત |
| ૧૦૭ સવેદી | ૦ | અ અ, અ સા, સા, સા, |
| ૧૦૮ સ્ત્રી વેદ | ૧ સમય | ૧૧૦ પલ્ય૦પ્ર. ક્રોડપૂર્વ અધિક |
| ૧૦૯ પુરૂષ વેદ | અંતર્મુહૂર્ત | પ્રત્યેક સો સાગર |
| ૧૧૦ નપુંસક વેદ | ૧ સમય | અનંતકાળ (વન૦) |
| ૧૧૧ અવેદી | સાદિ અનંત | સા સા જ ૧સ ઉ અ મુ, |
| ૧૧૨ સકષાયી સાદિ સાંત | અ અ, અ સા સાદિ સાંત | દેશ ઉણા અર્ધ પુ૦ |
| ૧૧૩ ક્રોધ કષાયી | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત |
| ૧૧૪ માન ,, | ,, | ,, |
| ૧૧૫ માયા ,, | ,, | , |
| ૧૧૬ લોભ ,, | ૧ સમય | ,, |
| ૧૧૭ અકષાયી | સા અ, સા સા | જ ૧ સમય, ઉ. અ. મુ |
| ૧૧૮ સલેશી | ૦ | અ અ, અ સા |
| ૧૧૯ કૃષ્ણ લેશી | અંતર્મુહૂર્ત | ૩૩ સાગર અ મુ અધિક |
| ૧૨૦ નીલ ,, | ,, | ૧૦ ,, પલ્ય અસ ભાગ અધિક |
| ૧૨૧ કપોત ,, | ,, | ૩ ,, ,, |
| ૧૨૨ તેજો ,, | ,, | ૨ ,, ,, |
| ૧૨૩ પદ્મ ,, | ,, | ૧૦, ,, અ. મુ અધિક |
| ૧૨૪ શુકલ ,, | ,, | ૩૩ ,, ,, |
| ૧૨૫ અલેશી | ,, | સાદિ અનંત |
| ૧૨૬ સમ્યકૂત્વ દૃષ્ટિ | ,, | સા અ, સાં સાં, ૬૬ સા. સા. |
| ૧૨૭ મિથ્યા ,, | અ અ, અ સા, | અનન્તકાળ |
| ૧૨૮ મિથ્યા દૃષ્ટિ સાદિ સાંત | અં મુ | સા સાં, (અર્ધ પુ) |
| ૧૨૯ મિશ્ર દૃષ્ટિ | ,, | અ મુ. |
| ૧૩૦ ક્ષાયક સમ્કૂત્વ | ,, | સાદિ અનંત |
| ૧૩૧ ક્ષયોપશમ સમ્યકૂત્વ | અ મુ. | ૬૬ સાગર સાધિક |
| ૧૩૨ સાસ્વાદાન ,, | ૧ સમય | ૬ આવલિકા |
| ૧૩૩ ઉપશમ ,, | ,, | અ મુ |
| ૧૩૪ વેદક ,, | ,, | ,, |
| ૧૩૫ સનાણી | અ મુ, | સા. અ સા સા, ૬૬ સાગર |
| ૧૩૬ મતિ જ્ઞાની | ,, | ૬૬ સાગર સાધિક |
| ૧૩૭ શ્રુત ,, | , | ,, |

